# અનુક્રમણિકા.

## આ ગ્રંન્થમાં આપેલાં ચિત્રો.

न यद्वचश्चित्रपदं हरेर्यशो जगत्पवित्रं प्रगृणीत कर्हिचित् ॥
तद्वायसं तीर्थमुशन्ति मानसा न यत्र हंसा निरमन्त्युशिक्क्षयाः॥

\+ + + + +

तद्वाग्विसर्गो जनताघविप्लवो यस्मिन् प्रतिश्लोकमबद्धवत्यपि॥
नामान्यनन्तस्य यशोऽङ्कितानि यत् शृण्वन्ति गायन्ति गृणन्ति साधवः ॥

\+ + + + +

सरसापि कवेर्वाणी हरिनामाङ्किता यदि ॥
सादरं गृह्यते तज्ज्ञैः शुक्तिर्मुक्तान्विता यथा ॥

\+ + + + +

कल्याणं भगवत्कथाकथनतः काव्यं विधातुः कवेः,
तस्यैवाद्भुतया क्वचिद्रचयतः शृङ्गारवीरादिकम् ॥
को दोषो भविता यदत्र कवितार्शीलैः समाश्रीयते
पन्था व्यासवसुंधराश्रुतिभवग्रन्थादिषु प्रेक्षितः ॥

\+ × × ×

ते धन्यास्ते महात्मानस्तेषां लोके स्थिरं यशः ।
यैर्निबद्धानि काव्यानि येच काव्येषु कीर्तिताः ॥

× × × ×

धर्मार्थकाममोक्षेषु वैचक्षण्यं कलासु च ।
करोति कीर्तिं प्रीतिं च साधुकाव्यनिषेवणम् ॥

× × ×



## આભાર દર્શન.

આ ગ્રંથ છપાવવામાં શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી આર્થિક સહાય મળી છે. જેથી અત્રે તે સભાના કાર્યવાહકોનો સપ્રેમ આભાર માનવામાં આવે છે.

પ્રકાશક.



" Fervency, freedom, fluency of thought,
Harmony, strength, words exquisitely sought;
Fancy, that from the bow that spans the sky,
Brings colours dipped in heaven, that never die;
A soul exalted above earth; a mind
Skilled in the characters that form mankind. "

COWPER.

" This ( Poetry ) is not to be obtained but by devout prayer to that Eternal Spirit that can enrich with all utterance and knowledge and send H[illegible] fire of His [illegible] whom He [illegible] ous and s[illegible] insight int[illegible] affairs. "

MILTON.

" It is imposible to devote too much attention to the acquirement of a thorough knowledge of the ancient poets; their sole aim was the instruction of their fellow men; and it is needless to assert how much they contributed, in the early ages towards polishing mankind constituting them into states & societies, and uniting them in one common interest.-" Sigma

" Envy not a poet's name,
Darken not his dawn of Fame. "

R. MONTGOMERY.

# આ ગ્રન્થ મળવાનાં ઠેકાણાં:—

ડભોઇ:—નારાયણદાસ પરમાનંદદાસ શાહ, ઠે. શેરડીઆ.
મુંબઈ:—વસનજી પરમાનંદ બુકસેલર, ઠે. કાલબાદેવી રોડ.
„ —જેઠારામ મુકંદજી બુકસેલર, „
„ —એન. એમ. ત્રિપાઠીની કું. બુકસેલર ઠે. પ્રિન્સેસ સ્ટ્રીટ.
„ —એલ. એમ. ઠક્કર બુકસેલર, „
„ —નારણજી મુળજી બુકસેલર ઠે. કાલબાદેવી રોડ.
અમદાવાદ:—મહાદેવ રામચંદ્ર જાગુટે બુકસેલર ઠે. ત્રણ દરવાજા.
„ જીવનલાલ અમરશી મહેતા. બુકસેલર ઠે. પીરમશારોડ.
„ હરગોવનદાસ હરજીવનદાસ, બુકસેલર ઠે. પાનકોરના નાકે.
„ રણછોડલાલ મોતીલાલ બુકસેલર ઠે. રીચીરોડ.
„ સાકરલાલ બુલાખીદાસ બુકસેલર „
સુરત:—ફરસનદાસ નારણદાસ બુકસેલર ઠે. નાણાવટ.
„ —લલ્લુભાઈ નારણદાસ બુકસેલર „
ભરૂચ:—દેસાઇ બધર્સ બુકસેલર ઠે. ફતેપોર બજાર.
વડોદરા:—મોહનલાલ મનસુખરામ બુકસેલર ઠે. લહેરીપુરા રોડ.
રાજકોટ:—બેચર મેઘજી બુકસેલર, ઠે. બારગેટ.

એ સિવાય બહારગામના જાણીતા બુકસેલરો.

## દયારામભાઈના જીવનનાં કેટલાંક ઉપયોગી વર્ષો.

સંવત્ ૧૮૩૩ જન્મ, ભાદરવા સુદી ૧૧.
સંવત્ ૧૮૪૧ ઉપવીત ધારણ.
સંવત્ ૧૮૪૧ વિવાહ.
સંવત્ ૧૮૪૩ કવિના પિતાનો સ્વર્ગવાસ.
સંવત્ ૧૮૪૫ કવિની માતાનો સ્વર્ગવાસ.
સંવત્ ૧૮૪૭ બ્રહ્મસંબંધ, સર્વાત્મ નિવેદન કર્યું.
સંવત્ ૧૮૫૩ વડોદરાના સંઘમાં યાત્રાર્થે જોડાયું.
સંવત્ ૧૮૫૮ મનમરજાદ લીધી.
સંવત્ ૧૮૬૧ પાકી મરજાદ લીધી.
સંવત્ ૧૮૬૫ યાત્રા કરી પાછા આવ્યા.
સંવત્ ૧૮૬૬ ડભોઈમાં સ્થાયી મુકામ.
સંવત્ ૧૮૮૭–૮ શ્રીનાથજીની છેલ્લી ઝાંખી કરી.
સંવત્ ૧૮૯૮ મંદવાડ, વિલ, માગશર વદી ૧૩.
સંવત્ ૧૯૦૯ ભગવત્પ્રાપ્તિ માહા વદી ૫.

# દયારામભાઈ કૃત કેટલાક ગ્રંથોનાં વર્ષો.



પત્ર લીલા–સંવત ૧૮૬૨
અજામિલાખ્યાન–સંવત ૧૮૬૩ ની ભાદ્રપદ પૂર્ણિમા.
શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ અનુક્રમણિકા–સંવત્ ૧૮૬૭ ના જ્યેષ્ઠ વદ ૧૩.
સતસૈયા–સંવત્ ૧૮૭૨ ના શ્રાવણ સુદ ૮
વસ્તુવૃન્દદીપિકા–સંવત્ ૧૮૭૪ ના શ્રાવણ વદ ૮.
શ્રીમદ્ ભગવતાદ્કમણિકા–સંવત્ ૧૮૭૯ ના ફાગણ વદ ૨.
સારાવલી–સંવત્ ૧૮૮૦ ના શ્રાવણ સુદ ૧૨
વ્રજવિલાસામૃત–સંવત્ ૧૮૮૨ ના આસો સુદ ૫.
રસિકવલ્લભ–સંવત્ ૧૮૮૪ ના શ્રાવણ સુદ ૧૧.
શ્રીમદ્ ભગવદ્ ગીતા માહાત્મ્ય–સંવત્ ૧૮૯૦ ના શ્રાવણ વદ ૮



श्रीमद्दगमोहनो जयति.

# પ્રકાશકની પ્રસ્તાવના.

ગુર્જર કવિઓના શિરોમણિ, ગુર્જર સાહિત્યના પરમ માર્મિક રસવેત્તા, કવિ રત્ન ભક્ત શ્રીદયારામભાઈના નામથી ભાગ્યેજ કોઇ ગુર્જર વાચક અજ્ઞાત હશે એ મહાનુભાવ કવિવરનું સંપૂર્ણ, સપ્રમાણ, બોધપ્રદ જીવનચરિત્ર છપાવવાની મારી લાંબા વખતથી ઇચ્છા હતી તે છપાતી આજે ગુર્જર પ્રજા સમક્ષ મુકતા મને અત્યન્ત આનંદ થાય છે

ગુર્જર સાહિત્યના ઐતિહાસિક વિભાગમા ઉત્તમ સાહિત્યની વૃદ્ધિ કરનાર, આટલા અપૂર્વ સમગ્ર સાધનોથી ભરપૂર, હજુ સુધી કોઇ પણ પ્રાચીન કવિનુ ચરિત્ર પ્રકટ થયુ હોય એવુ મારી જાણમાં નથી, તેથી આ ચરિત્ર ગુર્જર સાહિત્યના વાચકોને અતિ ઉપયોગી થશે એમ મારૂ માનવુ છે

જગતમા દુર્ગુણ ન હોત તો સદ્ગુણની કશીજ કીમત નહોતી અને દુર્જન ન હોત તો સજ્જનની શ્રેષ્ઠતા પ્રકાશતજ નહી. જગતના સામાન્ય જનોથી ભક્તોની કૃતિ વિલક્ષણજ હોય છે અને તે વિલક્ષણતાને સમજવાની યોગ્યતાના અભાવે સામાન્ય જનો ભક્તો પ્રતિ ઉતાવળથી અવળા વિચારો બાંધીને તે જનસમાજમા ફેલાવે છે અને તેથીજ કહેવાયુ કે ' જગત ભક્તને વૈર છે ' ભક્ત કવિ શ્રીદયારામભાઈસબન્ધમા પણ તેમજ થયુ છે કવિઓના ભક્તિપૂર્ણ હૃદયના ઉદ્ગારો કલ્પવૃક્ષ જેવા છે તેથી જે જેવુ પાન તે તેવો અર્થ કરે આ રીવાજ આદિ અનાદિથી ચાલે છે ભક્તરાજ નૃસિંહ

મહેતાના સંબંધમા પણ તેમજ બન્યું હતું. આવા બનાવોના પરિણામથી સમાજને ઘણું ખોવું પડે છે. આવા પ્રકારની ફેલાયલી ગેરસમજ દૂર કરવાનો આ પુસ્તક બહાર પાડવામા હેતુ રહેલો છે.

ભક્ત કવિ શ્રીદયારામભાઇના સ્નેહભક્તિ પૂર્ણ કાવ્યો ઘરગતુ થઈ પડ્યા છે. તેથી કવિશ્રીનું નિર્મળ જીવન સ્વરૂપ બહાર પડે તો શ્રદ્ધાળુ હૃદયોને ઘણો લાભ થાય, પ્રભુના ભક્તોના ચરિત્ર સંબધી ઉલટી માહીતી બાહાર આવે તેથી પ્રભુના ભક્તનુ કાંઈ જતું નથી પરંતુ ભક્ત સમાજનેજ નુકશાન થાય છે.

ભક્ત કવિ શ્રીદયારામભાઇના જીવનચરિત્ર સબધી અત્યાર સુધીમાં સાહિત્યના ક્ષેત્રમા જે કાંઇ પ્રકટ થયું છે તે કયા ધોરણથી પ્રકટ થયુ હશે તે સમજી શકાતું નથી પરંતુ એટલું તો નક્કીજ છે કે ખરી હકીકતોના અભાવે પોતપોતાના વિચાર પ્રમાણે અને અપૂર્ણ માહિતીથી કલ્પના કરીને લેખકોએ કાર્ય કરેલું છે. તેમાં દયારામભાઇને અન્યાય થયો નથી પરંતુ સમાજને અન્યાય થયો છે એમ માનીએ તો પણ ચાલે તેથી શુદ્ધ જીવનચરિત્રનું એકાદ પુસ્તક બહાર પડે તો સારૂં એવો સંકલ્પ થવાથી આ કાર્ય હાથમા લેવાયલું છે. અને તે વીશેની મારી ઇચ્છા સને ૧૯૧૨ ના "ગુજરાતી" ના દીવાળીના અંક સાથે હેન્ડબીલો આપીને તથા શ્રીદયારામકૃત કાવ્યમણિમાલા ભાગ. ૧-૨ મા જાહેર ખબર આપીને પ્રજાની જાણમાં મુકી હતી. અને સને ૧૯૧૩ ના "બુદ્ધિપ્રકાશ" ના અંક ૧૨ મા માં તે વીશે એક લેખ પણ છપાવ્યો હતો.

સૂર્યનું ચિત્ર દોરનાર ગમે તેવો કુશળ ચિત્રકાર હોય તો પણ ચિત્રથી પ્રત્યક્ષ સૂર્ય બતાવી શકે નહી. કારણ કે તેમાં રહેલું પ્રભુની વિભૂતિરૂપી તેજ તે તો માત્ર સૂર્યમાંજ છે તેમ ભક્ત કવિ શ્રીદયારામભાઇનું ચરિત્ર દરેકે દરેક પ્રસંગોથી પુષ્ટ ન થયું હોય તો તે સર્વથા

સંભવિત છે. કારણ કે ભક્તોના જીવનમા કેટલાક પ્રસંગો એવા હોય છે કે માત્ર તેઓ પોતેજ જાણે છે તો પછી તેવા પ્રસંગોની નોધ હોઈ શકે નહી વળી ભકત કવિશ્રીની આયુષ્ય મર્યાદા સુધીનો સમય તે હાલના સમયથી ભિન્ન હતો તેથી દરેકે દરેક પ્રસંગની નોધ રાખવાની કાળજી કોઇને ન હોય તે સ્વાભાવિકજ છે

આ ચરિત્ર લખાવવાનો આરભ ક્યારે અને કેવી રીતે કેવા સયોગોમા થયો તે વિષે બે શબ્દ લખવા અત્રે જરૂરના છે દયારામભાઇનું નિવાસસ્થાન ડભોઇ અને મારૂં નિવાસસ્થાન પણ ડભોઇ છે, તેમજ મારા દાદા નાનશા પરશુદાસ પણ કવિશ્રીના શિષ્ય હતા તેથી સ્વાભાવિકજ કવિશ્રી ઉપર મને માન ને પ્રેમની લાગણી તો હતીજ. આથી હું જ્યારે મુબઇ હતો, ત્યારે અમારા પરમ પૂજ્ય કવિવર ભક્ત શ્રીદયારામ ભાઇના સબધમા લખનારા કેટલાક સાહિત્ય સેવકોએ પ્રકટ કરેલા જીવન ચરિત્રો મે વાચ્યા, પણ એ બધુ વાચીને મને ખેદ થયો. અને સકલ્પ કર્યો કે કવિશ્રીનું સપૂર્ણ શુદ્ધ ચરિત્ર ગમે તેમ કરીને સાધનો મેળવી પ્રસિદ્ધ કરવુ ત્યાર બાદ અનેકવાર ડભોઈ જઈને મારા પરમ સ્નેહી કવિશ્રીના શિષ્યપુત્ર, શ્રી ડભોઇ પુષ્ટિમાર્ગીય પુરુષોત્તમનયના પ્રમુખ, જોષી છોટાલાલભાઈ ગિરિજાશંકર કે જેઓ મારા ઉપર વાત્સલ્ય ભાવ રાખે છે તેમને કવિશ્રીના જીવન સબંધીના પ્રથમના સર્વ લેખકોના લેખો બતાની મારી ઇચ્છા જણાવી. તેઓએ અતિ ઉદારતાથી એ કાર્ય કરવામા સહાનુભૂતિ આપી તેઓની પણ ઘણા વખતની આતુરતા હતી તેથી ચરિત્ર માટે અનેક પ્રાચીન નોધો [illegible] ટિપ્પણો વગેરે પોતાની પાસે સગ્રહ કરી રાખેલા હતા તે [illegible] બીજા અન્ય પ્રાપ્ત કરી કવિશ્રીના અપ્રસિદ્ધ ગ્રંથો [illegible] ચરિત્રની એક રૂપરેખા દોરી તે [illegible] [illegible]

એ માટે તેમનો અંતઃકરણથી જેટલો આભાર માનું તેટલો ઓછો છે. ખરેખર આ ગ્રંથ છપાયો અને ગુજરાત સાહિત્યમા એક સારા ગ્રથની વૃદ્ધિ થઇ તેનું માન તેમનેજ ઘટે છે. આ સર્વ સાધનો ઉપરથી કવિશ્રીનુ ચરિત્ર સુઘટિત પુસ્તકના આકારમા ને સરલ રૂચિકર ભાષામા તથા દરદીની ગત દરદી જાણે તેમ ભક્તની ગત ભક્ત જાણે માટે કોઇ ભક્ત હૃદયમાથી આ અમૃતવાણી વહે તો વધુ મિષ્ટ થાય એમ ધારીને લખવા માટે પુષ્ટિ સંપ્રદાયના સુપ્રસિદ્ધ વિદ્વાન્ રા. રા. મુળચંદ તુલસીદાસ તેલીવાળા બી. એ. એલ. એલ. બી. ને મેં વિનતિ કરી. તેમણે અતિ ઉત્સાહથી એ કાર્ય માથે લીધુ, ને અડધુ કાર્ય કર્યુ, પણ તેમને અવકાશ ન રહેવાથી તેઓના મિત્ર હાલ ભરૂચમા રહેતા રા. રા શંકરપ્રસાદ છગનલાલ રાવળને એ કાર્ય સોપવાની સૂચના કર્યાથી મારી પાસેના સઘળાં સાધનો ક્રમવાર ગોઠવીને પુસ્તકાકારમા મુકવા માટે લખવાનુ કામ રા. શંકરપ્રસાદને સોપ્યુ ને રા. તેલીવાળાએ કવિશ્રીનુ આંતર જીવન લખવાનું માથે રાખ્યુ. રા. શંકરપ્રસાદ રાવળે ફરીથી નવેસર પોતાની ભાષામા બે ત્રણ વખતની માદગી અને અનેક અડચણો છતા ઘણા લાંબા વખતે પણ આ ગ્રંથ સંપૂર્ણ તૈયાર કર્યો તે માટે તેમનો આભાર માનું છુ. કવિશ્રીનું જીવન, પુષ્ટિ સપ્રદાયના સિદ્ધાંતો પ્રમાણે વિલસતુ હોવાથી, રા. શંકરલાલ રાવળે તૈયાર કરેલુ ચરિત્ર રા જોશી છોટાલાલ ગિરિજાશંકર, ભરૂચ હાઇસ્કુલના માસ્તર પરમ ભગવદીય રા. મનમોહનદાસ દલપતરામ દલાલ બી એ, વૈષ્ણવધર્મપતાકાના તંત્રી રા. વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી, અને રા મુળચદ તુલસીદાસ તેલીવાળા બી એ. એલ. એલ. બી. એઓને બતાવ્યુ. ને તેમા ચર્ચેલાસાપ્રદા-

યિક સ્ખલનો તેમણે સુધાર્યા અને પ્રસંગોપાત્ત યોગ્ય સૂચનાઓ પણ કરી. તે બદલ તેમનો પણ મુક્ત કંઠે આભાર માનું છું.

આ કાર્ય કરવામાં મને દ્રવ્ય, શ્રમ અને સમયનો જે ભોગ આપવો પડ્યો છે અને જે જે અડચણો વેઠવી પડી છે, તે જણાવીને હું મારૂ ગૌરવ બતાવવા માગતો નથી, પરંતુ મારે જણાવવું જોઇએ કે કવિશ્રીના ચરિત્રના સંપૂર્ણ સાધનો ભેગાં કરવા માટે તેમજ એ કાર્ય ત્વરાથી થાય, અને ઉત્તમ બને તે માટે મારે અનેકવાર મુંબઇથી ડભોઇ તેમજ ભરૂચ જવું પડયું હતું, પ્રસંગોપાત્ત લેખક કાશીઆ, ઝાડેશ્વર, અમદાવાદ, વિગેરે બહારગામ ફરતા હોવાથી ત્યાં પણ અનેકવાર જવું પડ્યું હતું. વળી તે માટે અનેક ગ્રંથો નવા ખરીદવા પડયા હતા સાથે તે કાર્ય તેનો આરંભ કર્યા પછી આજે સાત વર્ષે પ્રભુ કૃપાએ પૂર્ણ થાય છે. તેટલા સમયમાં મને કેટલો બધો ખરચ થયો હશે તેનો વિચાર વિચારશીલ વાચક વર્ગ કરી લેશેજ.

આ ચરિત્ર સંપૂર્ણ સપ્રમાણ અને ખાત્રીવાળું છે અને કવિશ્રીની બાલ્યાવસ્થા, ઉત્તરાવસ્થા ને વૃદ્ધાવસ્થામાં બનેલા અનેક પ્રસંગોના દશ પ્રકરણો ઉપરાંત કવિશ્રીની હજુસુધી બાહાર ન આવેલી તદ્યુગ-સાથેની પ્રાચીન છબિ, જન્માક્ષર ચશ્મા, વંશવૃક્ષ, ગ્રંથોનું લીસ્ટ, કવિનું ગદ્ય લખાણ કવિના જીવન સૂત્રો, કવિને અમદાવાદના વ્યાસ માધવરામ સાથે રસુજી મંદિરમાં થયેલો પત્ર વ્યવહાર, કવિના ગુરૂનું વંશવૃક્ષ કવિજીવનના ઉપયોગી વર્ષો, કવિના ગ્રંથોના ઉપયોગી વર્ષો, કવિના શિષ્યોની છબીઓ તથા કવિશ્રીના અનુભવ મંજરી વિગેરે અપ્રસિદ્ધ ગ્રંથોના પ્રમાણો સાથે અનેક નવીન વિષયોથી ભરપુર છે. અને તે ઉપરાંત શ્રીમદ્વલ્લભાચાર્યજી તથા ડાકોરવાળા ઈચ્છારામ ભટ્ટજીમહારાજની છબીઓ તથા

ચરિત્રો પણ આપવામાં આવ્યાં છે. અને અત્યાર સુધીમાં જે જે સાક્ષરોએ લખ્યું છે તે સર્વેનું અવલોકન કરવામાં આવ્યું છે.

કવિશ્રીના સદ્‌ગુરૂ ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીવ્રજમલલાલજી મહારાજની છબી તથા ચરિત્ર મેળવવા માટે મે અતિશય પ્રયાસ કર્યો, જોધપુર વિગેરે સ્થળોએ બહારગામ અનેક પત્રો લખ્યા છતાં પણ તે ન મળવાથી કવિ શ્રીના મૂળ ગુરૂ શ્રીમદ વલ્લભાચાર્યજી-શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની તેમના સ્વયં સેવકો સાથેની પ્રાચીન છબી મેળવી આ ગ્રંથમા મુકી છે અને આ ગ્રંથ તેઓશ્રીનેજ અર્પણ કરવામા આવ્યો છે. કવિશ્રીના ઉપદેષ્ટા ડાકોરવાળા ઈચ્છારામ ભટ્ટજી મહારાજની છબી તથા ચરિત્ર મેળવવા માટે મેં ડાકોર, વડોદરા અને પેટલાદ વિગેરે સ્થળોએ ઘણો પ્રયાસ કર્યો છતા તે ન મળવાથી નાસીપાસ થયો. છેવટે ત્રણ વર્ષના પ્રયાસે પ્રભુ કૃપાથી વડોદરાથી તૃતીય વૈષ્ણવપરિષદ્‌ના પ્રમુખ સ્વ. રા. રા. વૈષ્ણવ મુનશી બળવંતરાય દાજીભાઈને ત્યાંથી સદર ભટ્ટજી મહારાજની છબી મળી છે, તેથી તેમનો આભાર માનવામાં આવે છે. આ ભટ્ટજી મહારાજનું ચિત્ર રંગીન જુનુ તેમને ત્યાં ઠાકોર સેવામાં બીરાજતું હતુ જેથી તેમને ત્યાં ફોટોગ્રાફરને લેઈ જઈને તે ઉપરથી ફોટો લેવડાવી છબી તૈયાર કરાવવામાં આવી છે. ભટ્ટજીના ચરિત્રની હકીકતો રા. બળવંતરાય મુનસી તથા રા. મંજુલાલ જમનારામ દવે એમ. એ. મારફતે મળી છે જેથી અત્રે તેમનો આભાર માનવામાં આવે છે.

કવિશ્રીના ભક્તિવિધાન, હરિહરતારતમ્ય, રસિકરંજન વગેરે અનેક અપ્રસિદ્ધ ગ્રંથો-કવિશ્રીના લાડીલા શિષ્ય અમીન ઘેલાભાઈ દુલ્લભદાસના મુનીમ મંપારા જુઠાભાઈ જોગીદાસ પાસેથી મળ્યા છે. જેથી અત્રે તેમનો પણ આભાર માનવામાં આવે છે.

પશ્ચિમના દેશોની આપણે ઘણી નકલ કરીએ છીએ પરંતુ ભાગ્યેજ તેમના સદ્ગુણની નકલ કરી શકાય છે મર્કટની માફક બાહ્યાચારમાં નકલ કરવામાં બાહોશી મનાય છે અહીં હું એક દાખલો રજુ કરીશ ઈંગ્લાન્ડમાં શેક્સપીયર નામે મહાપ્રખ્યાત કવિ થઇ ગયો છે. તેની કૃતિઓનો સમાજ છુટથી લાભ લઇ શકે તેટલા માટે ત્યાં શેક્સપીયર હોલ બનાવવામાં આવ્યો છે અને ત્યાં તેની તમામ કૃતિઓ જાહેર પ્રજાના લાભ ખાતર મુકાઈ છે ગુર્જર પ્રજા સમક્ષ અપૂર્વ ભક્તિરસના પદો અને ગ્રંથોનો સમુદ્ર કવિશ્રીએ રેલાવ્યો છે. છતાં તેનો લાભ લેવાને ગુર્જર પ્રજાએ હજુસુધી કંઇપણ કર્યું નથી એથી હીનભાગ્ય વિશેષ બીજું શું હોઇ શકે ? હિરાની પરીક્ષા ઝવેરીઓ કરે છે તે પ્રમાણે પશ્ચિમની રાજ્યકીર્તિ આપણા મિત્ર પ્રજાનો આ પ્રશંસનીય ગુણ આપણે ગ્રહણ કરીએ તો આવા રસિક ભક્તિપૂર્ણ હૃદયના મહાનુભાવી કવિશ્રીના કાવ્યોનો સરળતાથી અને વગર ખરચે, સમાજ લાભ લઇ શકે તેવી યોજના થવી જોઇએ ગુજરાત અને ખાસ કરીને ડભોઇ આ વ્યવસ્થા નહીં કરે ત્યાં સુધી ઋણ મુક્ત થઇ શકશે નહિ આ સ્થળે જણાવવાની જરૂર છે કે કેટલાક સાક્ષરો, ડભોઇના ગૃહસ્થો અને નામ. ગાયકવાડ સરકારની સંમતીથી વડોદરા પ્રાંતના સુબા સાહેબ માણેકલાલભાઈ સાકરલાલભાઈ એમ. એ.ના શુભ હસ્તે દયારામ સ્મારક ફંડ શરૂ થયાને આશરે ત્રણ ચાર વર્ષ થયા છે તેમાં કેટલીક રકમ ભરાઇ છે તેનો ભવિષ્યમાં સદુપયોગ થશે એવી આશા છે પરંતુ નામદાર શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ સી. આઇ. ઇ. તથા ધનાઢ્ય ગૃહસ્થો સારી મદદ આપે તોજ એ સ્મારક ફંડ દ્વારા ડભોઇમાં એકાદ દયારામ મંદિર અને પુસ્તકાલય થઇ શકે અને તેઓશ્રીની કૃતીઓ જાહેરમાં મુકી શકાય આ કાર્યનો ગુજરાતી પ્રજાના

ઉત્સાહ ઉપર પણ આધાર છે આ પુસ્તકના વાચકોને આ કાર્ય તરફ લક્ષ આપવા વિનતિ કરૂ છુ

કવિ જીવનના લેખકો પોતપોતાની કલ્પના શક્તિ પ્રમાણે પરીક્ષા કરે છે તેમ સ્વ. કવિ નર્મદાશંકરને દયારામભાઇની કાવ્ય કૃતિઓ તેજ મોહ હતો કવિશ્રીની ભક્તિ પૂર્ણ વૃત્તિઓને તેઓ પૂર્ણપણે પા રખી શકયા નથી અને તેજ પ્રમાણે તે પછીના લેખકોએ કર્યું છે તે વિષયમા વિસ્તારથી આ પુસ્તકમા વિવેચન કરેલુ છે તેથી કવિશ્રીના ચરિત્ર માટે જન સમાજમા ફેલાયલી ગેરસમજ દૂર થશે તેટને અશે મારો પ્રયાસ ફળીભૂત થયો સમજીશ

આ ભક્ત કવિશ્રીના કાવ્યો કવિ જયદેવ તથા નરસિંહ મેહેતાની માફક શ્રીરાધાકૃષ્ણના દિવ્ય શૃગારી હોવા છતા કેટલાક વાચકો તેને લૌકિક શૃગારમા ગણે છે. તે સપૂર્ણ સમજવા માટે શ્રી દયારામકૃત કાવ્ય મણિમાલા ભાગ ૧ લામા ના મુગટચદ તુલસીદાસ તેલીવાળાનો લેખ તથા ભાગ ૨ જા મા વસતરામ હરિકૃષ્ણ શાસ્ત્રીનો લેખ તથા હવે પછીથી અમારા તરફથી પ્રકટ થતુ ગ તેનીત્રાગાનુ લખેલુ "દયારામભાઇનુ આતર જીવન" વાચવા પ્રત્યેક વાચકને પ્રમતાકની ખાસ ભલામણ છે.

આદિ કવિ નરસિંહ મેહેતા અને મીરા બાઇ વિગેરેની માફક આ ભક્ત કવિશ્રીને પ્રભુના અનેક પ્રત્યક્ષ તથા પરોક્ષ અનુભવો થયેલા કવિશ્રીના અનુભવમ જરી નામના અપ્રસિદ્ધ ગ્રથમા છે તેમાના કેટલાક પ્રમણો પણ આ ગ્રથમા પ્રસગોપાત્ત લીધા છે સમયાનુસાર તે ગ્રથ સપૂર્ણ પ્રકટ થયેથી વાચકોની ખાત્રી થશે

આ ગ્રથ છપાતા પૂર્વે જે જે મુબઇ અમદાવાદ નડીઆદ પેટ લાદ, ડભોઇ, ચાડો, વડોદરા, વિગેરેના ગૃહસ્થોએ અમુક અમુક પ્રતો લેઇ મદદ કરી છે તે સ ન તેમનો આ આભાર માનવા . . .

છે, એ અગાઉથી થનાર ગ્રાહકોના નામોનું લીસ્ટ આપવા વિચાર હતો પરંતુ સ્થળ સંકોચને લીધે આપી શક્યા નથી તે બદલ તેમની ક્ષમા માગુ છુ

ચાલુ યુરોપના મહાન્ વિગ્રહને લીધે કાગળો, છપાઇ અને બાઇન્ડિંગની મોંઘવારી વધી પડવાથી પુસ્તક છપાવવુ બંધ રાખેલુ છતા પણ છેવટે તે દરેકના મોંઘા ભાવમા પણ ગ્રંથ છપાવ્યો છે

આ ગ્રંથની કીંમત પ્રથમ રૂપીઆ અઢી "ગુજરાતી" ના દીવાળીના અંકમા જણાવેલી તેમજ ધારવા કરતા પુસ્તકનુ કદ વધી ગયેલુ તથા હેન્ડબીલોમા હોવા છતા પણ તેનો જનસમાજમા વિશેષ પ્રચાર થવા માટે વિચાર કરી ઘટાડી ફક્ત રૂપીઆ બેજ રાખવામા આવીછે.

આ ગ્રંથમા કેટલીક બાબતોમા સારો સુધારો વધારો શ્રીયુત ર. જગજીવનદાસ દયાળજી મોદીએ અતિ ઉદારતાથી કરી આપી તથા આ ગ્રંથના પ્રુફો શોધી આપી પોતાની ઉદાર વૃત્તિ બતાવી છે તે બદલ તેમનો શુદ્ધ અંતઃકરણથી આભાર માનવામા આવે છે

આ ચરિત્રમા લખવી રહી ગયેલી અગત્યની બાબતો ર. જેઠી છોટાલાલભાઇએ સુચવવાથી આ સ્થળે પ્રગટ કરવી ઉચિત ધારુ છુ

કવિના જીવનમા જાણવા યોગ્ય વિષયો.

કવિશ્રીના સેવ્ય ઠાકોરજી શ્રી મદનમોહનજી કવિશ્રીના અવસાન પછી ડભોઇની બીનરા બેડાવાળ બ્રાહ્મણ વૈષ્ણવ જમનાબાઇને ઘરે પધરાવેલાં તે સ્વરૂપ પછીથી વાડોદમા બાઇજી માડવા કરવારના દામ્રી—નાદોદના વેરીસાલજીના મ્હડી સરદારખાના મંદિરમા બિરાજતું હતું તે પછીથી તે શ્રીમદનમોહનજીના સ્વરૂપને શ્રી વિઠ્ઠલેશરાયજી સેવનારા શ્રીમદ્ ગોસ્વામી મહારાજ કે જેઓ હાલમા નાથદ્વારામા બીરાજતા ગોસ્વામી શ્રી ગોપેશ્વરલાલજીના વડીલ થતા હતા તેઓશ્રી પધરાવી ગયા છે

કવિશ્રી પ્રથમ ડભોઇના આમોપાલવના મહોલ્લાવાળા પરીખ ભોગીદાસ શામદાસની હવેલી સામેના પોતાની માલકીના ઘરમાં રહેતા. એ ઘરમા વૈષ્ણવોને સમૂહ વધારે ભેગો થતે હોવાથી તેમા સમાવેશ થતો ન હોવાથી વધુ અનુકૂલતા વાળા વૈષ્ણવ સખીદાસ રૂગનાથના ઘરમા ઝારોલા વગામા રહેવા ગયા હતા સદર આસોપાલવના મોહોલ્લાવાળા કવિની માલકીના ઘરમા હાલમા એમના કુટુંબીઓ ભટ્ટ હીમતલાલ લાભરામ તથા ભટ્ટ ગીરધરલાલ બાપુજી રહે છે.

સાઠોદરા નાગરમા ગૃહસ્થ અને વેદીઆ એમ બે પ્રકાર છે. તે પૈકી દયારામભાઇ ગૃહસ્થ હતા. ગૃહસ્થ લોકો પ્રતિગ્રહ કરતાજ નથી અને વેદીયા ભિક્ષુકો માત્ર કરે છે.

ચિત્રકાવ્યકૃતિ દયારામભાઇએ સતસૈયા ગ્રંથમા છત્રબંધ, મેરૂબંધ, કમળબંધ, હારબંધ, ધનુષબંધ વગેરે કાવ્યો લખી અનેક ઠેકાણે કરી છે. વળી તેમણે શ્રીમદ્ ભાગવત અને ગીતાના આધારે રમવા માટેનો ચિત્રપટ પણ બતાવ્યો છે. અને પૃથ્વી પરિમાણુ–ભૂતળ–ખગોળ–ભૂગોળનો નકશો પણ શ્રીમદ્ ભાગવતના આધારે બનાવ્યો છે.

કવિશ્રી અયાચકવૃત્તિના હોવાથી તેમનો નિર્વાહ ડભોઇની સીમની જમીનનું ઉત્પન્ન આવતું, ડભોઇ અને સંખેડા તાલુકાના ગામોમા તેમની પસાયતા જમીનો હતી તેનું પણ ઉત્પન્ન આવતું, તેવડે તેમનો નિર્વાહ ચાલતો હતો.

કવિશ્રીની અવલોકન શક્તિ બહુજ ઉંચા પ્રકારની હતી એમ, જણાવવાને એક સપ્રમાણ કારણ છે કે તેઓશ્રીએ પગે ચાલીને ત્રણ વખત ભરતખંડની મહાયાત્રાઓ કરી હતી. તે પ્રસંગે સૃષ્ટિસૌંદર્યનું અવલોકન કરતા પ્રભુની ચમત્કારિક લીલા કૌતુકરત્નાવલી નામના પદ્યાત્મક ગ્રંથમા ઘણીજ રસીક શૈલીથી વર્ણવેલી છે.

ભક્ત કવિશ્રી દરરોજ શ્રીમદ્ ભાગવતનું પારાયણ કરતા હતા.

તથા તેઓશ્રીને સંસ્કૃત ભાષાનું ઘણુંજ ઉત્તમ જ્ઞાન હતું. તેમણે શ્રીમદ્ ભાગવત પ્રથમસ્કંધનું ગુજરાતી ભાષાન્તર સારરૂપે કર્યું છે.

વ્રતોત્સવના નિર્ણય કરવાનું કામ મહાન્ જ્યોતિષીઓ અને આચાર્યશ્રીઓનું છે તેમાં પણ કવિશ્રી પારંગત હતા. જન્માષ્ટમી અને રામનવમી ઇત્યાદિ જયંતીઓના નિર્ણય સંબંધી ઉમોધમાં ત્રણ પક્ષ પડેલા હતા તે પ્રસંગે ઘણીજ કુશળતાથી વ્રત, ઉત્સવ અને જયંતિ એના ભેદ સમજાવી સપ્રમાણ દરેકના મનનું સમાધાન કરી આપ્યું હતું. એકાદશીના નિર્ણય સબંધી પણ તેજ પ્રમાણે થયું હતું. આ બાબતો શાસ્ત્રીય વાદવિવાદની છે અને તેનું પુરૂં વર્ણન કરતાં પ્રમાણો વિગેરે આપીએ તો ઘણું લંબાણ થાય તેથી આ વિષયોને પુસ્તકમાં સ્થાન ન આપતાં અત્રે જણાવવું યોગ્ય ધાર્યું છે. અને સુજ્ઞ વાચકવૃંદ જોઇ શકશે કે પ્રભુના કૃપાપાત્ર આવા ભક્ત મહાત્માઓને પ્રભુની કૃપાથી સર્વ વિષયો અને સર્વ વિદ્યા આધીન હોય છે. અને તેથી કરીને લાંબા વખતના શાસ્ત્રાભ્યાસથી પણ જે વસ્તુ ગમ્ય થઇ શકતી નથી તે પ્રભુના ભક્તોને પ્રભુની કૃપાએ કરીને સહેજ સુલભ થાય છે.

કવિએ સંગીતાદિ જ્ઞાન મેળવવા માટે કોઈ ઉસ્તાદ કર્યો નહોતો પરંતુ શ્રીકૃષ્ણનેજ તેઓ ઉસ્તાદ માનતા હતા ને તેમની કૃપાથીજ કવિની બધી વિદ્યાઓ અવગત થઇ ગઇ હતી. કવિ કહે છે કે—

> वेदशास्त्र हू शीखावें, पुरान हू पढावें,
> सब व्याकरन बतावें, चौद विद्याओंको याद हें.
> लच्छन बत्तिस कला, चोसट प्रवीनता करे.
> छतीसो शीखावें नादछंद भेद नाद हें,
> विविध भांति बुद्धिबल देत हें दया विचार
> समर्थ नहिं कोउ ज्याके संग करन वादहें.
> शागीर्द होय ताकुं बिनश्रम सय सद्धि देत.
> दयो कहे एसो श्रीकृष्ण हमारो उस्तादहे.

ગ્રંથમાં પૃષ્ઠ ૧૯૪ ઉપર કવિશ્રીનું "શું જાણે વ્યાકરણી વસ્તુને શું જાણે વ્યાકરણી" એ પદ આપેલું છે તે સંબંધમાં અમદાવાદના કવિ કૃષ્ણરામ મહારાજના શિષ્યો કહે છે કે તે કાવ્ય એક વખત કાશીના પંડિત વિજયાનંદ જીતપત્ર લેવા કૃષ્ણરામ મહારાજ પાસે આવેલા ત્યારે તેમણે કહ્યું કે ડભોઈમાં દયારામભાઈ કરીને મહાન સમર્થ વિદ્વાન કવિ છે તેમની પાસે જાઓ, એટલે તે પંડિત ડભોઇ ગયા તે વખતે એ પદ દયારામભાઈએ કરેલું છે. એ અને બીજાં હિંદી કાવ્યો, પણ તે વખત કવિશ્રીએ બનાવી તે પંડિતનો ગર્વ ઉતાર્યો હતો. વ્યાકરણનો તથા સંસ્કૃત ભાષાનો કૃષ્ણરામ મહારાજનો દુરાગ્રહ નહોતો પણ તે પંડિતનો હતો. દયારામભાઈ અને કૃષ્ણરામ મહારાજ એ બે સમકાલીન ભગવદ્ ભક્તો અને કવિ હતા એટલે તેમને મિત્રતા હતી. દયારામભાઇ મહાયાત્રાઓથી આવતા હતા ત્યારે એક વખત દયારામભાઇને મહાન ભગવદ્ ભક્ત જાણી કૃષ્ણરામ મહારાજ તેમના શિષ્ય નારણમહારાજ સહિત અમદાવાદ સ્ટેશન ઉપર લેવા ગયા હતા ને પોતાને ત્યાં કૃષ્ણરામ મહારાજે બહુજ ભક્તિભાવથી આદર સત્કાર કરીને દયારામભાઇને પોતાને ત્યાં રાખ્યા હતા.

આવી રીતે અનેક સાધનો સહિતનું કવિશ્રીનું નિર્મળ પ્રમાણો, સાથેનું જીવન ચરિત્ર કવિશ્રીની, પરમ ઋણી ગુર્જર પ્રજા પ્રેમથી વાંચે અને આ ભક્તકવિશ્રીના હાર્દને, સમકાલીન તથા ભવિષ્યની પ્રજા તેમનામાં કાંઇ પણ દોષ ન જુએ, અને ગુર્જર સાહિત્ય પણ આવાં ઉચ્ચ પ્રકારનાં સાહિત્યોથી પુષ્ટ બને, અને ગુર્જર પ્રજા કવિશ્રીના અનેક સદ્‌ગુણોનું અનુકરણ કરે ને તેનો વિશેષ પ્રચાર થાય તોજ મારો પ્રયત્ન સફળ થયો એમ હું માનીશ.

| | |
|---|---|
| વિજયા દશમી | નારાયણદાસ પરમાનંદદાસ શાહ, ડભોઇવાળા |
| સંવત ૧૯૭૫ | |
| મુ. ડભોઈ | ના સર્વે વાચકોને સપ્રેમ ભગવત્સ્મરણ. |

# પ્રસ્તાવના.

દયારામભાઇની જીવનકલા અને કાવ્યકૃતિઓનુ સપ્રમાણ સપૂર્ણ ચિત્ર આજ ઘણે વર્ષે વ્હાલા ગુજરાતની સેવામા રજુ કરતા મ્હને આનન્દ થાય છે. એ મહાકવિની પૂજામા ભક્તિભાવે મ્હારી આ રક સામગ્રી ધરતાં ઋણમુક્તિને અન્તે મળતી કૃતાર્થતા પણ કૈક અશે આજ હું અનુભવું છુ. આ સ્નેહકાર્ય મ્હે માથે લીધુ અને પૂરૂ કર્યું તે અરસામા મ્હાના નિવાસસ્થાનોમા ફેરફાર, અસ્વસ્થ પ્રકૃતિ, અને બીજી કેટલાક અનિવાર્ય અણધારી અડચણોને લીધે તે પૂર્ણ કરવામા ઘણો વિલબ થયો છે, તેથી મ્હારા આ આનદ, ઋણમુક્તિ અને કૃતાર્થતામા ઉણપ પણ હું સાથે સાથે અનુભવુ છુ

ભક્તકવિશ્રી દયારામભાઈની પૂજા મ્હારી આગળના ઘણાએક લેખક બન્ધુઓએ કરી છે. એ બંધુઓની કૃતિઓનુ દૃષ્ટિબિંદુ બહુધા દયારામભાઇને એક કવિ–સાક્ષર–તરીકે ઓળખાવવાનું હતું. આ ઉપરાત મ્હારી કૃતિનુ દૃષ્ટિબિન્દુ દયારામભાઇની મહાન્ વ્યક્તિને ભક્તકવિ તરીકે ઓળખાવવાનુ છે એ ભેદને લીધે આગળની કૃતિઓમા ઉતાવળને લીધે, સાધનોના અભાવે કે, એકતરફી થઇ જવાય એવી વસ્તુ સ્થિતિને લીધે જાણ્યે અજાણ્યે ભક્તકવિવરના નિર્મળ જીવનને અન્યાય થઈ ગયો છે. આ વિષે બીજા પ્રકરણમા પૂરતી સમીક્ષા કરવામા આવી છે છતા સત્ય અને સત્યનુ જીવન આયુષ્યવન્તા છે. ભક્તકવિશ્રીના જીવનના કમળપત્ર ઉપરથી એ વાં અન્યાયના જળબિન્દુઓ સત્ય અને કાળગતિના બળે સરી જવા જોઇએ તેમ સરી જશેજ. આ કૃતિમા આ દૃષ્ટિબિન્દુથી મ્હને

જે જુનાં નવા સાધનો હાથ લાગ્યાં ત્હેમનો મ્હેં બનતી રીતે ઉપયોગ કર્યો છે. આ સાધનો મ્હોટે અંશે પુરાં પાડનાર ભક્તકવિશ્રીના શિષ્યના પુત્ર રા૦ જોષી છોટાલાલ ગિરિજાશંકર પાસેથી રા. નારાયણદાસ મારફતે મ્હને મળ્યા છે. આ પુસ્તક લખવામા રા. જોષી અને પ્રકાશક રા૦ નારાયણદાસ પરમાનંદદાસ શાહ મ્હને આવી રીતે ગંગીનતાથી સાહાય્ય રૂપ થયેલા છે. આ માટે આ લેખ એ બંધુઓનો ઘણે અંશે આભારી છે. આ ચિત્રમા દયારામભાઈના જીવનપ્રસગોના, એમની પ્રેમલક્ષણા ભક્તિનાં, એમની રસભર કવિતાના અને એમના તત્વજ્ઞાનના રંગો પૂરવા માટે મ્હેં બન્યો તેટલો પ્રયાસ કર્યો છે. મ્હારી એવી અભિલાષા છે કે આ મહાન્ ગુર્જર ભક્તકવિના જીવનચિત્રનો લાભ શોધક અને સારગ્રાહક બુદ્ધિથી લઇ વાચકબન્ધુઓ સત્ય શોધી શકશે.

મહાન્ યૂરોપીય વિગ્રહની અસરો પણ મ્હારા આ લેખની પ્રસિદ્ધિમાં અન્તરાયરૂપ થઇ છે. પૂરો લખાઇ ગયેલો લેખ લગભગ બે વર્ષ પડી રહ્યો હતો. છેવટની શુદ્ધ નકલ અને સુધારા વધારા કરતાં વાર લાગી. આવી સ્થિતિમાંયે પુસ્તકની જેટલી વહેલી પ્રસિદ્ધિ થાય છે તે માટે મ્હારે આ પુસ્તકના ખંતીલા પ્રકાશક ભાઇ નારાયણદાસ પરમાનંદદાસ શાહનો આભાર માનવાના છે. એ ભાઇના અથાગ શ્રમ અને તાકીદને લીધેજ પુસ્તક વહેલું પ્રસિદ્ધ થઇ શક્યું છે. પુસ્તકનાં પ્રૂફ જાતે જોવાની અને જોડણીની એકતા સાચવી બનતા સુધી શુદ્ધતાથી છપાવવાની મ્હારી તીવ્ર ઇચ્છા હતી. પરંતુ વ્યાપારાર્થે મદ્રાસ ઇલાકામાં રહેવાનું હોવાથી એ ઇચ્છા પણ હું પાર પાડી શક્યો નથી, કંઇક આને લીધે દોષો રહી ગયા હોય તે માટે વાંચનારનારની દરગુજર ચાહું છું.

જે જે લેખકના પુસ્તકો મ્હેં આ પુસ્તક તૈયાર કરવામાં વાંચ્યાં છે, જેના અવતરણો ને પ્રમાણો લીધાં છે, તે તે સર્વનો હું સામટો અહીં આભાર માનું છું. ખાસ કરીને આ પુસ્તક લખવામાં મ્હને મ્હોટું સાહાય્ય કવિશ્રીના શિષ્યપુત્ર જોષી છોટાલાલભાઇ તથા ભાઈ નારાયણદાસ ઉપરાંત ભરૂચના (હાલ મુબાઈમાં રહેતા) મ્હારા પરમ મિત્ર ભાઇ મૂળચંદ્ર તુલસીદાસ તેલીવાળાનું પહેલેથી છેલ્લે સુધી મળ્યુ છે. વૈષ્ણવજીવન અને પુષ્ટિમાર્ગીય સંપ્રદાયના સિદ્ધાન્તોમાં મ્હને કંઇક પરિચય થયો અને તે આ પુસ્તકમાં ઉપયોગી થયો તે માટે એ સિદ્ધાન્તોના પરમ ઉપાસક એ વિદ્વાન મિત્રનો ઉપકાર હું કદી વિસરી શકીશ નહી. રા. મનમોહનદાસ દલપતરામ માસ્તરે પણ મ્હારી હસ્તલિખિત પ્રત કાળજીપૂર્વક સ્નેહભાવે વાંચી અનેક સૂચનાઓ આપી તે માટે હેમનો પણ મ્હારા ઉપર આભાર થયો છે. અને છેલ્લા પણ ખરે વખતે-છા પવાનામાં પુસ્તકને આપતી વખતે આખું હસ્તલિખિત પુસ્તક જોઇ જઇ સુધારો વધારો, સૂચવી પ્રકરણો તથા ફકરાના નામ આપવાનું સ્નેહકાર્ય કરનાર ભાઇ જગજીવનદાસ દયાળજી મોદી છે. એમની મદદની કિંમત હું વધારે આંકું છુ. આ પુસ્તક છાપખાનામાં ગયા પછી પણ પ્રૂફ વગેરે જોવામાં એ ભાઈએ મ્હને બને તેટલી મદદ કરી છે.

આપણા ગુજરાતી સાહિત્યના આ અભિવૃદ્ધિકાળમાં સારાં અને સંગીન પુસ્તકોની આપણે આશા રાખીએ એ સ્વાભાવિક છે. આપણી પુસ્તકપ્રસારક સંસ્થાઓ ગુજરાતના નવજીવનને પોષવા અનેક નવા પુરાણા પુસ્તકો સાહિત્ય ભંડારના દિવસે દિવસે ભરતી જાય છે, આવે વખતે આપણા વિવેચનકારો આપણા પુસ્તકોના ગુણદોષની જેટલે અંશે તુલના કરી અવલોકન કરશે તેટલે અંશે આપણા લોકજીવનને સારા વાચનરૂપ સાત્વિક ભોજનનો લાભ મળશે.

મ્હારી આ કૃતિમા ભક્તકવિશ્રીના જીવનના પ્રદેશોનું અને કાવ્યપ્રદેશોનું અન્વેષણ કરી મ્હને યોગ્ય લાગ્યું તેવી રીતે એક ચિત્રરૂપમા એને આલેખવા મ્હે પ્રયત્ન કર્યો છે. આ ચિત્ર કેવું આલેખાયું છે, એમા શા શા અને કયા કર્યાં ગુણદોષ છે, તે સર્વેનું અવલોકન કરવાનું હું મારા સાહિત્યકાર બન્ધુઓની સહૃદય અને સત્યનિષ્ઠ વિવેચકબુદ્ધિને સોંપુ છુ. દયારામભાઇની કવિતાદેવીનું કે ભક્તિદેવીનું સેવન કરવા કે એ દેવીના સાચા ઉપાસકના સ્થૂળ કે સૂક્ષ્મ જીવનની પૂજા કરવા જેટલે અંશે આ પુસ્તકથી કોઈ વધુ પ્રેરાશે તેટલે અંશે મ્હારી આ સ્નેહ પૂજાને હું કૃતાર્થ ગણીશ. સ્નેહશ્રમનો બદલો શો હોઇ શકે?

બેઝવાડા,
(કૃષ્ણા જીલ્લો) મદ્રાસ,
તા. ૧૨-૯-’૯

શંકરપ્રસાદ છગનલાલ રાવળ.

# શ્રીમદ્‌ભગવદ્‌ગીતા.

## આ પુસ્તક લખતાં જોયેલાં પુસ્તકો.

૧ રા. જોષી છોટાલાલ ગિરજાશંકર સંગ્રહિત ટીપ્પણો
૨ દયારામકૃત કેટલાક અપ્રસિદ્ધ ગ્રંથો
૩ દયારામકૃત કાવ્યમણિમાળા ભાગ ૧ લો
૪ દયારામકૃત કાવ્યમણિમાળા ભાગ ૨ જો
૫ દયારામકૃત કાવ્યસંગ્રહ
૬ દયારામકૃત કવિતા પુસ્તક ૧ લું
૭ પ્રાચીનકાવ્યમાળા ગ્રંથ ૨ જો
૮ પ્રાચીનકાવ્યમાળા ગ્રંથ ૧૧ મો
૯ પ્રાચીનકાવ્યમાળા ગ્રંથ ૧૩ મો
૧૦ પ્રાચીનકાવ્યમાળા ત્રૈમાસિકમાંનાં ષડ્ઋતુ, પ્રબોધબાવની ને મનમતિસંવાદ કાવ્યો.
૧૧ બૃહત્ કાવ્ય દોહન ગ્રંથ ૧ લો
૧૨ બૃહત્ કાવ્ય દોહન ગ્રંથ ૪ થો
૧૩ બૃહત્ કાવ્ય દોહન ગ્રંથ ૫ મો
૧૪ બૃહત્ કાવ્ય દોહન ગ્રંથ ૭ મો
૧૫ બૃહત્ કાવ્ય દોહન ગ્રંથ ૮ મો
૧૬ નર્મગદ્ય
૧૭ નર્મદકૃત ગુજરાત સર્વ સંગ્રહ
૧૮ નવલગ્રંથાવલિ ભાગ ૨ જો
૧૯ રા. ત્રિભુવનદાસ શેઠ કૃત કવિરત્ન દયારામની સંપૂર્ણ જીવન કથા
૨૦ સ્વર્ગ૰ ગોવર્ધનરામ કૃત ગુજરાતના શિષ્ટ કવિઓ (અંગ્રેજી)
૨૧ રા. કૃષ્ણલાલ ઝવેરીકૃત દયારામ અને હાફિઝ
૨૨ સ્વર્ગ૰ ગોવર્ધનરામ કૃત કવિ દયારામનો અક્ષર દેહ
૨૩ રા. મનસુખરામ મહેતાકૃત ગુજરાતના કવિઓ અને હેમની કવિતા
૨૪ રા. જમસુખરાય જોષીપુરાકૃત સચિત્ર સાક્ષરમાળા

૨૫ રા બદરીનાથ ભટ્ટકૃત કવિવર દયારામ (હિન્દી માસિક "સરસ્વતી")
૨૬ રા. કૃષ્ણલાલ ઝવેરીકૃત Milo stones in Gujrati literaturo
૨૭ રા મૂલચંદ્ર તેલીવાળાકૃત ભક્તકવિશ્રીદયારામભાઇ (પુષ્ટિભક્તિસુધા)
૨૮ બુદ્ધિપ્રકાશમાંનો પ્રકાશકનો દયારામ સંબધી લેખ
૨૯ સાહિત્યરત્ન ( રા ખાનસાહેબ અને નરહરિલાલ કૃત )
૩૦ સાહિત્યાવલાસ ( રા, ભટ્ટકૃત )
૩૧ ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના એહવાલો
૩૨ રા૦ દેરાસરી કૃત સાઠીનુ સાહિત્ય
૩૩ ગુજરાતના ઇતિહાસો
૩૪ "ગુજરાતી" ના દયારામ સબંધી લેખો
૩૫ "ગુજરાતી" ના દીવાળીના ખાસ અંકોમાંના
રા. જગજીવનદાસ મોદીના દયારામ સંબધી લેખો
૩૬ વસત ( નરસિંહ અને મીરા ઉપરનો લેખ, તથા ગુજરાતી
ગઝલિસ્તાનના અવલોકનનો લેખ)
૩૭ સમાલોચક (સ્વર્ગ૦ ગોવર્ધનરામકૃત સાક્ષરજીવન તથા
રા રામલાલ મોદીનો ભાલણ વિષેનો લેખ )
૩૮ રા. સાગરકૃત ગુજરાતી ગઝલિસ્તાન
૩૯ રાનડેકૃત મરાઠા ઇતિહાસ પુસ્તક ૧ લું ( મહારાષ્ટ્રના સાધુઓ
અને પયગબરો એ પ્રકરણ )
૪૦ લૉર્ડ બાયરનની જીવનકથા અને કૃતિઓ ( અંગ્રેજી )
૪૧ રા. મૂલચદ્ર તેલીવાળાકૃત શુદ્ધાદ્વૈતવાદતત્વજ્ઞાન (અંગ્રેજી)
૪૨ અંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ , ( અંગ્રેજી )
૪૩ કૃષ્ણરામ મહારાજકૃત મહાકાવ્ય ભાગ ૧ લો
૪૪ સ્વ૦ વ્યાસ પ્રાણશકર વૈજનાથ સંગ્રાહત "દયારામ કાવ્ય સુધા"
૪૫ રા. જગજીવનદાસ દયાળજી મોદીકૃત "દયારામ"
૪૬ રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાકૃત 'મીરાબાઇ' તથા વસંતમાનો કવિ દયારામની પ્રેમલક્ષણા ભક્તિનો લેખ

# ઉપોદ્ઘાત.

ભક્ત કવિશ્રી દયારામભાઇના જીવનચરિત્ર સબધી સાધનોનુ અન્વેષણુ અને અવલોકન મે છ સાત વર્ષ પૂર્વે કર્યું હતું, અને તેના સાર રૂપે જે મને પ્રાપ્ત થયેલુ તે સર્વે શ્રી દયારામ કૃત કાવ્યમણિમાળાના પ્રથમ વિભાગમા વાચકોને નિવેદન કરેલું. એ સર્વે સૂત્ર રૂપે દર્શાવેલું અને તેનો વિસ્તાર દયારામભાઈના વિસ્તૃત ચરિત્રમા સ્વતત્ર રીતે કરવા ધારેલો, પરંતુ ત્યાર પછી મારી અન્ય દિશામા પ્રવૃત્તિ વધવાથી દયારામભાઇના ચરિત્રનું કાર્ય પૂર્ણું કરવાનો અવકાશ મને મળ્યો નહિ. તેથી જે સાધનસામગ્રી મારા દ્વારા સગૃહીત થયેલી હતી તે રા. શકરપ્રસાદ છગનલાલ રાવળને સોપી દેવા પ્રકાશકને મે જણાવ્યુ. તદનુસાર પ્રકાશકે એ સર્વે સાધન સામગ્રી રા. શકરલાલને સોપી અને તેમાથી આ ચરિત્રનું અતિમ સ્વરૂપ પ્રકટ કર્યું આ ચરિત્રની અંદર દયારામભાઇના જીવનના પ્રસગો સપૂર્ણ રીતે અને યથાસ્થિતિ રીતે વર્ણવાયા છે. કવચિત્ કોઇ કેહેશે કે આ ચરિત્ર એકદેશી છે, પરતુ એ ગતવ્ય ભ્રાન્તિ યુક્ત છે દયારામભાઇનું યથાસ્થિત સ્વરૂપ આજ હોય અને દયારામભાઇ ઉપર નર્મદાદિએ કરેલા આક્ષેપો અજ્ઞાનજન્ય હોય તો પછી આ ચરિત્રને એકદેશી કેહેવુ એ અયુક્ત કેહેવાય વસ્તુતઃ દયારામ ભાઇ આરૂઢ પુષ્ટિમાર્ગીય હતા અને તેથી દયારામભાઇનુ યથાર્થ હાર્દ સમજવાને શ્રીમદ્ વલ્લભાચાર્યજીના સિદ્ધાતોનું અને તત્સપ્રદાયના સસ્કૃત તથા ભાષાસહિત્યનુ પરિપક્વ જ્ઞાન ખાસ આવશ્યક છે. એ જ્ઞાનની ન્યૂનતાને લીધે દયારામભાઇને કેટલાકોએ સમજવામાં પ્રમાણિક ભૂલો કરી છે, અને નર્મદાદિ જેવાએ તો પુષ્ટિમાર્ગના

અજ્ઞાન અને દ્વેષને લીધે કવિ શ્રી તરફ પ્રત્યનીક ન્યાય અનુસર્યો છે. અમે આશા રાખીએ છીએ કે ગુજરાતની પ્રજા હઠાગ્રહ અને દુરાગ્રહ સજીને કવિશ્રીનું શુદ્ધ ચરિત્ર છે તેવું સ્વીકારશે જો એમ થશે તો પ્રકાશક તથા કવિશ્રીના શિષ્ય પુત્ર જોષી છોટાલાલ ભાઇ ગિરિજાશંકર કે જેમણે આ બધા સાધનો પરમ પરિશ્રમથી અને મહાન્ દ્રવ્ય ભોગથી સિદ્ધ કરેલા અને તેને વાસ્તે જે આત્મ ભોગ આપેલો તે સફળ થશે. સત્ય છે એ ત્રિકાલાબાધ્ય છે અને દયારામભાઇનું શુદ્ધ નિર્મળ જીવન એમના કાવ્યોમા અને શિષ્યો પરંપરાના કથનોમા પ્રસિદ્ધ છે તે નહિ સ્વીકારીને નર્મદાદિએ જે વિચારશૂન્ય લેખો લખ્યા છે તેને પ્રમાણ માનીને દયારામભાઇના સત્ય ચરિત્રને અન્યથા કરનારાઓ એક મહાન્ આત્માને ગભીર અપમાન કરે છે. દયારામભાઇના શૃગાર કાવ્યો કયા દૃષ્ટિ બિંદુથી વાચવા તે અમે અમારા પ્રકટ કરેલા શ્રીમદ્ વિઠ્ઠલેશ્વર વિરચિત "શૃગારરસમડન"ના ઉપોદ્ઘાતમાં સવિસ્તાર દર્શાવ્યુ છે. દયારામભાઇના કાવ્યો વાચતા પહેલા અને તેના ઉપરથી કંઇપણ વિપરીત અનુમાન બાંધતા પહેલા ઉક્ત ઉપોદ્ઘાત જો વાંચક વાચશે તો એનો પરિશ્રમ નિષ્ફળ જશે નહિ. અમે આશા રાખી છીએ કે ગુજરાતના સાક્ષરો ઉક્ત ઉપોદ્ઘાતનું આલોચન કરવાને કૃપા કરશે. ઉક્ત ઉપોદ્ઘાતના વિચારો અમારા નથી પરંતુ વિદ્વત્ કેસરી દશદિગંત વિજયી ગોસ્વામી શ્રીમત્ પુરૂષોત્તમજી મહારાજના છે. દયારામભાઇના આંતરજીવનના કેટલાક પ્રકરણો અમે સ્વતંત્ર રીતે લખ્યા છે તે હવે પછી અવકાશે અને અનુકૂળતાએ પ્રકાશક પ્રકટ કરશે.

**મુલચંદ તુલસીદાસ તેલીવાળા** બી. એ, એલ. એલ. બી.

સુવર્ણ ગોકુલજીઝાલા વેદાન્ત પ્રાઇઝમેન વકીલ હાઇકોર્ટ—મુંબઇ.

અજ્ઞાન અને દ્વેષને લીધે કવિ શ્રી તરફ પ્રત્યનીક ન્યાય આ:
અમે આશા રાખીએ છીએ કે ગુજરાતની પ્રજા હઠાગ્રહ
મહ લઇને કવિશ્રીનું શુદ્ધ ચરિત્ર છે તેવુ સ્વીકારશે જો :
તો પ્રકાશક તથા કવિશ્રીના શિષ્ય પુત્ર જોષી
ભાઇ ગિરિજાશંકર કે જેમણે આ બધા સાધનો પરમ
અને મહાન્ દ્રવ્ય ભોગથી સિદ્ધ કરેલા અને તેને વાસ્તે
ભોગ આપેલો તે સફળ થશે. સત્ય છે એ ત્રિકાલાબાધ્
દયારામભાઇનું શુદ્ધ નિર્મળ જીવન એમના કાવ્યોમા ક
પરંપરાના કથનોમા પ્રસિદ્ધ છે તે નહિ સ્વીકારીને નર્મ
વિચારશૂન્ય લેખો લખ્યા છે તેને પ્રમાણ માનીને
ભાઇના સત્ય ચરિત્રને અન્યથા કરનારાઓ એક મહાન્
ગંભીર અપમાન કરે છે. દયારામભાઇના શૃગાર કા
દૃષ્ટિ બિંદુથી વાચવા તે અમે અમારા પ્રકટ કરેલા શ્રીમ
વિરચિત "શૃગારરસમંડન"ના ઉપોદ્ઘાતમા સવિસ્તાર
દયારામભાઇના કાવ્યો વાચતા પહેલા અને તેના ઉપરથ
વિપરીત અનુમાન બાંધતા પહેલા ઉક્ત ઉપોદ્ઘાત જો વા
તો એનો પરિશ્રમ નિષ્ફળ જશે નહિ અમે આશા રાખ
ગુજરાતના સાક્ષરો ઉક્ત ઉપોદ્ઘાતનું અવલોકન કું
કરશે ઉક્ત ઉપોદ્ઘાતના વિચારો અમાન્ય નથી પરંતુ વિ
દશદિગંત વિજયી ગોસ્વામી શ્રીમત્ પુરુષોત્તમજી મહારાજના
રામભાઇના આતરજીવનના કેટલાક પ્રકરણો અમે સ્વતંત્ર રી
છે તે હવે પછી અવકાશે અને અનુકૂળતાએ પ્રકાશ પ્રકટ

મુલચંદ તુલસીદાસ તેલીવાળા બી એ, એલ.
[illegible] મેન વકીલ હાઇકોર્ટ—

श्रीमदनमोहनोविजयते ॥

# અર્પણ પત્રિકા.

---

અખંડભૂમંડલાચાર્યવર્યચક્રચૂડામણિ શ્રી હરિવદનવૈશ્વાનરભક્તિમાર્ગામ્બુજાતમાર્તણ્ડ-માયાવાદનીહારસહસ્રાંશુ શ્રીવ્રજપતિગતિપથ પ્રવર્તકશ્રીમદ્‌વલ્લભાચાર્યજીનાચરણકમલમાં,

શ્રીકૃષ્ણચંદ્રના પરમકૃપાપાત્ર પરમભગવદીય મહાન્‌ગુર્જરકવિવર્ય શ્રીદયારામભાઇનું સંપૂર્ણ જીવનચરિત્ર કોટિશઃ દંડવત્‌ પ્રણામ પુરઃસર સમર્પીને એ પરમભગવદીય–શિષ્ય પૌત્ર અને રૂણી અનુચર હુ કૃતકૃત્ય થાઉ છુ

દાસાનુદાસ

**નારાયણદાસ પરમાનંદદાસ શાહ.**



॥શ્રીમદ્વલ્લભાચાર્યજી ॥

માધવભટ્ટજી ( કાશ્મીરી )

દામોદરદાસજી ( હરસાની )

કૃષ્ણદાસજી ( મેઘન )    પ્રાદુર્ભાવ ( ચંપારણ્ય ) સં૦ ૧૫૩૫ ચૈત્ર કૃષ્ણ ૧૧

તિરોધાન (કાશી-હનુમાનઘાટ) સં.૧૫૮૭ આષાઢ શુદિ ૩

श्रीमदनमोहनोविजयते ॥

# અર્પણ પત્રિકા.

અખંડભૂમંડલાચાર્યવર્યચક્રચૂડામણિ શ્રી હરિવદનવૈશ્વાનરભક્તિમાર્ગામ્બુજાતમાર્તણ્ડ-માયાવાદનીહારસહસ્રાંશુ શ્રીવ્રજપતિરતિપથ પ્રવર્તકશ્રીમદ્વલ્લભાચાર્યજીનાચરણકમલમાં,

શ્રીકૃષ્ણચંદ્રના પરમકૃપાપાત્ર પરમભગવદીય મહાન્‌ગુર્જરકવિવર્ય શ્રીદયારામભાઈનું સંપૂર્ણ જીવનચરિત્ર કોટિશઃ દંડવત પ્રણામ પુરઃસર સમર્પીને એ પરમભગવદીયં-શિષ્ય પૌત્ર અને રૂણી અનુચર હું કૃતકૃત્ય થાઉં છું.

દાસાનુદાસ

**નારાયણદાસ પરમાનંદદાસ શાહ.**

# શ્રીમદ્વલ્લભાચાર્યજીનું જીવનચરિત્ર.

પુષ્ટિમાર્ગ અને શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદના મૂલ પ્રવર્તક શ્રીમદ્વલ્લભાચાર્યજી છે. આ આચાર્યશ્રીનું પ્રાકટ્ય સંવત ૧૫૩૫ ના ચૈત્ર વદ એકાદશીને રવિવારના દિવસે રાયપુર પાસે આવેલા ચંપારણ્યમાં થયું હતું. એમના પિતાશ્રીનું નામ લક્ષ્મણભટ્ટજી સોમયાજી અને એમનાં માતુશ્રીનું નામ ઇલમ્માગારૂજી હતું. સાતમે વર્ષે લક્ષ્મણભટ્ટજીએ એમને ઉપનયન સંસ્કાર કર્યો, અને તેજ અવસ્થામાં આપ વેદાદિ સર્વ શાસ્ત્રોમાં પારંગત છે એમ સર્વને પ્રતીત થયું, એક બે વર્ષ પછી પોતાના પિતા લક્ષ્મણભટ્ટજીની સાથે શ્રી નિવાસના દર્શનાર્થે દક્ષિણમાં વેંકટાદ્રિ આચાર્યશ્રી પધાર્યા. આચાર્યશ્રીના પિતાશ્રી ત્યાં પરલોકવાસી થયા ત્યારથી નિઃસંગ વીતરાગ ભાગવતશાસ્ત્રપ્રવીણ એવા શ્રીઆચાર્યજીએ દૈવી જીવોનું કલ્યાણ કરવાને પૃથ્વી પ્રદક્ષિણાનો આરંભ કર્યો. અગીઆર વર્ષની વયે દક્ષિણમા આવેલા વિદ્યાનગરના ( વિજયનગરના ) રાજા કૃષ્ણદેવની ધર્મ સભામાં સ્માર્ત શંકરાદિના મતોનું ખંડન કરીને શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ અને નિર્ગુણ ભક્તિમાર્ગનું સ્થાપન કર્યું. તે સમયથી લોકો એમને આચાર્યશ્રી મહાપ્રભુજી એ નામથી ઓળખવા લાગ્યા. સોમણ સોનું રાજાએ આચાર્યશ્રીને અર્પણ કર્યું પરંતુ આચાર્યશ્રીએ તે સ્નાનોદક ગણી સ્વીકાર્યું નહિ. ફરીથી રાજાએ એક થાળ ભરીને સુવર્ણ મહોર અર્પણ કરી, ત્યારે તેમાથી માત્ર સાત મહોર સ્વીકારી બાકી રહેલા સર્વ દ્રવ્યને બ્રાહ્મણોને વેહેંચી દીધું. દક્ષિણમાં છેક કન્યાકુમારીથી ઉત્તરમાં હરદ્વાર સુધી અને પૂર્વમાં શ્રીજગન્નાથ પુરીથી પશ્ચિમમા શ્રીદ્વારકાં સુધી આપે ત્રણત્રણવાર સર્વ તીર્થોની યાત્રાઓ કરીને સર્વત્ર શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ અને નિર્ગુણ ભક્તિમાર્ગનો–પુષ્ટિમાર્ગનો પ્રચાર કર્યો, ત્રીજી યાત્રામાં જ્યારે આપશ્રી પાણ્ડુરંગ

શ્રીવિઠ્ઠલનાથજી પધાર્યા ત્યારે શ્રીવિઠ્ઠલનાથજીએ તેમને લગ્ન કરવાની આજ્ઞા કરી.

આ પ્રમાણે આચાર્યશ્રીએ કાશીમા આવી મધુમંગલ નામના બ્રાહ્મણની કન્યા શ્રી મહાલક્ષ્મીજીનું પાણિગ્રહણ કર્યું. જ્યારે આચાર્યશ્રી પરિક્રમામા શ્રી ગોકુલ પધાર્યા ત્યારે શ્રી નાથજીએ પ્રકટ થઈ જીવોને સમર્પણ દાન કરવાને એમને આજ્ઞા કરી. આ સંપ્રદાયમા તેથી અષ્ટાક્ષર અને બ્રહ્મસંબધોપદેશ એ બે મહામંત્ર કહેવાય છે. આ મંત્રોનું દાન કરીને આચાર્યશ્રીએ પોતાને શરણે આવેલા જીવોને ભગવત્સમ્બન્ધ કરાવી આપીને તેમનુ પરમ કલ્યાણ કર્યું છે. આવા શિષ્યોમા મુખ્ય ચોરાશી વૈષ્ણવો છે. જેમના વૃત્તાન્ત ચોરાશી વૈષ્ણવોની વાર્તામાં પ્રસિદ્ધ છે. આ સર્વ શિષ્યોમા પ્રથમ શિષ્ય શ્રી દામોદરદાસજી છે. કેશવભટ્ટ કાશ્મીરીના સંબંધી માધવભટ્ટ કાશ્મીરીએ એઓશ્રીના મુખ્ય શિષ્ય થઈને સ્વજીવનપર્યંત આપના લેખક તરીકે કાર્ય કર્યું હતું.

ઉત્તરવયમા આચાર્યશ્રીએ પોતાનો નિવાસ કાશીની પાસે આવેલા અડેલ ગામમા કર્યો ત્યાં ભગવત્સેવામા અને સંપૂર્ણ ગ્રન્થો પૂર્ણ કરવામા પોતાનુ જીવન આચાર્યશ્રીએ ગાળ્યુ. નામાત્મક અને રૂપાત્મક ભગવત્સેવાનેજ પરમફલરૂપ આપશ્રી માનતા અને તેથી તેમા પ્રતિબન્ધ ન થાય તે માટે બ્રહ્મવાદનો ડિંડિમઘોષ કરતો ગ્રંથ કાશી શ્રીવિશ્વેશ્વર ના દ્વાર ઉપર પ્રસિદ્ધ રાખી બ્રહ્મવાદનુ સ્થાપન કર્યું સંપ્રદાયમા આ ગ્રંથ પત્રાવલમ્બનને નામે પ્રસિદ્ધ છે.

ભૂતલ ઉપર આચાર્યશ્રી પર વર્ષ બિરાજ્યા-તે સમયમા ભગવાનની ત્રણ આજ્ઞાઓ પોતાને થઈ. ત્રીજી આજ્ઞા થઇ. કે તરતજ સ્વપત્નીની આજ્ઞા વિના સ્વપર્ણશાળામા અગ્નિ પ્રદર્શિત કરી ત્રિદણ્ડ સંન્યાસ ધારણ કરી આપ અડેલથી 'પૂર્ણાનન્દ' નામ ધારણ

કાશી પધાર્યા. એક માસ ભોજનાદિનો ત્યાગ કરી અને છેલ્લા આઠ દિવસ મૌનવ્રત ધારણ કરી કાશીમા શ્રીગંગાજીને કિનારે હનુમાન ઘાટ ઉપર બિરાજીને આપે શ્રીમદ્ભાગવતનું પારાયણ કર્યું અને સંવત ૧૫૮૭ ના આષાઢ શુક્લ બીજને દિવસે રથયાત્રાના દિવસે શ્રીગંગાજીમાં પ્રવેશ કરી તેજનો પુંજ થઇ સર્વેદ્વારા આપશ્રી સિદ્ધ પામ્યા.

આચાર્યશ્રીના અવસાનાદિ દિવસના સ્મરણ તરીકે રથયાત્રાના ઉત્સવને દિવસે પણ પ્રભુને શ્વેત વસ્ત્ર ધરાવાય છે અને સાયંકાળે રથની છત્રી તે પણ દૂર કરવામા આવે છે.

છેલ્લા આઠ દિવસમા જ્યારે આપે પરમહંસા દીક્ષા ધારણ કરી, મૌનવ્રત ધારણ કર્યું તે સમયે જે છેલ્લો ઉપદેશ સાડાત્રણ શ્લોકથી કર્યો છે તે ગ્રંથ સંપ્રદાયમા શિક્ષા શ્લોક એ નામથી પ્રસિદ્ધ છે. આ શ્લોકો આચાર્યશ્રીની નિઃસ્વાર્થતા અને કેવલ પ્રભુપરાયણતા પ્રકટ કરે છે.

એઓશ્રીને બે પુત્ર થયાં, શ્રી ગોપીનાથજી અને શ્રી વિઠ્ઠલનાથજી. મોટા પુત્ર શ્રી ગોપીનાથજીને એક પુત્ર શ્રી પુરુષોત્તમજી થયેલા, પરન્તુ તે બાલવયમાંજ ભગવદ્ધામમાં પધાર્યા અને તે મગયથી શ્રી ગોપીનાથજીના વંશનો અસ્ત થયો. હાલમા બિરાજતા સર્વ ગોસ્વામી મહારાજો શ્રી વિઠ્ઠલનાથજીના વંશ છે.

આચાર્યશ્રી ભગવાન શ્રી કૃષ્ણના મુખારવિન્દરૂપ આધિદૈવિક અગ્નિના અવતાર મનાય છે. જૈમિનિસૂત્ર અને વેદાન્તસૂત્ર ઉપર ભાષ્યો ચોજીને એમણે વૈદિક કર્મમાર્ગ અને વૈદિક બ્રહ્મવાદનું શુદ્ધ યથાર્થસ્વરૂપ પ્રતિપાદન કર્યું અને શ્રીમદ્ભાગવત ઉપર સૂક્ષ્મ ટીકા અને શ્રી સુબોધિનીજી પ્રકટ કરીને નિઃસાધન જીવના ઉદ્ધારનો સ્વતન્ત્ર માર્ગ (પુષ્ટિ માર્ગ) પ્રકટ કર્યો. સૂક્ષ્મ ટીકા વૈષ્ણવોના દુર્ભાગ્યે હજુ સુધી પ્રાપ્ત થઇ નથી. અને શ્રી સુબોધિનીજી માત્ર શ્રીમદ્ભાગવતના પહેલા, બીજા, ત્રીજા, દશમા અને એકાદશ સ્કન્ધના પાંચ અધ્યાય ઉપર મળે છે

તત્ત્વદીપનિબન્ધ નામનો સ્વતન્ત્ર ગ્રન્થ દિગ્વિજય વખતે શિષ્યો સહેલથી સર્વે સિદ્ધાન્ત ધારણ કરી શકે તેને માટે યોજ્યો હતો, પરન્તુ એ ગ્રન્થ કઠિન હોવાથી શ્રી દામોદરદાસજી વગેરેની પ્રાર્થનાથી તેના ઉપર આપે પ્રકાશ નામનું વ્યાખ્યાન યોજ્યુ, અને આ સ્વતન્ત્ર ગ્રન્થમાં વેદ, ગીતા, વેદાન્તસૂત્ર અને શ્રીમદ્‌ભાગવતના અર્થનો સન્દોહ કર્યો છે. ષોડશ ગ્રન્થો પોતાના સેવકોને સરલતાથી સિદ્ધાન્તોનો બોધ થવાને માટે આપે યોજ્યા છે. એકંદરે સવા બે લાખ શ્લોકપૂર સંસ્કૃત ઉત્તમ સાહિત્ય આપે પ્રકટ કર્યું છે

શ્રીનાથજીને પોતાના કુલપતિ માનીને શ્રીની પ્રતિષ્ઠા શ્રીગિરિરાજ ઉપર મન્દિરમા કરી, અને કૃષ્ણદેવ રાજાને ત્યાંથી પ્રથમ સ્વીકારેલી સાત સુવર્ણ મહોરોના આભૂષણો સિદ્ધ કરી શ્રીને ધર્યાં મોગલ શહેનશાહ ઔરંગઝેબના ઉપદ્રવથી શ્રીનાથજીને શ્રીગિરિરાજ ઉપરથી ઉદયપુરના રાજ્યમા પધરાવ્યા તે સમયથી શ્રીનાથજી ત્યાંજ બિરાજે છે.

આચાર્ય શ્રી પરદેશમા પોતાની સાથે શ્રી મુકુન્દરાયજીનું સ્વરૂપ પધરાવતા. હાલમા એ સ્વરૂપ કાશીમા બિરાજે છે. એ સ્વરૂપને ભોગ ધરીને આપ પરદેશમા ભગવત્પ્રસાદ લેતા.

આ પ્રમાણે શ્રીમદાચાર્યજીનું સર્વ જીવન ભગવદાજ્ઞાનુસાર વ્યતીત થયુ હતું. પ્રાકટયપણ ભગવદાજ્ઞાથી, બ્રહ્મસમ્બન્ધનો ઉપદેશ પણ ભગવદાજ્ઞાથી, લગ્ન પણ ભગવદાજ્ઞાથી, શ્રી સુબોધિનીજીનુ પ્રાકટય પણ ભગવદાજ્ઞાથી, શ્રીમદ્‌ભાષ્યનું તથા અણુભાષ્યનુ પ્રાકટય ભગવદાજ્ઞાથી, નિબન્ધમા સિદ્ધાન્તનું પ્રતિપાદન ભગવદાજ્ઞાનુસારજ, શ્રીનાથજીની મદિરમા પ્રતિષ્ઠા કરી તે ભગવદાજ્ઞાથીજ અને શ્રીસુબોધિનીજી અપૂર્ણ મૂકી ભગવલ્લીલામાં પ્રવેશ કર્યો તે પણ ભગવદાજ્ઞાથીજ, જે આચાર્ય શ્રીનું સકલ જીવન ભગવદાજ્ઞાથી આ પ્રમાણે પ્રવલિત હોય, તેઓશ્રીનુ ચરિત્ર સર્વથા નિઃસ્વાર્થ તથા પરમ કલ્યાણકારી હોય એમા શુ આશ્ચર્ય ?

મૂળચંદ તુલસીદાસ તેલીવાળા.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૭ | ૨૨ | આર્વાચીન | અર્વાચીન |
| ૮ | ફૂટનોટ | પૃષ્ટ | પૃષ્ઠ |
| ૯ | ૧૦ | સહસ્રમનો | સહસ્રમનો |
| | | હારી | ધારી |
| ૯ | ૧૪ | સમ્ભળાયશે | સકળાયશે |
| ૯ | ૧૪ | હોય, | હોય. |
| ૧૦ | ૫ | હકા | હકો |
| ૧૦ | ૫ | મઝાઓનું | પ્રજાઓનું |
| ૧૩ | ફૂટનોટ | તેલીવારા | તેનીવાળા |
| ૧૯ | ૨૦ | હાર્કિઝ | હૉકિંઝ. |
| ૧૯ | ૨૨ | મનસુખરામ | મનમુખરામ |
| ૨૦ | ૯ | મૂળક્ષચંદ્ર | મૂલચંદ્ર |
| ૨૧ | ૧૭ | પુષ્ટિમાગ | પુષ્ટિમાર્ગ |
| ૨ | ૭ | સાઠેદરો | સાઠોદરો. |
| ૨૫ | ૧૬ | તગત | તરતા. |
| ૨૬ | ૨૨ | મહાત્મ્ય | માહાત્મ્ય |
| ૨૮ | ૧૯ | ભગદ્ | ભગવદ્ |
| ૨૯ | ૩ | ઉટહ્યુ | ઉલટું |
| ૩૦ | ૧૦ | રીથ | રીસ. |
| ૩૧ | ૭ | સ્નેહકાય | સ્નેહકાર્ય |
| ૩૨ | ૧૮ | કહેલુ | કરેલુ |
| ૩૨ | ૧૯ | લખક | લેખક |
| ૩૬ | ૨ | રહેજરહાજ | રહેજસહાજ |
| ૩૭ | ૧ | શુદ્ધા દ્વૈતન | શુદ્ધાદ્વૈતના |
| ૪૨ | ૧૭ | પ્રકીણુ | પ્રકીર્ણ |
| ૪૮ | ૬ | મીરાએ (૧૪૦૩ ૧૪૭૦) | મીરાએ (૧૪૯૯–૧૫૪૭) |



| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫૧ | ૧૧ | સહાય્ય | સાહાય્ય |
| ૫૨ | ૯ | સર્વે | સર્વ, |
| ૫૬ | ૧૪ | સાહેબ, | સાહેબ. |
| ૫૬ | ૨૩ | ભૌતક | ભૌતિક |
| ૫૮ | ૧૫-૧૬-૧૭ | શેરો | સેરો |
| ૫૮ | ૨૩ | જેથી | જેનો |
| ૬૪ | ૧૦ | બ્રહ્મચર્મ | બ્રહ્મવર્ચસ્વ. |
| | | સ્થરિજીત | વિરાજીત |
| ૬૫ | ૧૧ | નીતિવાન્ | નીતિમાન્ |
| ૭૨ | ૨૫ | આંપ્યું | આપ્યું. |
| ૭૨ | છેલ્લી | અત્મવિકાસ | આત્મવિકાસ |
| ૭૩ | ૧ | હસ્તવાળી. | (ન જોઇએ.) |
| ૭૩ | ૧૭ | રણુસુર | સુર |
| ૭૪ | ૬ | આળશ | આળસ |
| ૭૬ | ૮ | કાવનો | કવિનો |
| ૯૫ | ૧ | નાન્હી | ન્હાની |
| ૯૬ | ૯ | ખાસ | બસ. |
| ૯૬ | ૧૧ | એમ એમણે નિશ્ચિત કરી લીધુ | એમ અનુમાન કરી શકાયછે. |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦૨ | ૧૯ | નિશ્ચિત | નિશ્ચિન્ત |
| ૧૦૮ | ૫ | શાન્તવન | સાન્ત્વન |
| ૧૦૮ | ૧૧ | વજાઘાત | વજ્રઘાત |
| ૧૦૮ | ૨૫ | બવો | બતાવે |
| ૧૦૮ | ૨૫ | તાભટજી | ભટજી. |
| ૧૧૨ | ૧૫ | શાંત્વન | સાન્ત્વન. |
| ૧૧૩ | ૨૪ | સુપષ્ટ | સ્પષ્ટ |
| ૧૧૬ | ૧૨ | ડોકોરનાં | ડાકોરના |
| ૧૧૬ | ૧૬ | નિરીખીએ | નિરખીએ |
| ૧૧૯ | ૧ | આભુષણે | આભૂષણો |
| ૧૨૦ | ૬ | માંહારાજશ્રી | મહારાજશ્રી |
| ૧૨૧ | ૧૦ | ડંડ | દંડ |
| ૧૨૧ | ૧૪ | શિશપાળને | શિશુપાળને |
| ૧૨૧ | ૨૩ | મહાપદ લીધો | પાપી મહાપદ લીધો |
| ૧૨૨ | ૧૩ | સનમુખ | સન્મુખ |
| ૧૨૨ | ૨૦ | અનાસ | અનાસ |
| ૧૨૩ | છેલ્લી | જાુદું નભવે જગજશ ન થાય | પણ જાુદું ન ભવે જગજશ |

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૭ | ૨૨ | આર્વાચીન | અર્વાચીન |
| ૮ | ફૂટનોટ | પૃષ્ટ | પૃષ્ઠ |
| ૯ | ૧૦ | સહસ્રમનો | સહસ્રમનો |
| | | હારી | ધારી |
| ૯ | ૧૪ | સમ્ળાયલો | સકળાયલો |
| ૯ | ૧૪ | હોય, | હોય. |
| ૧૦ | ૫ | હકા | હકો |
| ૧૦ | ૫ | મઝાઓનું | પ્રજાઓનું |
| ૧૩ | ફૂટનોટ | તેલીવાગ | તેવીવાળા. |
| ૧૯ | ૨૦ | હાફ્રેઝ | હૉફેઝ. |
| ૧૯ | ૨૨ | મનસુખરામ | મનસુખરામ |
| ૨૦ | ૯ | મૂળચંદ્ર | મૂલચદ્ર |
| ૨૧ | ૧૭ | પુષ્ટિમાગ | પુષ્ટિમાર્ગ |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] |



| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૫ | ૧૬ | તરત | તરતા. |
| ૨૬ | ૨૨ | મહાત્મ્ય | માહાત્મ્ય |
| ૨૮ | ૧૯ | ભગદ્ | ભગવદ્ |
| ૨૯ | ૩ | ઉટલું | ઉલટું |
| ૩૦ | ૧૦ | રીથ | રીસ. |
| ૩૧ | ૭ | સ્નેહકાય | સ્નેહકાર્ય |
| ૩૨ | ૧૮ | કહેલું | કરેલું |
| ૩૨ | ૧૯ | લખક | લેખક |
| ૩૬ | ૨ | રહેજરહાજ | રહેજસ્હાજ |
| ૩૭ | ૧ | શુદ્ધા દ્વૈતન | શુદ્ધાદ્વૈતના |
| ૪૨ | ૧૭ | પ્રકીણુ | પ્રકીર્ણ |
| ૪૮ | ૬ | મીરાંએ (૧૪૦૩ ૧૪૭૦) | મીરાએ (૧૪૯૯–૧૫૪૭) |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫૧ | ૧૧ | સહાય્ય | સાહાય્ય |
| ૫૨ | ૮ | સર્વે | સર્વે. |
| ૫૬ | ૧૪ | સાહેબ, | સાહેબ. |
| ૫૬ | ૨૩ | ભૌતિક | ભૌતિક |
| ૫૮ | ૧૫-૧૬-૧૭ | શેરી | સેરો |
| ૫૮ | ૨૩ | જેથી | જેનો |
| ૬૪ | ૧૦ | બ્રહ્મચર્ય | બ્રહ્મચર્યસ્વ- |
| | | સ્થરિજીત | વિરાજીત |
| ૬૫ | ૧૧ | નીતિવાન્ | નીતિમાન્ |
| ૭૨ | ૨૫ | ઓપ્યું | આપ્યું. |
| ૭૨ | છેલ્લી | અંત્મવિકાસ | આત્મવિકાસ |
| ૭૩ | ૧ | હસ્તવાળી. | (ન જોઇએ.) |
| ૭૩ | ૧૭ | રણસુર | સુર |
| ૭૪ | ૬ | આળશ | આળસ |
| ૭૬ | ૮ | કાવનો | કવિનો |
| ૮૫ | ૧ | નાન્હી | ન્હાની |
| ૮૬ | ૮ | ખાસ | બસ. |
| ૮૬ | ૧૧ | એમ એમણે નિ-શ્ચિત કરી લીધું | એમ અનુમાન કરી શકાયછે. |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦૨ | ૧૯ | નિશ્રિત | નિશ્ચિન્ત |
| ૧૦૮ | ૫ | સ્રાન્તવન | સાન્ત્વન |
| ૧૦૮ | ૧૧ | વજ્રધાત | વજ્રઘાત |
| ૧૦૮ | ૨૫ | બવે | બતાવે |
| ૧૦૮ | ૨૫ | તાબટજી | બટજી. |
| ૧૧૨ | ૧૯ | શાન્તવનં | સાન્ત્વન. |
| ૧૧૩ | ૨૪ | સુપષ્ટ | સ્પષ્ટ |
| ૧૧૬ | ૧૨ | ડેકોરનાં | ડાકોરનાં |
| ૧૧૬ | ૧૬ | નિરીખીએ | નિરખીએ |
| ૧૧૯ | ૧ | આભૂષણે | આભૂષણો |
| ૧૨૦ | ૬ | મોહારાજથી | મહારાજથી |
| ૧૨૧ | ૧૦ | ડંડ | દંડ |
| ૧૨૧ | ૧૪ | શિશૂપાળને | શિશુપાળને |
| ૧૨૧ | ૨૩ | મહાપદ લીધો | પાપી મહાપદ લીધો |
| ૧૨૨ | ૧૭ | સનમુખ | સન્મુખ |
| ૧૨૨ | ૨૦ | અનાસ | બનાસ |
| ૧૨૩ | છેલ્લી | જુદું નભને જગર્જશ ન થાય ભવે | પણ જુદું ન જગજશ થાય |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ | શુદ્ધ. | પૃષ્ઠ | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૨૪ | ૧૮ | વિનતી | વિનતિ | ૧૭૧ | ૧૦ | હરિ | ફરી |
| ૧૨૪ | ૪ | નિવારે | નિવારો | ૧૭૪ | ૧૬ | અટપકો | અટપટો |
| ૧૨૫ | ૨ | ધસ | ઘસ | ૧૮૦ | ૧૦ | રાધિકના | રાધિકાજીના |
| ૧૨૬ | ૧ | અરોગતા | આરોગતા | ૧૮૦ | ૧૧ | જન્માઅષ્ટમી | જન્માષ્ટમી |
| ૧૨૬ | ૧૬ | મહારાજા | મહારાજ | ૧૮૦ | ૨૩ | વૃદાવન | વૃંદાવન |
| ૧૪૫ | ૧૦ | આશયોને | આશયોની | ૧૮૧ | ૧૯ | હુત | તહુ |
| ૧૩૩ | ૧૨ | જોઇએ ત્યા | સોહીએ શ્રી | ૧૮૪ | ૧૧ | અન્ય | ગાણુ |
| ૧૩૪ | ૧૬ | કરાવો | કરાવે | ૧૮૬ | ૧૩ | અણુમાપ | અણુમાપ |
| ૧૫૨ | ૫ | ન્યાયી | ન્યારી | ૧૮૬ | ૧૭ | યુક્તિ | યુક્ત |
| ૧૫૨ | ૫ | ગુજરાતને | ગુજરાત અને | ૧૮૭ | ૧૫ | માધવરામ | રાધવરામ |
| ૧૫૩ | ૨ | દિગદર્શન | દિગ્દર્શન | ૧૯૦ | ૨૦ | ભગવાનાનના | ભગવાનના |
| ૧૫૭ | ૧ | આપતા | ભેટ કરતા | ૧૯૧ | ૧૫ | રામાનુજાચાર્યે | અનંતાચાર્યે |
| ૧૫૬ | ૧૬ | ગમે તે | ગમેતા | ૧૯૪ | ૧૩ | ત્હેમને | ત્હેમને |
| ૧૫૯ | ૨૦ | વિચિક્ષણ | વિચક્ષણ | ૨૦૧ | ૧૨ | અંગીકાર | અનંગીકાર |
| ૧૬૦ | ૨૫ | ભગવદ્ગિતા | ભગવદ્ગીતા | ૨૦૬ | ૭ | જીવ્હા | જીવ્હા |
| ૧૬૮ | ૨ | ગભિરતાથી | ગભીરતાથી | ૨૧૪ | ૬ | ત્યા | ત્યાં |
| ૧૬૯ | ૨૧ | પાઘડી, | પાઘડી. | ૨૧૪ | ૧૬ | જવા | જેવા |

| પૃષ્ટ | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૧૫ | માર્જીનમા | મૃત્યુપત્ર | મૃત્યુપત્ર |
| ૨૧૮ | ૧ | હતા | રહેતા હતા |
| ૨૧૮ | માર્જીનમા | ઔષધોપ્રચાર | ઔષધોપચાર |
| ૨૧૮ | ૧૮ | નવીન સ્થાપી | નવીનમાર્ગસ્થાપી |
| ૨૨૨ | ૧ | જાગયો | જાગો |
| ૨૨૬ | માર્જીનમા | કાવનો | કવિનો |
| ૨૩૦ | ,, | પુષ્ટિ માગ | પુષ્ટિ માર્ગ |
| ૨૩૧ | ૧૨ | રાધાકષ્ણ | રાધાકૃષ્ણ |
| ૨૩૨ | ૧૦ | કર્યો | કાર્યો |
| ૨૩૪ | ૧૪ | ફેરાફાર | ફેરફાર |
| ૨૩૯ | ૨૦ | અ | એ |
| ૨૪૦ | ૬ | ચર્ચો | ચર્ચ્યો |
| ૨૪૫ | ૧ | કર્યું | સર્યું |
| ૨૫૨ | ૧૪ | પ્રરમો | ગરમો |
| ૨૫૫ | ૨૧ | સાચી | સાચો |

| પૃષ્ટ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૬૬ | ૯ | લાવી | લાવે |
| ૨૬૭ | ૧૫ | વદકુ | વદેંકું |

૨૭૨ કરે ગુનગાન ગોવિંદકા . એ લીટી પછી નીચેની લીટી વાચવી—
નહિ તો મે એચ નિકાલુગા કયા મુખ ચામ બલા–હરદમ.

| પૃષ્ટ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૭૭ | ૨૧ | ઔચિય | ઔચિત્ય |
| ૨૭૭ | ૨૩ | અખ્યાનને | આખ્યાનને |
| ૨૮૩ | ૮ | લોમાન્ય | લોકમાન્ય |
| ૨૯૦ | ૧૫ | ગહહુમ | ગરહુમ |
| ૩૧૨ | ૨૩ | સીધી | સિદ્ધિ |
| ૩૧૨ | ૨૫ | કાય | કાર્ય |
| ૩૧૩ | ૧૩ | સીધી | સિદ્ધિ |
| ૩૧૩ | ૨૦ | દૈ નથી | દૈન્યથી |




चिन्तासन्तानहन्तारो यत्पादाम्बुजरेणवः ॥
स्वीयानां तान्निजाचार्यान् प्रणमामि मुहुर्मुहुः ॥ १
यदनुग्रहतो जन्तुः सर्वदुःखातिगो भवेत् ।
तमहं सर्वदा वन्दे श्रीमद्वल्लभनन्दनम् ॥ २

---

ध्रुपद—राग कल्याण.

महामंगलरूप श्रीगुरुदेव श्रीमहाप्रभो,
आके पदपद्मको प्रथम शिर नाइये—महामंगल० १
नाम लेत उदय होत आनंद कंद,
पाप ताप टरत छप ध्याइये—महामंगल० २
ब्रह्मा शिव विष्णु परब्रह्म सो गुरुराइ,
सकल तीरथ आदि अंघ्रिरज नाइये—महामंगल० ३
दयो कहे आचारज अधिक कौ दुजो नाहि.
गुरुसेवा चिंतामणी इच्छित फल पाइये—महामंगल० ४

---



## ભક્તકવિશ્રી દયારામભાઈનું

# જીવનચરિત્ર.

## પ્રકરણ ૧ લું.

### કવિપરિચય.

**આદર્શ જીવનો.**

ઉપનિષદોએ 'રસો વૈ સઃ' 'આનન્દઘન' એવાં રસભર્યાં નામથી રસભેર ગાયેલા રસાત્મક પરમાત્મા, એ પરમાત્માની અદ્ભુત કળાની રચનારૂપ અણુ અણુમાં રમતી ત્રિભુવનની પ્રકૃતિ, એ પ્રકૃતિની ઉપકારી અને ઉપકારક રસરૂપ કળાઃ આમાં ક્યાં અને કેટલો રસ ન હોય? આનન્દ ન હોય? પ્રત્યેક જીવનની ઝરણી આ રસત્રિવેણીમાંથી નીકળી ફાલી-ફૂલી જીવનલીલા ખેલી એ જ રસત્રિવેણીમાં ભળી રસરૂપ થાય છે, તો કયું જીવન એ ત્રિવેણીજન્ય સુંદર કૃતિઓનો સૌંદર્યલાભ લીધા વગર એ નસીબ વૃથા વહી જાય? પણ જગતનાં ઘણુ એક મનુષ્યોએ કૈં કૈં કારણોને લીધે સ્વપ્નમાં પણ એ રસ અનુભવ્યો નથી. એ આનન્દનો ઉપભોગ કર્યો નથી. એવાંનાં જીવન વૃથા જ વહી ગયાં છે. રસશાસ્ત્રીઓ કહે છે કે જીવનમાં જો ધન્યતા લાવવી હોય, વ્યવહારમાં વિજયવન્ત બનાવવું હોય તો કળાથી વિમુખ ન હોવું જોઇએ. કળા અને જીવન એક

બીજાને અનુકૂળ હોઇ સુશ્લિષ્ટ થવાં જોઇએ. જીવનની વિશુદ્ધતા, અને સંસ્કારિતા કળાના સહચારમાં છે. એનો રસ એમાં છે. એનો આનન્દ એમાં જ છે. જે જીવનો કળાનાં પરમ ઉપાસક થયાં છે, જે જીવનોએ એની ઉપાસનાને અંતે કળાનો પૂર્ણ પ્રસાદ મેળવ્યો છે, એ જીવનો રસભર્યાં, આનન્દભર્યાં કે ધન્ય ધન્ય છે. એવા કળાવન્ત જીવનો સૌંદર્યબોધને પોતાના હૃદયોમાં ઝીલી શક્યા છે. સૌંદર્યનો સાક્ષાત્કાર એ અન્ય જનોને કરાવી શક્યા છે. આમ છે તો કળાવાનના જીવનચરિત્રોમાં કેટલુ રસામૃત ભરેલુ હોવુ જોઇએ?

**કવિજીવનની શ્રેષ્ઠતા.**

જીવનચરિત્રો ગમે તેટલાં રસામૃતથી ભરેલાં હોય પરંતુ એમાંના અમૃતનું પાન સામાન્ય રીતે ઓછાં જનો કરી શકે છે, અને એટલા માટે આપણે જોઇએ છીએ તેમ સાહિત્યકારોનાં જીવનચરિત્રોનાં વાચનમાં સામાન્ય રીતે ઘણાએક જનોને રસ પડતો નથી. એમના જીવનકાર્યની નોંધમાં કે પૃથક્કરણમાં અમુક જ મનુષ્યો રસ લઇ શકે છે. બીજાને એ શુષ્ક લાગે છે. પણ એવાં કેટલાંક જીવનચરિત્રોમાંથી સંગીન જીવનકાર્ય ઉપરાંત ગંભીર જીવનચિન્તન, જીવનકળા, રસ કે આનન્દ આપણને મળી શકે છે. લેખકને એના લેખનમાંથી જુદો પાડી શકાતો નથી; કારણ કે, એનુ પૂરેપૂરું વિશિષ્ટ વ્યક્તિત્વ એમાં એ ઉતાર્યા વગર રહેતો નથી. એના અનુભવો એમાં સાકાર કર્યા વગર એ રહેતો નથી. સાહિત્યકારનાં જીવનચરિતો આમ સામાન્ય જનસમાજને કે સાહિત્યરસિક ન્હાનકડા વર્ગને વિવિધ પ્રકારનાં જીવનકર્તવ્યનો બોધ આપી શકે. પણ અન્ય સાહિત્યકારો કરતાં કવિ—સાહિત્યકાર આખા જનસમાજનો વિશેષ માનીતો હોય છે. સાહિત્યના ઉત્તમ અને સુંદર અંગ કાવ્ય પ્રતિ આખા જનસમાજનો સાહિત્યના બીજાં અંગ કરતાં વિશેષ અને પૃથ્વીપુરાણો પ્રેમપક્ષપાત છે. કવિ અને ત્હેની કવિતા જેવી અને જેટલી લોકપ્રિયતા બીજુ

કોણ મેળવી શકે છે? કવિતા મનુષ્યનું નિત્ય જીવન છે. નિત્ય જીવનમાં કવિતાદેવીના મૃદુલ ભાવના પોષણ વગર કોને ચાલી શકે છે?

**દયારામભાઈની લોકપ્રિયતા**

ગુજરાતના કવિઓમાં દયારામભાઈની લોકપ્રિયતા બીજા બધા કવિઓ કરતા અધિક વિશેષ છે. એમના મધુર કાવ્યરસના પાનથી ક્યા ગુજરાતીએ હૃદયને તૃપ્ત કર્યું નથી? ગુજરાતીઓના જીવનમાં મધુરતા, કોમળતા કે રસિકતા છે એવો કોઈને પ્રત્યક્ષ પુરાવો જોઈએ, તો દયારામભાઈની કવિતા કોઈ પણ કાળે એ આપી શકશે. પ્રત્યેક સુશિક્ષિત કે નિરક્ષર ગુજરાતીના ઘરને એ કવિતા ખરેખર અજાણ્યું હશે? ગુજરાતનું ક્યું હૃદય એ કવિના આગળ પૂજ્ય ભાવથી પીગળી નમ્યું નથી? નરસિંહ મહેતા કે મીરાં આદિને પ્રેમાનંદ દયારામભાઈ આદિએ પૂજ્ય હૃદયના કાવ્ય અર્પણ કર્યાં છે. દયારામભાઈની કે એમની કવિતાની પણ કેટલા બધા વિદ્વાનો કે કવિઓના હૃદયોએ પૂજ્ય ભાવથી પૂજા કરી છે? મહાન્ કવિ નર્મદથી માંડી નરસિંહરામ, દલપતરામ, મણિલાલ ગોવર્ધનરામ, સચ્ચિદાનંદ, હરિરામ વગેરે સ્વર્ગસ્થ વિદ્વાનોએ અને કવિઓએ દયારામભાઈ અને એમની કવિતાની યથાશક્તિ પણ અનન્ય ભાવે વિવિધ સાહિત્યોપચારથી પૂજા કરી છે. સાક્ષરભૂમિ અમદાવાદ શહેરની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સાહિત્યમંદિરમાં દયારામભાઈની છબી ખુલ્લી મૂકાતા (તા. ૯ નવેમ્બર ૧૯૦૨) સમસ્ત ગુજરાતમાં થયેલી દોઢ વર્ષની ઉગ્ર ચર્ચા કવિ ઉપર શાહી છાંટવાની કે એમને સુપડાથી ઢાંકવાની ‘પક્ષપાત’ મા ચિતરાયેલી કેટલાની મૂર્ખાઈ, અને છેવટે નિર્વિઘ્ને થયેલો આનંદમયો ઉપસંહાર, ગુજરાતને સદા સુવિદિત રહેશે. પણ દયારામભાઈ અને એમની કવિતાઓની લોકપ્રિયતાનું ગૂઢ પણ મગરૂર કારણ બીજું છે, અને તે એમની ભાવભરી મીઠી મીઠી ગરબીઓ છે. ગુજરાતનું ગરબીસાહિત્ય

દયારામભાઇના જેટલું અને એમના જેવી સુંદર રીતે બીજા કોઇએ પોષ્યું નથી. ગુજરાતની શક્તિઓરૂપ ગુજરાતી સ્ત્રીઓ દયારામની ગરબીઓ ગાઈ સાંભળીને મોહવશ થઈ ગઇ છે અને થાય છે. દયારામભાઇ ત્હેમના ગરબા ગરબીઓના સાહિત્યથી સ્ત્રીઓના કવિ છે, એટલું જ નહિ પણ તેઓએ નીતિ ભક્તિનાં સુન્દર કાવ્યોથી અનેક ભક્તોના હૃદયોને પોષ્યાં છે. અને તેથી અન્ય કવિઓ કરતા એ વિશેષ લોકપ્રિય છે માતાના પયપાનની માફક દયારામભાઇની કવિતાનું પાન એ ગૃહશક્તિઓદ્વારા ગુજરાતના જીવનને મળ્યુ છે અને મળ્યા કરશે.

દયારામભાઇની કવિતાએ વળી ગુજરાતનાં આકાશોને, ખેડુતો, મજુર, કારીગરો કે અન્ત્યજ જેવાં લોકોના ભજન કીર્તનદ્વારા ગજવ્યા વગર રાખ્યાં નથી. ભાવ ભૂલીને ભક્તિની ધૂનમાં ડોલતી અને "વૃન્દા-તે વનમાં રાસ રમાડ્યા" ને બદલે "વાંદરાં તે વનમાં રાગે રે માર્યાં" એમ અર્થનો ખડખડ હસાવે એવા અનર્થ કરતી, બે શબ્દો આ કવિના ને બે શબ્દો બીજાના લઇ ઉલ્લાસભેર ગાતી મંડળીઓ સ્હામું આપણે વિનોદપૂર્વક જોઇ રહીએ છીએ. શ્રદ્ધાળુ ભક્તો દયારામભાઇનાં ભક્તિનાં કે આંતરતાપનાં પદો ગાઈ વૈષ્ણવમંદિરોને પવિત્ર રસમાં બોળી દે છે. એવા લોકોમાએ કવિ આમ લોકપ્રિય છે.

**દયારામભાઇનું ભક્તજીવન..**

દયારામભાઈ સમગ્ર લોકસમાજમાં પુજાપાત્ર થયા ત્હેનું કારણ વળી એ છે કે એ કવિ ઉપરાંત ભગવદ્ભક્ત છે. ભક્ત-કવિઓ અને સંતોએ લોકજીવનમાં ધાર્મિક વિકાસ કરી, ત્હેને શુદ્ધ પ્રેમભક્તિનો ચારિત્ર્યલાભ આપી, રાષ્ટ્રીય જીવનમાં જોઇતા ધાર્મિક બાબતોમાં ઉદાર ભાવો ત્હેને આપી આપણા દેશને જે અલભ્ય લાભ આપ્યો છે ત્હેની આપણા ગુજરાતનો તેમજ મહારાષ્ટ્રનો ઇતિહાસ સાક્ષી પૂરે છે. સંતોનાં અને ભક્તોના જીવનચરિતોને આપણા શ્રદ્ધાળુ જનસમાજની કલ્પનાઓએ

અમાનુષી અને અદ્‌ભુત શક્તિઓ આપી વિશેષ મહિમાવાન્ કરી મૂક્યા છે. મુએલાને જીવતા કરવાની, માંદાને સાજા કરવાની, ભૂખ્યાને ભોજનથી તૃપ્ત કરવાની, વાંઝીઆને પુત્રપુત્રીઓ આપવાની દૈવી શક્તિઓ તે સંતો અને ભક્તોમાં હતી, એ વાત સખ્ત ટીકા કરનાર આપણો આ યુગ માનો કે ન માનો, પરંતુ શ્રદ્ધાળુ લોકો તો આવી યથોચિત શ્રદ્ધાથી આવી શક્તિઓની સુલભતા એ સંતો અને ભક્તોમાં જોઇ શકતા એ ભક્તો કે સંતો એવી શક્તિઓ હોવાનો દાવો જાતે કરતા નહોતા. તેઓ તો શાંત નમ્ર રહી ઇશ્વરની પરમ કૃપા ઉપર પરમશ્રદ્ધા રાખતા એમના અને અન્યના દુ:ખો કોઇ કોઇ વાર એમના પોતાના તેમ લોકોના મ્હોટા આશ્ચર્યોની સમક્ષ પલટાઈ જતા આવા જીવનચરિત્રોમાં અદ્‌ભુતતાને દૂર કરી આપણે શું જોઇ શકીશું? ઉન્નત હૃદયોના દર્દમય મથનો અને નીતિમય જીવનનું અંતિમ શુભ પરિણામ સાધુસંતોના પગે કરેલી આરી દેશસેવા અમૂલ્ય છે. એમની લોકપ્રિયતાનું આ કારણ પણ ન્હાનું સૂનું નથી

વળી દયારામભાઇની સર્વ વર્ગોમાં પ્રસરેલી લોકપ્રિયતાનું સમર્થ કારણ એમનો શુદ્ધ નિરૂપાધિ પ્રેમનો પૂર્ણ પરિચય જ છે એ પ્રેમના જ કવિ છે જડ પદાર્થો પણ સ્નેહાકર્ષણને બળે આજ અસ્તિત્વ ભોગવે છે,

**પ્રેમમયજીવન**

પશુ પણ પ્રેમના પાત્ર છે ને પ્રેમને વશ છે સામાન્ય જનતાનું જીવન એક નહીં તો બીજા સ્વરૂપમાં પ્રેમને આધારે જ ટકી શકે છે સાધારણ પ્રેમમાં કોઇક મહાન્ બળ રહેલું છે, તો શુદ્ધ પ્રેમને એક અદ્‌ભુત શક્તિ કહેવામાં જરા પણ સંશય કરવા જેવું નથી પ્રેમનું બળ અપરિમિત છે. એ પરમાત્માને વશ કરી શકે છે તો અન્ય એવો પદાર્થ કયો હોઇ શકે કે જે પ્રેમને અધીન ન થાય? દયારામભાઈની અગાઉનું આપણું કવિતા-સાહિત્ય ધર્મથી તરબોળ હતું. પ્રાચીન કવિઓએ માત્ર ધર્મને જ

પ્રાધાન્ય આપી ભક્તિનાં જ ભજન ગાયાં છે. જો કે આગળ જતાં ભક્તિ તથા પ્રેમ વસ્તુતઃ એક રૂપ જ થાય છે. છતાં પ્રેમ કરતાં જાણે ભક્તિ વિશેષ હોય એમ તે કાળના સાહિત્યમાં ભક્તિ વિશેષ દૃષ્ટિગોચર થાય છે. અને તેથી ભક્ત નરસૈંયાની ભક્તિ, તેમજ ભક્તાણી મીરાંની ભક્તિ ગુજરાતને ઘેરે ઘેર આબાલવૃદ્ધોમાં જાણીતી છે. ભક્તિ એ જ આપણા એ પ્રાચીન કવિઓનું લક્ષ્યબિન્દુ હતું. ભક્તિદ્વારાજ એમનાં હૃદયોએ પરમાત્માને ભજ્યા છે. ભક્તિદ્વારાજ એમનાં હૃદયોનું સૌંદર્ય ગુજરાતીઓનાં હૃદયોમાં ઉતર્યું છે. એ ભક્તકવિઓએ કે કવયિત્રીઓએ પ્રેમને ભક્તિમાં ભેળવી દીધો છે. પણ દયારામભાઈએ ગુજરાતી સાહિત્યમાં નવો જ યુગ બેસાડી દિવ્ય સ્નેહસાહિત્ય ઉમેર્યું છે. એમણે ભક્તિને સ્નેહમાં મેળવી દીધી છે. દયારામભાઈનો પ્રિય વિષય એક સ્નેહ છે. દયારામભાઈ એક પરમ સ્નેહશાસ્ત્રી છે. દિવ્ય સ્નેહની કે સ્નેહશાસ્ત્રની કળા એ કળારસિકે જેટલી શિખવી છે, તેટલી અન્ય પ્રાચીન કવિઓએ ગુજરાતને શિખવી નથી.

" ઓરા આવની સલુણા પ્રભુ ! શામળા જો;
શિખ્યો આવડી ક્યાં સ્નેહશાસ્ત્રની કળાજો ! ઓરા૦ "

આ અને એના ઉત્તરમાં વાળેલી સંવાદની ગરબીમાં સ્નેહકળાનું શિક્ષણ કેટલું આપણને મળી શકે છે !

દયારામભાઈની કાવ્યકળા અને લોકપ્રિયતા એમના પછીના સમર્થ લેખકોમાં સંભાવિત છે; એટલું જ નહી પરંતુ એમના સમકાલીન લેખકોએ પણ એમની પ્રતિભાનું પૂજ્ય ભાવથી વંદન કર્યું છે. અમદાવાદનિવાસી કૃષ્ણરામ મહારાજ તથા માધવરામ વ્યાસ સાથેનો દયારામભાઈનો સંબંધ સાહિત્યમાં નોંધાયલો છે. માધવરામ વ્યાસે અમદાવાદથી

નૂતન કાવ્ય માહિત્યના સંગીતમાં અને ગરબીઓમાં જંડાયેલું કેવું મધુર લાગે છે ! એ માધુર્યનો રસ હિન્દીમાં ( વ્રજમાં ) ઝરાવી ઉત્તર હિન્દમાં પણ દયારામભાઈ મશહૂર થયેલા છે. આપણી નવીન કાવ્યશૈલીનાં સૌન્દર્યમાં, સુઘડતામાં, સરળતામાં અને સંગીતમાં આપણે જો કોઇ પ્રાચીન કવિઓનું સંગીન સાહાય્ય લેવા ઇચ્છીએ તો તે એક જણનું જ ઉપકારક રીતે લઇ શકાય અને તે દયારામભાઇનું./

" આજથી સો વર્ષ ઉપર એમણે ગુજરાતની પ્રજાને પોતાના કવિતાના રસમાં ગાંડી બનાવી મૂકી હતી. ડભોઇ,

લોકાદર.

ચાંદોદ, વડોદરા અને ડાકોર વિગેરેના લોકોને એની કવિતાની મોહની લાગી હતી. દયારામની કવિતા સાંભળવાને લોકો ઉંઘમાંથી જાગી ઉઠતા. દયારામનું નામ સાંભળીને ત્હેમને જોવાને અને ત્હેમના મુખની વાણી સાંભળવાને માણસો-પુરુષો અને સ્ત્રીઓ મહોલ્લે મહોલ્લેથી અને ગામે ગામથી દોડી આવતાં. કોઇ પણ ભજનમંડળી અથવા ગાયનની ભેંક દયારામ વગર લૂખી લેખાતી. + + + + આજે પણ નવરાત્રિના નવ દિવસ એમના જ ગરબા ગરબીઓથી ગાજી રહે છે. દયારામની ગાવાની હલક કોઇ અલૌકિક હતી. એના નાદે અનેકનાં હૃદય વિંધાતા. પ્રેમભીની રસિક ગુજરાતને પ્રેમનું દર્દ દેખાડનાર અને અલૌકિક પ્રેમનો ખરો પાઠ ભણાવનાર તે એ જ. વિદ્વાનોનો શિરોમણિ ચતુરશ્રેષ્ઠ, સભાનું રત્ન, રસશાસ્ત્રનો આચાર્ય, શ્રીકૃષ્ણચંદ્રનો લાડીલો, વલ્લભી વૈષ્ણવભક્ત તે તો એ આપણો દયારામ જ."*

* રા. જગજીવનદાસ દયાળજી મોદીકૃત 'દયારામ' પૃષ્ટ ૧-૨

**કવિની કવિતામાં શું છે?**

વાંચનાર, આવા લોકપ્રિય સાહિત્યકારનું, કાવ્યકળ—રસિક ભક્તનું, પ્રેમના પરમ ઉપાસકનું, ગુજરાતના એક વખતના દેશકાળના મહાન્ ગુજરાતીનું જીવનચરિત્ર ત્હારા હૃદયને કૈંક રસનું પાન કરાવી શકશે? ત્હને એમાંથી કૈં આનંદના ઉપભોગની આશા રહે છે! તું આશાવાદી હોય તો રંક સામગ્રીથી ભરેલું આ જીવનચરિત્ર આશાભેર વાંચવાનો શ્રમ લેજે. નહીં તો નિરાશાવાદીના નસીબને ઉચિત નિસાસો નાંખી એને બાજુએ મૂકી દેજે. આપણા આ પ્રગતિયોગી જ્ઞાનયુગમાં ત્હારે માટે વાંચવાની સામગ્રી જ્યાં ત્યાં ઉભરાય છે. કવિકુળગુરુ કાલિદાસ, ભવભૂતિ આદિ આપણા દેશના મહાકવિઓ કે પશ્ચિમના સહૃદયમનોહારી શેક્સપિયર, પ્રૌઢ કાવ્યબોધ ગજાવનાર મિલ્ટન, પ્રકૃતિપ્રિય વર્ડ્ઝવર્થ, બ્રહ્માંડવિહારી શેલી, કે સુઘડ ટેનિસન આદિની વ્યક્તિઓનો અને એમનાં કાવ્યસ્રોતોનો મીઠો પ્રમાદ એમના જીવનચરિત્રોમાં અવશ્ય સંકળાયેલો હોવો જોઈએ તેમ સંકળાયલો કદાચ અહીં નહીં હોય, આપણા દેશમાં દેશભક્તિનો દિવ્ય ગુંજારવ જ્યાં ત્યાં કાને પડે છે. એ સાંભળવા કે એમાં નાદ પૂરવા, દેશભક્તિના કોઇ કવિનાં ગીત સાંભળવા કે એનું જીવનરહસ્ય જાણવા તું લલચાય તો તે સ્વાભાવિક છે. આ ચરિત્રના નાયકે એની કળાનો ઉપયોગ દેશભક્તિમાં કે વિશ્વબંધુતાની સેવા કરવામાં ત્હારૂં મન સંતોષ પામે એવી દૃષ્ટિએ કરેલો કદાચ ત્હને નહીં લાગે, આપણા ગુજરાતના કોઈ પણ કવિ વિષે, લૉર્ડ બાયરન વિષે મહાન્ મૅઝિનિએ ઉચ્ચાર્યા છે તેવા શબ્દો ઉચ્ચારવા આપણે કેટલા મગરૂર થઈશું ? મૅઝિનિ કહે છે કેઃ—

"બ્રિટનની મહાબુદ્ધિનો નાયક બનીને એ યૂરોપમાં થઈને યાત્રા કરવા ગયો. ગ્રીસદેશમાં બાયરનના સ્વર્ગવાસરૂપ જે બનાવ બન્યો એ

ચિહ્ન કરતાં દયાના ભવિષ્યનું તથા સંદેશનું બીજું વિશેષ ઉજ્જવળ ચિહ્ન કોઈ હોય એવી મ્હને ખબર નથી."

લોકહિતની સાથે કવિનાનો પવિત્ર સંગમ-વિચાર અને કાર્યનું એથી પણ વિશેષ વિરલ ઐક્ય-પોતાનાં સઘળાં બાળકોને માટે પરમેશ્વરે નિર્માણ કરેલા હ I સંપાદન કરવામાં સઘળી-મઝાઓનુ મદદ ઐક્ય-યુરોપમા પ્રગતિ કરનાર મંડળનાં જે ધર્મ અને આશા છે તે સર્વ આ યુગમાં ભવ્ય રીતે દશ્યમાન થાય છે. પ્રજાહિતના આવા પ્રેમી કવિને આપણે હૃદયભેર પૂજશું, તો પછી દયારામભાઈનો પ્રેમ તો જગહિતની યોજના કરનાર શ્રીકૃષ્ણ પ્રત્યે છે. અને શ્રીકૃષ્ણનું જીવન દિવ્ય મનુષ્યના કે સાક્ષાત્ દેવને ગમતા કયા આદર્શોથી ન્યુન છે ? એ પ્રેમ દયારામભાઈમા સદા જળહળ જળહળ જ્યોતિ રૂપે બળે છે ને દયારામભાઈના પૂજકને એનાં દર્શન કરાવે છે. કૃષ્ણમાં એકરમ થવા એ હમેશાં ઉત્સુક રહે છે. કવિની સ્થિતિ કવિની આ પંક્તિ યથાર્થ દર્શાવે છે.

"તાલાવેલી લાગી મ્હારા તનમાં બિહારીલાલ!"

વર્ડ્ઝવર્થના જેવી સૃષ્ટિસૌન્દર્યના શાંત અગમ્ય ઉંડાણોમાં એમણે ડૂબકીઓ મારી નથી. કે શેલીની પેઠે—

"આખ મીંચી ઉઘાડું ત્યાં આવે બ્રહ્માડમાં ફરી,"

એમ કવિ ન્હાનાલાલ કહે છે તેમ રમ્ય અને દિવ્ય કલ્પનાઓના ઘોડા ઉપર બેશી જનસમાજના માથા ઉપરથી ઉંચે દૂર દૂર ઉંચાઈ ઉચાણોમાં એ ઉડતા નથી. કલાપી જેવા એ સ્નેહી છે; છતાં એ કલાપી જેવા લાગણીઓથી લેવાઇ રડતા અને રડાવના કવિ નથી. ઈશ્વરલીલાનાં પ્રેમ ભક્તિ, જ્ઞાન અને વિરાગભર્યાં, દર્દમય કે ગંભીર જ્ઞાન, એમની કવિતા-સુન્દરી ગુજરાતી ભાષાની વિરલ અને લલિત મીઠાશથી લચકાતી લ્હેરાતી વિલાપ ભર ગાય છે.

આવા કવિનો જીવનસંદેશ શો હતો? એ સંદેશ એમણે કેવી રીતે ગુજરાતને પહોંચાડ્યો? મહાપુરુષના ખાનગી જીવનમા જાણવા જેવી કિમતી બાતમીઓ હોય છે તેવી એમનામા કેટલી છે? એમનામા મનુષ્યસ્વભાવ કેટલો વિકાસ પામ્યો છે? ગુજરાતને એમણે કેવી સ્થિતિમા જોયુ અને કેવી સ્થિતિમા એના ઉપર અસર કરી એમણે મૂક્યુ? એમણે કરેલી ગુજરાત ઉપરની અસરો સારી હતી કે નરસી? એ અસરો વિષે વિવાદગ્રસ્ત વિવેચન ગુજરાતમા સદા ચાલુ રહેશે કે કેમ? દેવ કે દાનવ એમને ગણી પાશ્ચાત્ય તત્ત્વજ્ઞ પ્લેટો કે ગુજરાતના કોઈ પ્લેટો એને પોતાના આદર્શરૂપ લોકરાજ્યમાથી દેશનિકાલને પાત્ર ગણશે કે પૂજશે? આવી આવી પ્રશ્નમાળાનુ કંઈ કંઈ નિરાકરણ આ મહાકવિના જીવનમા વાંચનારને કોઈ કોઈ સ્થળે મળી આવશે. દયારામભાઈનુ વ્યક્તિત્વ અસામાન્ય છે, છતા મનુષ્યનુ છે તો ઉદાર ભાવે અને સત્યનુ ઔચિત્ય સમભાવે જાળવી મનુષ્યને પણ જોવુ જોઈએ, અને તેના સંગીન ગુણોને પૂજવા જોઈએ.

કવિનો જીવન સંદેશ





# પ્રકરણ ૨ જું.

## કવિજીવનના લેખકો અને તેમના લેખોની સમીક્ષા.

**સાધનો**

પ્રાચીન ગુર્જર સાહિત્યના છેલ્લા અને સમર્થ મહાકવિ દયારામભાઇ વિષે જે જે જાણવાનુ મળે તે સર્વ સ્વાભાવિક રીતે સાદર વધાવી લેવુ જોઇએ ગુર્જર સાહિત્યના એક કાળના સુકવણામા એમની જીવનકવનને "નવપલ્લવ" તેમજ "નયન અને હૃદયને હાશનાગી" કહી, જે સાદર હૃદયથી વધાવી લેવામા આવી છે તે સાક્ષરશ્રી કેશવલાલભાઇ કહે છે તેમ "નર્મદાને તટે ઉછરેલી છતા અન્ય દેશમળનુ પાણી પી ફૂલી ફાલી જણાય છે." જે દયારામભાઇની કૃતિયો 'લાખોને અદ્યાપિ પણ ભક્તિમા ને શૃગારમા લીન કરી નાખે છે" તે દયારામભાઇનુ જીવનચરિત સપૂર્ણરીતે જાણવા કયો ગુજરાતી આતુર ન હોય? એ જાણવાના સાધન આપણી પાસે ક્યા ક્યા છે?

**નામની ખ્યાતિ.**

દયારામભાઇની વ્યક્તિ કરતા એમનુ નામ ગુજરાતમા વિશેષ જાણીતુ છે ગુજરાતને છેલ્લા પ્રણામ દયારામભાઇએ કર્યા, તે વાતને આજે ૬૬ વર્ષ થઇ ગયા છે છતા બીજા સર્વ કોઇ કવિના કરતા એ કવિની છાપ લોક

પ્રિયના આપણી કલ્પના આગળ વિશેષ અને જલદીથી ખડી થઇ જાય છે. દયારામભાઇને આપણે સહુ ઓળખતા હોઇએ એમ આપણને લાગે છે આપણે એમના મિત્રો હોઇએ એમ લાગે છે તો આવા ઘરવર જાણીતા કવિના રસભર્યા જીવનઇતિહાસ માટે સાધનની શી ખોટ સભવી શકે ?

છતા એવા સાધનની ખોટજ છે * મહાપુરુષોના જીવનચરિત્રોની ઇમારતો બાંધવાના સાધન સઘરી ગણવાની આપણા દેશબન્ધુઓને અગાઉ ઓછી ટેવ હતી આથી વસ્તુસ્થિતિનો સ્વીકાર કરી તેમજ સંતોષ માનીને થોડા ઉપલબ્ધ સાધનોથી એ ઇમારત આપણે જ બાધવી પડે છે સાહિત્યકારોની બાબતમા આવા સાધનોનો સગ્રહ બે રીતે થઇ શકે એ-તો એ સાહિત્યકારની વ્યક્તિએ પોતે સ્વતત્ર રીતે લખેલા સાહિત્યમાથી, અને બીજુ એ વ્યક્તિને લઇને બીજાએ એમને વિષે જે કૈ કોઇ રીતે સઘરી રાખ્યુ હોય તેમાથી.

**બે પ્રકારનાં સાધનો**

કોઇક કદાચ પ્રશ્ન કરશે કે સાહિત્યકારના સાહિત્ય ઉપરથી લેખકનુ

---

* ભારતવર્ષના નિવૃત્તિ પરાયણ આચાર્યો અને ભક્ત કવિઓના જીવન એટલા બધા તે શાંત અને લૌકિક વ્યાપારથી રહિત હોય છે કે તેથી એમના જીવનની નોંધ જે મળે છે તેથી અધિક શુ હોઇ શકે ? પાશ્ચાત્ય લોકોથી વિપરીત રીતે અહીંના ભક્તકવિઓ અને તેમના શિષ્યોનુ દષ્ટિબિંદુ ભગવત્પર હોવાથી અને લૌકિક ક્રિયા માત્ર સર્વ ગૌણ હોવાથી લૌકિકક્રિયાની વિસ્મૃતિપૂર્વક ભક્ત કવિઓની ભગવત્પરતા તેમના કાવ્યોમા-ગ્રથોમા પ્રકટ થતી તેનાથી પોતે સંતોષ માને.

ગ. મનસુખરામ તુલસીદાસ તેલીવારા.

**અંતઃસાધનો.** યથાર્થ જીવન શી રીતે જાણી શકાય ? પૂરુષાર કબૂલ કરશેજ કે, એ સાહિત્ય વરાળયંત્રથી કે એવા કોઇ બીજા સાધનથી ચપચપ છાપી કહાડવામાં નથી આવતું. લેખક મનુષ્યનાના ગુણે યુક્ત હશે, તો એમના વિચારો સ્થિતિઓ, હૃદય, વ્યક્તિત્વ વિશિષ્ટતા, પરિસ્થિતિઓ, દેશકાળ, આદિ એમનાં કાર્યોમા સ્વાભાવિક રીતે ઉતર્યાંજ હશે. દયારામભાઇના સાહિત્યદ્વારા આપણે આમ એમને ઘણે અંશે જોઇ શકીએ એમ છે. પણ દયારામભાઇની સર્વ સાહિત્ય સંપત્તિ હજુ છાપખાનામાં ગઈ નથી ! વળી શુદ્ધતાના રંગથી રંગાઇને એ આપણને હજી મળી નથી. એ સર્વ સંપત્તિ એ રીતે જ્યારે પ્રસિદ્ધિ પામશે ત્યારે એ સાધનથી સારોદ્ધાર પામી કવિનો જીવન ઇતિહાસ આપણને વધારે શુદ્ધ અને વ્યાપકરૂપે મળશે. હાલતો જે છે ત્હેમાંથી એ સાધનો સંઘરી—ગોઠવી ત્હેની ઉપર મંદિર રચીશું.

**બાહ્ય સાધનો.** દયારામભાઇ વિષે વળી એમના જીવન અને કવનથી આકર્ષાઇ અનેક અન્ય જનોએ વિવિધ રીતે સંઘરી રાખ્યું છે. પણ એ સંગ્રહિત સાધનોનો ઉપયોગ વિવેકપુરઃસર કરવાનો છે. એ વિવેકનો ઉપયોગ આપણે કરીએ તે પહેલાં આપણા સાહિત્ય વિષે એક વિચાર કરી લઇએ.

અન્ય સાહિત્યોમાં છે તેમ આપણા સાહિત્યના પ્રથમ પોષકો પણ ભક્તો છે. ભક્તિ અને કવિતા એ બે ભગિનીઓની સુંદર અને અન્યોન્યપોષક એકાકારતાએ આપણા સાહિત્યને શોભાવ્યું છે. આપણું પ્રાચીન કવિતાસાહિત્ય આમ ભક્તોને આભારી છે. નરસિંહ મ્હેતા, મીરાંબાઈ કે દયારામભાઇ, ગમે તે વિષે વિચાર કરો, પણ એ સર્વ બહુધા ભક્તો હતાં. "અમે કવિ છીએ" એ ભાન આ ભક્તોને ઘણું મોડું થયેલું હોય

એમ જણાય છે / ભક્ત અને કવિ એ શબ્દોની જોડાણો નામ કરતા એવી જેનુ જીવન જોડાય છે એવા ભક્તકવિઓ તો વિરલ થઇ ગયા છે

કવિઓના જીવનચરિત્રના સાધનોનો અભાવ જેટલો હોય છે તેટલો ઘણે અંશે ભક્તોના જીવનચરિત્રોના સંબંધમા

**ભક્તોનાં જીવનચરિત્રો** હોતો નથી ભક્તજીવનના વિલક્ષણ અને પ્રતાપી અંશો સંઘરી રાખવા આપણી લોકવૃત્તિનુ વિશેષ વલણ રહેલુ છે ભક્તોના જીવનચરિત્રો વિષે ગોવર્ધનરામ ત્રિપાઠીનુ સમર્થ વિવેચન આપણે ઉતારીશુ —

" આ પૃથ્વી ઉપર અને તેમા પણ વિશેષ હિમાચળથી તે સેતુબંધ પર્યંતની પવિત્ર ભૂમિમા જે જીવન્મુક્ત મહાત્માઓ, સિદ્ધ યોગી અને ભક્તો થઇ ગયા છે, તેઓના ચરિતોના બે ભાગ થઇ શકે છે (૧) લૌકિક અને (૨) અલૌકિક તેમા જે અંશો લૌકિક—લોકસામાન્ય—હોય છે, તે સર્વગ્રાહ્ય હોય છે પરંતુ તેમા તત્સંબંધીઓના રાગ-દ્વેષ-આદિ તથા અજ્ઞાનદ્વારા અસત્યાંશોનુ મિશ્રણ થઇ, ઐતિહાસિક સત્યમા ન્યૂનતા આવી જાય છે પરંતુ તેવા દોષોત્પાદક કારણોને વશ ન થતા તેની શુદ્ધતા તથા સંપૂર્ણતા યથાશક્તિ લાવવી એ સાક્ષર લેખકોનુ કર્તવ્ય છે અને નહીં કે સ્વકલ્પનાની તુરંગોના સ્વચ્છંદ-લેખનથી ધૂનિ ઉડાવી અંધકારમા વૃદ્ધિ કરવી

પુનઃ અલૌકિક અંશો સંબંધમા વર્તમાન કાળના કેટલાએક લોકો અશ્રદ્ધા અથવા અસત્યતાની બુદ્ધિને સેવે છે પરંતુ તેમ થવાનુ મૂળ વિભ્રમ છે વસ્તુતઃ આ જગતમા તેમ અન્યત્ર યુરોપાદિ ખંડોમા પણ જે મહાપુરુષો, મહાવીરો આદિ થઇ ગયા છે, તેઓમાંના નેપોલીયન બોનાપાર્ટ, ગ્લાડસ્ટન આદિના ચરિત્રોમાં એવા એવા પુરાવો સર્વને પણ સત્ય ન માને તથાપિ તેવા અંશોને વૃદ્ધબુદ્ધિ બહુલો, તેમા અલ્પ પણ શંકા ન ધરતા તથાભૂતજ માને છે એ જેટલુ સત્ય છે, તેટલુંજ

આ મત છે કે મીરાંબાઈ, નરસિંહ આદિ ભક્તોના, તેમજ સચ્ચિદાનન્દ આદિ અનેક સિદ્ધ પુરુષોના ચરિત્રોમાં એવા અનેક અંશો છે જે "દૃશ્યરૂપ" આવરણને ભેદી અંતર-તત્ત્વને ન પહોંચી શકનારી એવી નિર્બળ આધિભૌતિક સ્થૂળ દૃષ્ટિને અસત્ય, અસંભવી, ઉપહાસ્ય પ્રતીત થાય, પરંતુ જે પરમાર્થતઃ તેવા નથી

જે વૈજ્ઞાનિકોની દૃષ્ટિઓ, જડ ચૈતન્યમય સૃષ્ટિને નિયમતા તત્ત્વોના તે પ્રતિપાદક શાસ્ત્રોના અનુશીલન થી અથવા અન્ય યોગ્ય પ્રામાણિક માધનોદ્વારા, અધિક વિસ્તૃત થઈ છે, તેઓ તો તેવા અદ્ભુત ચરિતાંશોમાં સત્યત્વ બુદ્ધિને ભજે છે, અને તેવો માનનારો વર્ગ અલ્પ પણ નથી અને પ્રતિવર્ષ વર્ધમાન છે.

*પરંતુ અત્ર નિર્દેશવું અગત્યનું છે કે, એવા અલૌકિક ભાવના ચરિતાંશો પરમાર્થતઃ સત્ય હોતા પણ તેઓનામાં,* તે તે મહાત્માના શિષ્ય ભક્ત આદિની આગ્રહમાં રહેલી અતિશય બુદ્ધિથી, બહુ કલ્પિત પ્રસંગો પણ મિશ્રિત થયા હોય છે તેઓનો વિવેક સમયાન્તરમાં કરવો કઠિન થાય છે.

લૌકિક અંશો સંબંધમાં તો તેવી કઠિનતા પ્રમાણમાં અલ્પતર હોય છે."

માસ્તરશ્રી તનસુખરામનું ઉપર્યુક્ત વિવેચન દયારામભાઈના જીવનને પણ અક્ષરશઃ લાગુ પડે છે. કવિ અને ભક્તના વિરલ સંગમરૂપ દયારામભાઈના જીવનમાં લૌકિક અને અલૌકિક બન્ને જાતના અંશો જોવા આવે છે એ બન્ને અંશો વિષેના ઉલ્લેખમાંથી શુદ્ધના ચાળી કહાડવી એ ૬૬ વર્ષ જેટલા કવિના અવસાન પછીના અલ્પ ગાળામાં પણ કઠિણ કામ થઈ પડયું છે.

**દયારામભાઈની લોકપ્રિયતાના માપનું ભાન કરાવતા લૌકિક ઉલ્લેખો**

અનેક છે, પરન્તુ ત્હેમાં અનેક કારણોને લીધે અસત્યાંશનું મિશ્રણ થઈ ગયું છે એકવા શુદ્ધ સાહિત્યજીવનનુંજ વહન કરનાર ગુજરાતમાં ગણ્યાગાંઠ્યા પણ નહીં હોવાને લીધે આરંભમાં એક વ્યક્તિના દર્શાવેલા અભિપ્રાયને અંધપરંપરા ન્યાયે વધાવી લેવામાં આવ્યા છે, એટલું જ નહીં પરન્તુ ત્હેમાં પોતાના તરફના અનેક અપ્રામાણિક અભિપ્રાયોનો ઉમેરો કરવામાં આવ્યો છે આવી સ્થિતિમાથી શુદ્ધતા અને સમ્પૂર્ણતા ક્યાંથી લાવી શકાય ? ઉલટું એથી સાધનોના અભાવના અંધકારમાં "સ્વકલ્પનાના તુરંગોના સ્વચ્છંદ ખેલને ધૂલિ ઉડાડી વૃદ્ધિ" કરવામાં આવી છે

**સાધનોમાં અસત્ય મિશ્રણ.**

" આને પરિણામે દયારામભાઇની સમાધિ ઉપર પુષ્પભાવથી પુષ્પો ચ્હડાવનાર વિદ્વાન્ લેખકોના હૃદયપટપર મહાન્ આઘાત થવા પામે એ સ્વાભાવિક છે અને એ વર્ગને પણ એવા અમર્યાદ ભિન પાયાદાર સ્વચ્છંદી લેખોના ઉત્તર આપવામાં કંઈક કડું અથવા હલકાભારી શબ્દો વાપરવા પડ્યા હશે, તો ત્હેમાં ત્હેમને શો દોષ દઈ શકાય ? ભિન્ન રુચિવાળો લોકસમૂહ છે એ પરમ સત્ય જોઈ ધર્મવિચારમાં દરેકે ઉદાર વૃત્તિ સેવવી આવશ્યક છે પરન્તુ મતાન્તર ક્ષમાનો અર્થ એ જ ધર્મ જેવા ગહન સમુદ્રમાં ભમે તેવા અપરિપક્વ અથવા કલુષિત મગજમાંથી ઉત્પન્ન થતા . પન્તાતરંગોને અમર્યાદિત રીતે ઉછાળા મારવા દઈ જગદુદ્ધારક નૌકાઓનો ફાવ તેમ નાશ કરવા પ્રયત્ન કરે તે કરવા દેવો, એવો ન જ થાય વિતંડાવાદ કે તિરસ્કારવાદનો પ્રતીકાર પણ શો હોય ! આદર્શરૂપ જીવન ગાળનાર કવિની તથા તેના ઇષ્ટ સમ્પ્રદાયની જેમ આવે તેમ નિષ્કારણ નિંદા કરનારને કવિથી પરિચિત ત્હેનો પૂજક વર્ગ અજ્ઞાન લેખી 'કવિના જીવનને કે કવનને ત્હમે સમજી શક્યા નથી' એટલું જ ન કહે તો બીજું શું કહે ? અમુક કવિના હાર્દને સમજવું હોય તો

અમુક જ ધર્મના અનુયાયી થવાની જરૂર નથી, પરન્તુ તે કવિના ધર્મના સિદ્ધાંતોનું અવગાહન કરવાની આવશ્યકતા અનિવાર્ય છે, તે સિવાય હેતુ હાર્દ હૃદયગમ થવું મુશ્કેલ છે ભક્તિના શુદ્ધરૂપને જેમ નરસિંહ, મીરાંબાઈ આદિ કવિભક્તોના સંબંધમાં અણસમજને લીધે કુરૂપ કરવામાં આવ્યું છે તેવી જ રીતે દયારામભાઈની બાબતમાં પણ થયું છે" *

આજ કારણથી કવિના પૂજકો ગમે તે પક્ષના હો, ગમે તેવા અભિપ્રાયો ત્હેમણે બેધડક આપ્યા હોય, તોપણ એમની કવિની કરેલી પૂજાને યોગ્ય આવકાર આપવા તથા એમણે બહાર પાડેલા સત્યોને ઉચિત આદર આપવા અમે ઇચ્છીએ છીએ ગુજરાત અને ગુજરાતનું સાહિત્યજીવન જોતા એ વિદ્વાન્ બંધુઓએ કરેલો યથાશક્તિ વિકાસ વિસરાવો જોઇએ જ નહીં. આટલા સ્પષ્ટ કથન પછી દયારામભાઇના જીવનચરિત્રનાં સાધનોનું અવલોકન હવે કંઇક કરીએ

**કવિ જીવનના લેખકો.**

દયારામભાઇ અને એમના કાવ્યો એમના જીવનકાળમાં ગુજરાતના ચારે છેડામાં અજાણ્યા રહી શક્યા ન્હોતાં ઇ સ ૧૮૫૨ (સંવત ૧૯૦૯) માં થયેલા એમના અવસાન પછી ૭ વર્ષે કવિના હૃદયને કેટલેક અંશે જોઈ શકનાર, એની કદર કરવાના અને કરાવવાના અભિલાષી કવિ નર્મદે પહેલ વહેલો પ્રયાસ કરવા માંડ્યો. નર્મદ કવિએ ઇ. સ ૧૮૬૦–૬૫ના ઑગષ્ટ માસમાં "દયારામકૃત કાવ્યસંગ્રહ" પ્રસિદ્ધ કર્યો એમાં કવિજીવન વિષે કંઈ લખ્યું નથી. એ જ વર્ષના ઑક્ટોબર માસમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિની ઑફિસમાના બાપાલાલ મોતીલાલે કેટલાક ગામોથી લખાઇ આવેલા પુસ્તકો ઉપરથી કવિ રણછોડલાલ ગતુરામ પાસે શુદ્ધ કરાવીને

* મનમોહનદાસ દલપતરામ માસ્તર બી, એ.

"દયારામકૃત કવિતા-પુસ્તક પ્રહેલું" પ્રસિદ્ધ કર્યું. આ બન્ને સંગ્રહકારોએ એમને સંગ્રહ કરતાં વેઠેલાં અથાગ શ્રમ અને જાતિભોગનું વચન પ્રસ્તાવનામાં કર્યું છે. ઇ. સ. ૧૮૬૯ માં મુંબઇના ગોપાળ પાંડુ શેઠે ત્યાર પછી એક સંગ્રહ પ્રસિદ્ધ કર્યો અને એ પછી અમદાવાદ વગેરેના કેટલાક પુસ્તકના વ્યાપારીઓએ એમનું અનુકરણ કર્યું. પણ દયારામભાઇના પ્રથમ જીવનચરિત્રકાર તો કવિ નર્મદ જ થયા. ઈ. સ. ૧૮૬૫.

દયારામભાઇના જીવનચરિત્રનાં સાધનો અત્યાર સુધીમાં નીચેના લેખકોના પ્રસિદ્ધિ પામેલા લેખમાંથી મળી આવે છે:—

(૧) કવિ નર્મદાશંકર લાલશંકર (નર્મગદ્ય તા. ૨૫ સપ્ટેમ્બર ૧૮૬૫).

(૨) રા. બ. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા તથા નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી (પ્રાચીન કાવ્યમાળા પુસ્તક બીજું ઈ. સ. ૧૮૯૦). આ લેખકોએ આપેલા કવિચરિત્રમાં, નર્મદના લેખનો તથા 'ગુજરાતી' માં પ્રસિદ્ધ થયેલા લેખનો આધાર લેવા ઉપરાંત કેટલુંક સ્વતંત્ર શોધન છે.

(૩) સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી (Classical Poets of Gujarat) ગુજરાતના શિષ્ટ કવિઓ, અંગ્રેજીમાં ઇ. સ. ૧૮૯૪.

(૪) "ગુજરાતી" ના આદ્ય તત્રી સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ (બૃહત્ કાવ્યદોહન ગ્રંથ ૫ માં ઈ. સ. ૧૮૯૫).

(૫) રા. ત્રિભુવન જમનાદાસ શેઠ. (કવિરત્ન દયારામની સંપૂર્ણ જીવનકથા. ઇ. સ. ૧૮૯૯).

(૬) રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી (દયારામ અને હાફેઝ. ઇ. સ. ૧૯૦૧).

(૭) રા. રા. મનસુખરામ કૃષ્ણરામ મહેતા (ગુજરાતના કવિઓ અને તેમની કવિતા ઇ. સ. ૧૯૦૭).

(૮) રવ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી (કવિ દયારામનો અક્ષરદેહ ઇ. સ. ૧૯૦૮).
(૯) રા. રા. જયસુખરાય પુરુષોત્તમરાય જોષીપુરા (સચિત્ર સાક્ષરમાળા ઇ. સ. ૧૯૧૨).
(૧૦) રા. રા. બદરીનાથ ભટ્ટ (કવિવર દયારામ, હિન્દી માસિક "સરસ્વતી"માંના લેખ, ઇ સ ૧૯૧૪ જાન્યુઆરીનો અંક).
(૧૧) રા રા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી (Milestones in Gujarati Literature અંગ્રેજીમા ઇ સ ૧૯ ૪).
(૧૨) રા. રા. મૂળચંદ તુલસીદાસ તેલીવાળા ("પુષ્ટિભક્તિસુધા" માસિકમા તથા "શ્રી દયારામકૃત કાવ્ય મણિમાળા ભાગ ૧ લા"માં ઇ. સ ૧૯૧૪)
(૧૩) રા રા. જગજીવનદાસ દયાળજી મોદી (રવ આણુશંકર વૈજનાથ વ્યાસ સંગ્રહિત "દયારામ કાવ્યસુધા" મા, ઇ. સ. ૧૯૧૬).
(૧૪) રા રા વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી ("શ્રી દયારામકૃત કાવ્ય મણિમાલા ભાગ ૨ જા" મા ઇ. સ. ૧૯૧૬).
(૧૫) રા રા જગજીવનદાસ દયાળજી મોદી (શ્રી સયાજી સાહિત્યમાળાના પુષ્પ ૧૪ મા રૂપે "દયારામ" નામના કવિજીવનચરિત્રમાં ઇ સ. ૧૯૧૮).

આ ઉપરાંત રવ ડૉ. હરિલાલ ધ્રુવ, સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદી, રા. જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી (સાગર), વડોદરા કૉલેજ મિસેલેની જ માસિક (હમણા બંધ પડેલુ) ના લેખક રમણ, સ્વ. દિવાનબહાદુર અંબાલાલભાઈ, રા. સવગી વગેરેએ પ્રસંગોપાત્ત કોઈ કોઈ સ્થળે લખ્યુ છે. ગુજરાતી વાચનમાળા પુસ્તક ૬ ઠ્ઠામાં પણ દયારામ વિષે એક પાઠ છે રાહિત્યરત્ન, સાહિત્યવિલાસ, આદિ કાવ્યસંગ્રહોમા પણ કવિના જીવનની રૂપરેખા છે. હવે એ લેખોની થોડી થોડી સમીક્ષા કરીએ.

એ લેખકોના લેખોની સમીક્ષા.

(૧) કવિ નર્મદે નર્મગદ્ય ઘણી ઉતાવળમાં છપાવ્યું છે. ખુલ્લા દીલનો એ કવિ પહેલી આવૃત્તિની સૂચનામાં કહે છે કેઃ— "આ સંગ્રહ મ્હેં મ્હારાજ માટે છપાવ્યો છે. પછી બીજા એનો લાભ લો તો લો. × × × એ લખાણ પ્રસંગનાં તોફાનોની નિશાની છે, માટે એમાંના વિચારોને ચોમાસાનું ડ્હોળાપણ પાણી સમજવું—અલબત થોડાં વરસ પછી (ફેરફાર સાથે ફરીથી છપાવતો) એ વિચારો શરદઋતુનાં પાણી જેવા થાય ખરા".

કવિના અભિપ્રાય માટે ઉક્ત ઉતારા કરતાં બીજું વિશેષ સંગીન પુરાવારૂપે આપી શકાય નહિ. દયારામભાઇના સંબંધમાં નર્મદે આપેલા કેટલાક અભિપ્રાયો એને પાતાને ખ્યાલ નહિ એવા એની સહૃદયતાને ઘાતક નીવડ્યા છે. એમનો લેખ પહેલો હતો, અને પ્રતિભાશાળી નર્મદનો, એટલે અન્ય લેખકોએ એનું સ્વાભાવિક અંધ અનુસરણ કર્યું; એટલું જ નહી પરંતુ એમાંની કેટલીક પાયા વગરની હકીકતોને પુસ્તકનાં પાનાં ભરવાને માટે વધારી મૂળ લેખની ઉંડી અસરોની જટા અનેક વર્ષ વીતી ગયાં પણ એકાદ અપવાદ વગર ત્યાર પછીના એકેક લેખમાં દૃષ્ટિગોચર થાય છે. સુધારાના આરંભક કવિ નર્મદે પુષ્ટિમાર્ગ ઉપર આક્ષેપો વર્ષાવતાં દયારામને પણ વરણીમાંથી બાકી રાખ્યા નથી. નર્મદ કવિના એક વખતના ડ્હોળાયલા ધાર્મિક કે ભક્તિના વિચારો 'ધર્મ વિચાર' માં ગુજરાતે બદલાયલા વાંચ્યા છે. પણ દયારામની બાબતોમાં તો ભક્તિના પોતે ધારી લીધેલા વિચારોને લીધે નર્મદે અન્યાય યુક્ત આક્ષેપો કર્યા છે. એમણે દયારામની અપૂર્ણ કાવ્યસામગ્રી જોઇને તે ઉપર અધુરો ને ખોટો અભિપ્રાય આપ્યો છે. કવિતાને વ્યભિચારોત્તેજક કહી નાહક નિંદા દીલગીરી દર્શાવી છે. મ્હોટા મનુષ્યોને હાથે મ્હોટા ઉપર પણ આગ

ઘણીવાર અજાણ્યે કે સાહસથી મ્હોટો અન્યાય થઇ જાય છે. વાચકો તે અર્ધસત્યો કે અસત્યો, સત્ય માની લેવામાં નર્મદે અનેક સ્ખલનો કર્યાં છે. જેવાકે—કવિની માતાનુ નામ 'રતનબાઈ' * હતું, કવિ સ્માર્ત (!) હતા, મ્હોટપણે એમણે પુષ્ટિમાર્ગ સ્વીકાર્યો, કવિનો વિવાહ ફોક થયો હતો, કવિએ અનેક વાસનાઓ કરી હતી, કવિ ઉડાઉ અને વ્યસની હતા, કવિ અવસાન સમયે આ અને આ રોગથી પીડિત હતા, કવિએ પુરુષોત્તમજી મહારાજનુ અપમાન કર્યું હતુ, કવિને ડાહ્યાભાઈ સાકેદરો નામનો શિષ્ય હતો, વગેરે આ ઉપરથી દયારામના એક મિત્ર ચિમનલાલે નર્મગદ્ય પ્રસિદ્ધ થયા પછી નર્મદ ઉપર ગુસ્સે થઇ પત્ર લખેલો છે. રા ત્રિભુવન શેઠે કવિ વિજ્યાશંકરની મુલાકાત લીધી હતી અને તે બાબત એ એમના પુસ્તકમાં લખે છે કે—

"નર્મદ કવિની કેટલીક હકીકતો ઉપર વિશ્વાસ રખાય એમ નથી" આ ગૂઢ ગુહ્ય ગમે ત્યારે ઉકલશે અને સત્ય તરી આવશે, પણ આવી આવી વિરુદ્ધતાઓ નર્મદની હકીકતોને અસત્ય ઠરાવે છે જ. વિશેષ દુર્ભાગ્યની વાત તો એ છે કે નર્મગદ્યની બીજી આવૃત્તિ નર્મદ કવિને હાથે નીકળવા પામી નથી. નિર્મળ સત્યના આગ્રહી એ વીરકવિએ એમના ઉત્તરકાળના "શરદ ઋતુનાં પાણી જેવા" વિચારો બેશક આ બાબતમાં પણ પ્રસિદ્ધ કર્યા હોત.

(૨) નર્મદ કવિ પછી રા બ. હરગોવિન્દદાસ તથા સ્વર્ગ. નાથાશંકર શાસ્ત્રીએ દયારામ વિષે લખ્યું છે. નર્મદના લેખની સામગ્રી ઉપરથી 'ગુજરાતી' માં વિસ્તારાતી વરણનાં પ્રમાણો આ લેખમાં લેવાયાં છે. ડભોઇમાં અને ચાણોદમાં કવિને વિષે ઉચ્ચારાતા સારા મતો અને

* દયારામની માતાનું નામ મહાલક્ષ્મી અથવા રાજકુંવર (રાજકોર) હતું, એ કવિના કાવ્યો, જન્માક્ષર વગેરેમાં સ્પષ્ટ છે, છતાં આ બાબતનું ભૂલ ભરેલું અનુસરણ એકેક એક લેખમાં છે.

નર્મદ—"ગુજરાતી" ના મતોની વચ્ચે આ લેખની કોઇક સ્થળે ધરીઆળના લોલક જેવી સ્થિતિ થઇ છે. છતાં જેમ જેમ દયારામનાં સમર્થ કાવ્યોદ્વારા એમનું શુદ્ધ આંતરજીવન પ્રત્યક્ષ થાય છે, તેમ તેમ જૂના મતને મૂકી દેવામાં આવ્યા છે. શંકાશીલ સ્થિતિ આવી જ હોય છે. નર્મદે આપેલું કવિનું જન્મ વર્ષ સંવત ૧૮૩૩ છે તે જન્માક્ષર પ્રમાણે ખરૂ છે, તથાપિ આ લેખ એથી વિરુદ્ધ પડી સંવત ૧૮૨૩ ની ગોથ આપે છે, આ વર્ષ આપવાનું સાધન મરણશય્યા ઉપર સુનેલા એક કવિશિષ્ય તરફથી સાંભળવાનું મળ્યું હતુ. પણ તે સાંભળનાર કે સંભળાવનારની અસાવધાવતામાં જ ખોટું ઠરે છે. દયારામે ૧૦ વર્ષ પર્યંત ભરૂચ નોકરી કરી હતી એ વાત પણ અસત્ય છે. ભરૂચમા કવિ આવતા જતા ખરા, પણ દશ વર્ષ સુધી એમણે ત્યાં નોકરી કરી એ સરકારી પત્રો ઉપરથી કે બીજી કોઇ રીતે કે કવિના સ્વાતન્ત્ર્યશીલ સ્વભાવ ઉપરથી સાબીત થઇ શકતું નથી. લેખકોમાના એક રા. બ. કાંટાવાળા સુભાગ્યે હયાત છે; અને પોતે ધારે તો એમની તે વખતની સાધનસામગ્રીનું પુનઃ સંશોધન કરી વિશેષ વજનદાર અભિપ્રાય કવિ વિષે પ્રસિદ્ધ કરી શકે.

(૩) ત્રીજો લેખ સદ્ગત સાક્ષરશ્રી ગોવર્ધનરામભાઇનો Classical poets of gujarat એ નામનો છે. સમાજ અને નીતિ ઉપર ગુજરાતના કવિઓની થયેલી અસર એ એમના લેખનું લક્ષ્યબિંદુ હોવાથી દયારામના જીવનચરિત્ર માટે એમાંથી ઓછું મળે, એમ છે.

(૪) આ પછી સ્વ. ઇચ્છારામ દેસાઇએ કવિનું જીવનચરિત્ર, અતિ વિસ્તારથી આલેખ્યુ છે. એ અતિવિસ્તારમા મૂળ લેખનાં કે તે

પછીના લેખના સ્ખલનો કાયમ રહી ગયા છે રા બ હરગોવિન્દદાસને અનુસરી એમણે આપેલું કવિનું જન્મવર્ષ સંવત ૧૮૨૩નું ઉપર કહ્યું તેમ ખોટું છે કવિની માતાનું ખોટું નામ પણ એ કાયમ રાખે છે તે સાથે મંગાબાઇ નામની બ્હેનનું પણ ખોટું નામ ડાહીબાઇ એ આપે છે કવિને બીજો ભાઇ ન્હોતો છતા મણિશંકર નામના ભાઇની ઉત્પત્તિ પણ આ લેખમા થઇ છે કવિએ "રુક્મિણિ વિવાહ" વગેરે કાવ્યોમા પોતાની અવટંક "ભટ્ટ" સ્પષ્ટ રીતે આપી છે છતા એ કાવ્યો જોયા પછીએ રા ઇચ્છારામે પંડ્યાની અવટંક ક્યાંથી આપી છે તે સમઝાતુ નથી. કવિના સગા વિષે પણ એમણે બીજા જ નામ કે સગાંને બીજી સગાઇથી ઓળખાવ્યા છે ધનગૌરી જે કવિના કાકાની દીકરી થાય છે, ત્હેને રા ઇચ્છારામે કવિની માશી કહી છે કવિ સાથે જેનો વિવાહ થયો હતો, તે કન્યાને મરી ગયેલી વર્ણવવામા આવી છે, પણ એમ નથી દયારામભાઇએ જ્યારે લગ્ન કરવાની ઉત્કટતા ચોખ્ખી ના પાડી ત્યારે એ કન્યાને અન્ય સાથે પરણાવી દેવામાં આવી હતી એ કન્યા નામે મંગાબાઇને રેવા નામે દીકરી હતી. રેવાની દીકરી મુક્તાનાં પુત્ર પુત્રી વ્યાસ છોટાલાલ દોલતરામ તથા જડાવ હતા આ પૈકી પુત્ર હજી હયાત છે. પુત્રી જડાવ બ્હેન હાલમા પરલોક પામ્યા છે પણ સાક્ષરશ્રી ઇચ્છારામના આવા આવા સ્ખલનો ન્હાના છે. એમના અતિ વિસ્તારવાળા કવિના ચરિતમાં એક રીતે કલ્પના-વ્યાપારને એમણે વિસ્તાર્યો છે, અથવા તો બીજી રીતે નર્મદાદિએ નોંધેલી હકીકતોના બીજને લોકવાયકાના પાણી પાઇ એમાથી જ મહની મહા-વેલીઓ ઉગાડી દીધી છે. એ કઠિન મહાવેલીઓના ફાલના વિસ્તારમા થઇને જતા સત્યાંશો ઓળખી કહાડતા અટવાઇને નીચે પડાય એવું થઇ ગયું છે જેઠીબાઈ કે વૃદ્ધ કમળાબાઇની આપેલી હકીકત પરથી રા ઇચ્છારામે જે સંશયાત્મક પ્રસંગો ઉભા કર્યા છે ત્હેમા મુખ્ય કેશવાનંદ તથા ડાહ્યાભાઈ સાહેદરાના પ્રસંગો છે

**કેશવાનંદનો અસત્ય પ્રસંગ.**

કેશવાનંદ નામનો સાધુ શી રીતે દંતકથા દ્વારા દયારામના જીવનચરિત્રમાં ભળે છે એ સમજી શકાતું નથી જે સોનારણના પ્રસંગથી દયારામ ન્હાસી છૂટતાં આ સાધુ પાસે જઈ ભરાય છે ને સોનારણ કે આ સાધુ મન કલ્પનાના પુતળાં છે સોનારણ વિષે રતનબાઈના પ્રસંગ વખતે આગળ કહેવામાં આવશે, પણ કેશવાનંદ વિષે દયારામે જાતે કોઈ સ્થળે પણ ઉલ્લેખ સરખોયે કર્યો જણાતો નથી દયારામના કાવ્યોમાંથી એમની ગુરુભક્તિનાં કાવ્યો વાંચો, ગુરુઓ માટે પૂજ્યભાવથી ઉભરાઈ જનાર, ગુરુ વિના જ્ઞાન નહિ એ મતનું સેવન કરનાર કવિના કેશવાનંદ ગુરુ હોય, તો એને વિષે એ ઈસારો કયાં સુદ્ધાં ન કરે એ માનવું અશકય છે દયારામમાં એવી કૃતઘ્નતા એમનાં કાવ્યો જોતાં જણાતી નથી તુળસીદાસ જેવા રામના ટેકીલા ભક્ત માફક દયારામભાઈ પણ જીવન પર્યન્ત કૃષ્ણભક્ત રહ્યા છે, અને કેશવાનંદ જો ગુરુ હોય તો તે રામભક્ત સાધુ હોવો જોઈએ દયારામ ઉપર ગુસ્સે થયેલા કેશવાનંદ બે માસ પછી એમને કરનાળીમાં જ્યારે પકડે છે ત્યારે, એમ કહેવામાં આવ્યું છે કે, દયારામ ચાંડોદથી તરતાતરત કરનાળી ગયા ત્યારે એ પકડાયા પાણીના પ્રવાહ વિરુદ્ધ (નર્મદા નદી કરનાળીથી ચાંડોદ તરફ વહે છે) આટલું બધું તરીને જવું એ અશકય નથી ? છેવટે કેશવાનંદ પાસેથી કહેવાતી કવિત્વ શક્તિની બક્ષિશ લીધા પછી દયારામે "ગુરુ મ્હોટા ગુરુ મ્હોટા" એ શબ્દોથી આરંભાતું પદ ગાયેલું કહેવાય છે એ પદ કોઈ સ્થળે જડતું નથી બાકી "હરિ મ્હોટા હરિ મ્હોટા" એ પદને અનુરૂપ એવું પદ કલ્પનાઓને કલ્પતાં વાર નજ લાગે તેથી આ પ્રસંગને આપણે એક દંતકથા જેટલું પણ વજન આપી શકતા નથી

બીજો મુખ્ય પ્રસંગ ડાહ્યાભાઈ સાંગદરાનો મહૂમ ઈચ્છારામભાઈએ

**દાલાભાઈ સાહેબદાસની કલ્પિત કથાઓ.**

વિસ્તારેલો માલુમ પડે છે. દાલાભાઈ સાહેબદાસનું પાત્ર દુનિયાને ખોળે જન્મ્યું છે કે કલ્પનાને એ આપવું જોઈએ. આ પાત્રને દયારામભાઈના શિષ્યનું પદ આપવામાં આવ્યું છે. દયારામભાઈ કૃત 'સિદ્ધાન્તસાર' રા. ચિમનલાલે સુરતના પ્રસિદ્ધ મહેતાજી દુર્ગારામને વાંચવા આપ્યો અને એ પુસ્તકના છેલ્લા ભાગપર કવિ દયારામની કેટલીક હકીકત વાર્તારૂપે લખેલી છે એમ કહી રા. મન્છારામે "કાવ્ય દોહન ગ્રંથ ૫ મા"માં છ વાર્તાઓ પ્રસિદ્ધ કરી છે. આ વાર્તાઓ વાંચતા કેટકેટલા પ્રશ્નો આપણી આગળ ખડા થાય છે?

પ્રથમ પહેલી વાર્તા લઈએ. એને અંતે "સંવત ૧૮૯૨ કાર્તિક સુદ અષ્ટમીને ભૃગુવાસરે, ગુરુજીની જન્મતિથિને દિને લખનાર દાલાભાઈ લાલશંકર" એમ લખેલું છે. અહીં કવિની જન્મતિથિ જ ખોટી છે.* આટલા બધા આપ્ત અને પ્રિય જન્મતિથિ ઉત્સાહથી ઉજવનાર શિષ્યને પોતાના ગુરુની જન્મતિથિનું અજ્ઞાન હોય એ સંભવી શકે એમ નથી.

**શિવ નિંદા અને દયારામભાઈ.**

આ વાર્તાઓમાં વળી શિવની નિંદાનો પ્રસંગ આણવામાં આવ્યો છે. દયારામભાઈ જેવા જ્ઞાની કવિ "શિવ" શબ્દનો ભાવાર્થ હાલના કેટલાક તિરસ્કારવાદીઓ કરતાં વિશેષ સારી પેઠે જાણતા હતા. જે શિવને ભક્તિમાર્ગના એક નેતાનું પદ આપવામાં આવે છે તે શિવની એક નાગનવત્ દયારામ હાંસી ઉપરાંત, હેમને ગાલિપ્રદાન કરવાની હદ સુધી કેમ જાય? "ભગવદ્ગીતા મહાત્મ્ય" નામનું કવિનું ગંભીર અને સમર્થ કાવ્ય શિવપાર્વતીના જ સંવાદમાં છે. એ કાવ્યના દરેક અધ્યાયના આરંભમાં કવિએ રસિક અને ભક્તિભાવ ભરી પૂજ્યતા સાથે જે શિવ વર્ણન કર્યું છે

*જુઓ કવિની જન્મ કુંડળી.

તે વાંચી જનારાઓમાંથી ભાગ્યે જ કોઈ કવિના શિવ પ્રત્યેના તિરસ્કાર વિષે હકારમાં મત આપશે "રસિકવલ્લભ" માં તો કવિ શિવજીને પરમ વૈષ્ણવ માનીને તેમનું દેવાલય જો માર્ગમાં આવે તો તેમાં જઈને તેમને 'જયશ્રીકૃષ્ણ' કરવાની સૂચના "સહજે શિવાલય માર્ગમાં આવે ત્યાં જઈ કરવા જેશ્રીકૃષ્ણ" કહી વૈષ્ણવોને કરે છે "કાશી વિશ્વેશ્વરની સુપ્રસિદ્ધ લાવણી" "હરિહર તારતમ્ય" વગેરે પ્રયોગો કવિના શિવ પ્રત્યેના તિરસ્કાર વિરુદ્ધ જાય છે વળી 'વ્રજ મહિમા' નું મનોહર કાવ્ય વાંચો અને વ્રજના તેમ જ વ્રજવિહારી કૃષ્ણના પક્ષપાતી છતાં કૈલાસ અને કૈલાસવાસી શિવ વિષેનો જરાયે નિંદક ભાવ કવિનો શોધી કહાડો

કવિશ્રી તો કહે છે કે —

"સમ્યક શંકરનો દેશ કે કૈલાસે જો
ત્યાં વિધ વિધની છે વસ્તુ વારુ વિલાસે જો
× × ×
ત્યાં અઢાર ભારે રાગ ખીલી રહેતી જો
× × ×
ત્યાં પાર્વતી વસતા પ્રૌઢ મણીમાં શૃંગે જો;
છે રીઝાવવા ભરપૂર કશું ન અધુરા જો.
× × ×
ત્યાં ભોળા શંભુ દેવ ચક્ષુ ગતી જો.
× × ×
દિગંબરી મહાદેવ સર્વે જાણજો
અબરખ ગિરિવર દેવ શંકર માણજો"

શંકર અને શ્રી શંકરાચાર્ય વચ્ચેનાં સાદામાં સાદા સગપણું પણ આપણો લેખકવર્ગ જેમ અદ્ભુત અજ્ઞાન કોઈ કોઈ સ્થળે દર્શાવે છે.

તેમ શ્રી શંકરાચાર્યના માયાવાદ અને શ્રીમદ્ વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈતવાદ વિષે પણ ચર્ચા કરતાં ટુંકી દષ્ટિવાળા લેખકો એક બીજા ઉપર અનિષ્ટ નિંદારોપણ કરે છે. શુદ્ધાદ્વૈતવાદના પક્ષકાર દયારામભાઈના નામ માટે પણ દયારામ રાખવું કે દયાશંકર રાખવું, એને માટે તર્કો થયા છે. કવિએ પોતાને, પણ, એનાં કાવ્યો જોતાં કે ઉચ્ચરતું એમનું મૃત્યુપત્ર જોતાં જણાય છે તેમ, દયારામ એ નામ માટે જ દુરાગ્રહ નથી. માયાવાદને ખંડતાં એક સ્થળે શાંકરમત વિષે કવિ અભિપ્રાય આપે છે કે:—

> " શુદ્ધ કહનોકો હેતુ યહ, સોંચો ચિત્ત બિચારી;
> મિથ્યા રૂપ મલિનતા, શંકરિ શઠ ઉચ્ચારી.
> નિરાકાર શંકર કહે, બ્રહ્મ રૂપ કરે વ્યાપ;
> અંશી બ્રહ્મ જીવ અંશ હે, સમતા યોં હી અલાપ.
> બ્રહ્મ શુદ્ધ સાકાર ઇક, સોઇ કૃષ્ણ લે જાન;
> નિત્ય પરમ આનંદ નિધિ, શ્રુતિ સ્મૃતિ કરત બખાન. "

પણ આમાં તો શંકરાચાર્યના વાદ વિષે કવિને વાંધો છે; શંકર કે શિવ માટે તો નહીં જ.

કવિશ્રીનો એક શિષ્ય ચાંદોદનો સાઢોદરો બ્રાહ્મણ પુરાણી પ્રાણજીવન હતો તે કાશીયાત્રા ગયો. ત્યાંથી પાછા વળતાં ડભોઇ આવ્યો ને દયારામભાઇને મળવા આવ્યો. ભગદ્ સ્મરણ કરીને બેસ્યા પછી યાત્રાના સમાચાર ત્હેમણે તેને પૂછ્યા, ત્યારે ત્હેણે કહ્યું કે "કાશી યાત્રા કરી પણ કાશીમાં પેલા સખસને ત્યાં હું ગયો નથી (એટલે કાશીવિશ્વનાથને ત્યાં ગયો નથી)." એમ કહેવાનું હાર્દ કવિ સમઝી ગયા કે એ પૂરો વૈષ્ણવ છે, તેથી કાશીવિશ્વનાથનું નામ લઇ શકતો નથી. આથી ત્હેમણે તેને કહ્યું કે ભલે શખ્સ સાથે તમારે કંઇ વેર છે કે શું? તીર્થમાં જવું ત્યાં, ત્યાંના દેવને માન આપવું જોઇએ. પોતાનું પાતિવ્રત જાળવીને બીજાને નમન કરવાં

દરકત નથી, લૌકિક સ્ત્રીના જેવું ધણી શિવાયની સગાંની પણ સારવાર ભાગી ભાવથી કરવી પડે ને તેમના હુકમમા રહેવુ પડે, પણ ધણીથી ઉતર્તું નહીં" આ ઉપરથી પણ દયારામભાઈ શિવ તરફ કેવી રીતે જોતા તે માલુમ પડે છે, અને તેથી દયારામભાઈના શિષ્ય દયારામભાઈના અભિપ્રાયથી વિરૂદ્ધ થઈને શિવને વાસ્તે અનાદર યુક્ત વચનો લખે એ પરમ શિષ્યનો ગુરૂ તરફ અનાદરજ કહેવાય દયારામભાઈના કોઈ પણ શિષ્યે આનો અનાદર કરીને આ વાતાઓ લખી હોય તેના કરતા દયારામ ભાઈથી અપરિચિત પુરૂષે આ વાતાઓ કલ્પેલી હોય એ યુક્તતર લાગે છે.

દયારામભાઈને આ પ્રમાણે શિવ અને વિષ્ણુ પરત્વે વિવેકપુરઃસર મમભાવ છે એમના માનસિક વલણની વસ્તુસ્થિતિ સમજાવી એ કહે છે કે " શિવ અને વિષ્ણુ એક જ છે, પણ શિવજી જોગી છે, ભસ્મ લગાવનાર ને શ્મશાનવાસી છે તેની લીલા ગાવામા તે શો રસ પડે ? ભોગી વિષ્ણુ સચરાચર વ્યાપી રહ્યો છે. તેની લીલા ગાવાથી હૃદય કુમળુ ને ઉત્સાહી બને છે, તેથી હુ તેને ગાઉ છુ " (ચીમનલાલના પત્રમાથી, )

આ વાતોઓમાના કેટલાક શબ્દો સુરત નવસારી તરફના ગ્રામ્ય શબ્દો જેવા અને અપરિચિત પ્રયોગોમા માલુમ પડે છે તેવા છે. કેરે (આ પ્રયોગ આપણે ધારતા કે પરમી લોકોના મુખેથી સાંભળીએ છીએ કવિ નર્મદ 'કેથે' વાપરતા કોઈ એક સ્થળે જણાય છે ") જદિયાન, કમાણુ, જાગર (જાગરણને સ્થાને), ઘુઘરનો, મળડા, સપડાઇ, સ્ત્રી પુરૂષોના જુદનાં જુદ, વાતુ (કાઠીઆવાડી પ્રયોગ), હાસ ટોકા વગેરે વગેરે.

કવિને ઘણી જ સારી રીતે તરતા આવડતું હતુ તે છતાં પાણીમાં એ લપસી પડયા અને એમના શિષ્ય ગિરજાશંકરે એમને તાણી કહાડયા, એમ લખ્યુ છે, પણ એ હકીકત માનવા યોગ્ય નથી.

વળી જીવાર્તામાં રતનબાઇ વિષે લખેલું છે, ત્યાં "વિદુરેલુ ગોત્ર શ્રીમાળી જાનવ.ળી" એમ છે. પરંતુ રતનબાઇ જ્ઞાતિએ શ્રીમાળી નહીં પણ મારવાન સોની હતી. એ સોનીઓ પૂર્ં હિન્દમાં ભિન્નમાલ બ્રાહ્મણો તરીકે ઓળખાય છે.

**સોનારણની જૂઠી વાત**

વાચકને જણાયા વગર રહે એમ નથી કે, વાર્તાના કેટલાક ભાગો-માંનાં વાક્યો સંબંધ વગરનાં અપૂર્ણ અને શિથિલ છે. એકના વિચાર બીજાના વિચાર જોડે અસંગત થાય છે. વાર્તામાં જે જે લખ્યાં વર્ષ આપવામાં આવ્યાં છે, તેમાં પણ વિરુદ્ધતા અહીં તહીં સ્પષ્ટ દેખાય છે.'વિચારી જન તો ભારી રમશે રાખશે હરિયા રીશ' એ પદ દયારામનું રચેલું નથી. 'જીવ જાણી લે જાર પ્રીત જગદીશ વિના ન સારી.' એ પદનું નકલી પદ કોઇનું કરેલું હોય એમ લાગે છે.

આ વાર્તાઓ અને એના કહેવાતા લેખક વિષે સદ્ગત ઇચ્છારામ ભાઇએ આપેલી હકીકત સાથે બિલકુલ સંમત થવાય એમ નથી.

**કવિનો શિષ્ય વર્ગ**

કવિના શિષ્યોના વંશજો પાસે કવિના મિત્રો, સેવકીઆ, શિષ્યો અને શ્રોતાઓના નામની એક મ્હોટી નોંધ છે, આ નોંધમાં ડાહ્યાભાઈ સાઠોદરાના નામનાં દર્શન દુર્લભ છે. ઉદિચ્ય ટોળકીયાં બ્રાહ્મણ જ્ઞાતિમાં ડભોઈના શુકલ દાભાઇ (ડાહ્યાભાઇ) નામનો એક શિષ્ય કવિનાં કીર્તન માનાર હતો. ડાહ્યાભાઇ હરિશંકર જાની નામે વડોદરાનો એક વતની સુલતાનપુરામાં બદ્રિનાથ શાસ્ત્રીની હારમાં જ ખડકી ઉપરના મહાડમાં રહેતો હતો તે સાઠોદરો નહીં પણ વડનગરો નાગર બ્રાહ્મણ હતો, અંગ્રેજી ભણેલો અને સરકારી નોકરી કરતો. આ ગૃહસ્થ કવિના કાવ્યોનો શોખીન હતો. જેથી રણછોડ તથા ગિરિજાશંકર પાસે એ કવિના મરણ બાદ

ઘણીવાર આવતો. તેમ જ એ બન્નેને કવિનાં પદ ગાવા વડોદરે બોલાવતો. કવિનાં કાવ્યો વગેરે ઉતારી લેવાની પણ એને ટેવ હતી. આ કાવ્ય-માંનું કંઈ હસ્તલિખિત હોય તો તે પ્રમાણભૂત લેખી શકાય.

આ સંબંધમાં વિશેષ શોધન થતાં સત્ય તરી આવશે પણ કહેવાતા ગલાભાઈની લખેલી આ વાર્તાઓવાળું પુસ્તક ગુજરાતી પ્રેસે મારી રાખેલું હોવું જોઈએ. સદ્ગત ઇચ્છારામભાઈનાં સાહિત્ય તરફનાં ભક્તિ અને સ્નેહકાર્ય માટે અમને ઘણો જ પૂજ્યભાવ છે, પરંતુ કવિના જીવન ચરિત્રના સત્ય અંશોનું વિશેષ અન્વેષણ થાય એટલો જ આ અવલોકન કરવામાં અમારો આશય છે. દયારામભાઈના નર્મદે લખેલા ઉતાવળીઆ લેખોવિષે ઇચ્છારામભાઈએ જેમ જ્યાં ત્યાં ઇસારા કર્યા છે, તેમ ત્હેમના પોતાના તરફથી થયેલી પ્રવૃત્તિને પણ સર્વાંશે નહી તો થોડેક અંશે પણ અમે Cતાવળી કહીએ છીએ. રા. ત્રિભુવન શેઠે જ્યારે એમનું કવિની જીવન કથાનું પુસ્તક બહાર પાડ્યું ત્યારે કેળવણીખાતાના વડાની સહીથી સરકારી અહેવાલમાં કવિ અને એમની કૃતિ ઉપર અયોગ્ય અને અક્ષમ્ય ટીકા બહાર પડી હતી. ટીકાનો યોગ્ય અને સબળ ઉત્તર વાળવા સ્વર્ગ. સુધારક ભાઈ મલબારી, મુંબાઈનું "ઈન્દુપ્રકાશ" વગેરે ભેગા રા. ઇચ્છારામભાઈ પણ હતા. આ બાબત કવિ વિષેના એમના અભિપ્રાયોની પરિપાક દશા હશે? અમે હા કહીએ છીએ; કારણ કે એમના અવસાન પહેલાં એમણે એક વાર વાતમાં નીચે પ્રમાણે ખુલાસો કર્યો હતો એવી એક મિત્ર તરફથી હકીકત મળી છે —

સ્વ. ઇચ્છારામનો ફેરવાયલો મત.

"ગલાભાઈ સાઠોદરો દયારામના સંબંધમાં ઘણો આવ્યો હતો માટે એ કવિનો સ્વભાવ જાણતો હતો. આ ઉપરથી એણે નોંધ કરી રાખી હતી. અને એ નોંધો ઉપરથી મેં અનુમાનો બાંધ્યાં હતાં. પણ તે નોંધો માત્ર કોઈ શંકા લાવે તેટલા માટે તો તે

છપાવેલી છે એટલે મ્હેં જાણી જોઈને વિપરીત મત આપ્યું છે એમ માની લેવાને કશું કારણ નથી જો સત્ય વિગત મ્હને કોઈએ પૂરી પાડી હોત તો આવી શંકાનું સ્થાન રહેત નહીં કવિ દયારામને બીજાઓ તરફથી જે અન્યાય મળ્યો તો ત્હેને માટે ત્હેમનાજ શિષ્યો મ્હોટે ભાગે આભાગી છે કારણ કે દયારામનાં કાવ્યો અને ચરિત્ર જાણવાની લોકોની પિપાસા વધી હતી, અને માગણીઓ કર્યાં છતાં તેઓએ તે તૃપ્ત કરી ન્હોતી. આ વાત નર્મદાશંકરને ત્હેમનો કાવ્ય સંગ્રહ કરતાં કેટલી મુશ્કેલીઓ નડી હતી, તે ઉપરથી સ્પષ્ટ થાય છે કવિ નર્મદને જ્યારે દયારામના મિત્ર ચિમનલાલે પોતાને જે હકીકત મળી હતી તે પૂરી પાડી ત્યારે ત્હેમણે પોતાનો મત સુધારવાનું કબુલ કર્યું હતું પણ તે પછીથી તે અત્યારસુધીમાં દયારામ સંબંધી જોઈએ તેવી રીતે ખરી હકીકત ત્હેમને જાણનારાઓમાંથી કોઈએ પ્રગટ કરી નથી પછી જાણી જોઈને ખોટો અભિપ્રાય અન્યાય કરવાને આપ્યો હતો એમ પુરવાર કરવાને કંઈ પુરાવો છે ? દયારામભાઈના અક્ષરદેહ ઉપરનું ગુજરાતીમાં પ્રસિદ્ધ થયેલું વિવેચન વાંચો અને મ્હારું ફેરવાયલું મત જુઓ, કાવ્યદોહનના પાંચમા પુસ્તકની બીજી આવૃત્તિ હજી થઈ નથી, એટલે ત્હેમાં જણાવેલી હકીકતમાં ફેરફાર કરવાનું શાથી બની શકે ? મિ. જાઈલ્સના મતનું પણ મ્હેં મ્હારા ગુજરાતીમાં ખંડન કરેલું છે, વગેરે ”

**રા. ત્રિભુવન શેઠની વૃથા ચર્ચા.**

(૫) “ કવિરત્ન દયારામની સંપૂર્ણ જીવનકથા ” ના લેખક રા શેઠ આ પછી કવિજીવનચરિતના સાધનોના અધિકાર કરતા વટોળિયામાં પાંચમો લેખ લઈ દાખલ થાય છે, અને લેખ પૂરો થાય છે ત્યાર પછી પણ વટોળિયો તો ચાલુ રહે છે. આ પુસ્તક સાથે એક ઉપયોગી પરિશિષ્ટ જોડવામાં આવ્યું છે ત્હેમાં ત્હેના

પુસ્તક સંબંધી મતુ અભિપ્રાય, સરકારી ખાતા તરફનો અહેવાલ અને તે ઉપરથી કવિ અને તેમની કવિતા સંબંધી ઉપજેલી ચર્ચા છે કવિ અને તેમની કવિતાની ચર્ચામાં "Indian Spectator" (લેખક મિ મલબારી), ઇન્દુપ્રકાશ, શ્રીસયાજીવિજય, તથા ગુજરાતીએ ભાગ લીધો છે જીવનકથાની દૃષ્ટિએ આ શેઠનું પુસ્તક કેમ અંશે ઠીક કહેવાય, પણ તેમાં લખેલી હકીકત નિર્ભેળ નથી કારણ કે રા. કૃષ્ણલાલ ઝવેરી કહે છે તેમ "રા. ત્રિભુવનદાસ શેઠની દયારામની જીવનકથા માત્ર ત્રણ (નર્મદ, રા. બા. હરગોવિંદદાસ તથા ઇચ્છારામના) જીવન વૃત્તાંતો ઉપરથી કરેલો સંગ્રહ છે. તેમાં અહીં તહીં માત્ર કોઈ સૂચનાઓ કરવામાં આવી છે" રા. શેઠ આમ પાડેલે ચીલે ચાલ્યા ગયા છે એથી એમનાથી આગળ થયેલાં સ્ખલનો એમણે એમને એમ રહેવા દીધાં છે વિશેષ જોવું જેટલું આડે છે તેટલું જ મગજમાં એ બાર પેસી ગયેલી ભ્રમણાઓને દૂર કરવાનું છે દયારામ કે દયારામ નામ અને તે ઉપરથી કવિની વૈષ્ણવતા વિષે ઉત્પન્ન થયેલી ભ્રાંતિ આ બન્નેમાં રા. શેઠે ઘણાએક પૃષ્ઠો નિરર્થક રોકી નાખ્યાં છે "દયારામે ૨૫ વર્ષની વયે વૈષ્ણવ ધર્મ સ્વીકાર્યો હશે અને પાછળથી કેટલેક વર્ષે ૭૫-૮૦ વર્ષની મોટી વયે મરજાદ લીધી હશે' આવાં સંદિગ્ધ અનુમાનો એમણે ખડાં કર્યાં છે એ ભ્રમવશાત્ જ છે આથી આગળ જઈ વલ્લભકુળની સ્તુતિ કરે કવિએ ગાએલી પ્રશંસાથી જોડી, એનો ઉતારો કરી, રા. શેઠ અનુમાન કરી કહે છે કે —

"આ તો એક ધર્મ છોડી બીજા ધર્મમાં વટલેલા મનુષ્યો જે પ્રમાણે પોતાના નવા સ્વીકારેલા ધર્મનાં હમેશાં જેવાં હોય તેવાં વખાણજ કર્યાં કરે, તેના જેવું અહીં દયારામે કર્યું છે પોતે શિવમાર્ગ ત્યાગ કરી વિષ્ણુમાર્ગ સ્વીકાર્યો હતો તેથી જ એમ લાગે છે કે આ વિપનો શૂર ચઢ્યો આ તો એક જાતની ઘેલછા કહેવાય. આવી રીતે તો પંથની

મહત્તા વધવાને બદલે ઉતરી જવાનો સંભવ રહે છે. પણ પોતાના નવા જોસમાં કવિને આ વાત ધ્યાનમાં નહીં આવી હોય"

રા. શેઠના આ શબ્દોમાં ખરૂં છે કે અનુભવસિદ્ધ અર્ધ સત્ય હશે; પણ અત્રે તો એ અસંગત હોઇને નિરર્થક જ છે. મૂળના ખોટા કથન ઉપરથી દયારામ વિષેની અનેક હકીકતોમાં આ ગાંધર્વનગર બાંધવામાં આવ્યાં છે ત્હેમાંનું આ એક દૃષ્ટાંત છે.

અનીતિ નામના પ્રકરણમાં "નર્મકવિતા" માંથી એક અત્યંત પશ્ચાત્તાપ પૂર્ણ મન્યનો ઉતારો કરી રા. શેઠ સાશ્ચર્ય પૂછે છે કે — "આ કવન દયારામને લાગુ પડે ખરૂં?" એમાં પણ એ કોઈ "ટીપનોસુર" લખાવા લલચાઈ ગયા છે.

પોતાનું પુસ્તક પૂરૂં કર્યું, પણ રા. શેઠ પોતાના મનનું સમાધાન કરી શકયા નહીં. પ્રસ્તાવનામાં એ લખે છે —

"દયારામે આપેલી હકીકતમાંથી આ પુસ્તકમાં મ્હેં જે જે ભાગનો લીધી છે ત્હેમાં કેટલીએક શંકાસ્પદ છે એમ મને પાછળથી માલમ પડયું. (જુઓ પા. ૧૦૫) કવિ વિજયાશંકરને નામે દયારામના સ્વભાવ સંબંધી (પા. ૮) ત્હેની અનીતિ સંબંધી (પાન ૫૨) અને ત્હેના મરણ સમયની હકીકત સંબંધી (પા. ૧૦૫) કેટલીક ખબર આપવામાં આવી છે. ત્હેની સચ્ચાઈ વિષે ઘણો શક જાય છે, કારણ કે કવિ વિજયાશંકરને હું જાતે મળ્યો છું, અને તેઓ સ્પષ્ટ જણાવે છે કે "એ સઘળી હકીકત સંબંધી હું કંઈ જાણતો નથી" વળી તેઓ જણાવે છે કે "દયારામના સંબંધમાં મ્હારૂં કામ તો એટલું જ કે કવિ નર્મદાશંકર તરફથી ત્હેમના મોકલેલા, ત્હેમના શિષ્ય કવિ સવિતાનારાયણ, દયારામની છબી મેળવવા ડભોઈ જતા હતા, ત્યારે મ્હારે ત્હેમનો વડોદરામાં મેળાપ

થયો હતો, મ્હે ત્હેમની સાથે જવા ઇચ્છા બતાવી હતી, અને ત્હેમણે હા કહેવાથી હું ત્હેમની સાથે ગયો હતો અને દયારામની અસલ છબીની નકલ ઉતારી લાવ્યો હતો એ સિવાય પાછળથી જ્યારે કવિની સાથે મ્હારે જાતે સહવાસનો પ્રસંગ આવ્યો તેવામાં તે છબી નિમિત્તે એકવાર વલસાડ જવું થયલું એવું મ્હને સ્મરણ છે. એ ઉપરાંત કવિ દયારામના ચરિત્રપરત્વે મ્હારે બીજો કંઇજ સંબંધ નથી બૃહત્કાવ્યદોહનમાં આપેલી હકીકતમાં મ્હારે નામે જે જે બીજી ખબર જણાવવામાં આવી હોય તે તે સર્વ માત્ર કપોળ કલ્પિત છે" હવે હું એમ નથી કહેવા માગતો કે, રા ઇચ્છારામ તદ્દન અસત્ય વાતો લખી જનમંડળને છેતરતા હોય, પરંતુ એ શંકિત હકીકતોને માટે મ્હારી ખાત્રી કરવા સારૂ રા ઇચ્છારામને તેમજ કવિ સચ્ચિદાનંદાગયણને તા ૨૪-૯-૨૯ ના પત્રો મ્હે લખ્યા છે જેની આજ સુધીના પહોંચ સ્વીકારવામાં આવી નથી, તેમ તેનો જવાબ પણ મળ્યો નથી, તેથી એ બાબતો કેવળ શંકાસ્પદજ ગણાય, કારણ કે, "નર્મગદ્ય" માં તેમજ "પ્રાચીન ગ્રન્થમાળા' માં આપેલા કવિચરિત્રમાં એ હકીકત સંબંધી કિંચિત્ માત્ર પણ ઇશારો નથી."

દયારામ સંબંધી આમ પરંપરાગત કેટલું બધું અધિકૃતઅંધેર' ફેલાયુ છે ? આવી કઢંગી સ્થિતિમાં લેખકે કયો માર્ગ પકડવો ? દયારામના ઇતિવૃત્તો વિષે પણ આપણો લેખકવર્ગ આમ મતીનો થઇ ગોળો ફેંકી પછી સહુથી સહેલો માર્ગ મૌનગ્રહણનો પકડી લે છે !

( ૬ ) દયારામ વિષેના છઠ્ઠા લેખના લેખક રા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી છે, આ લેખનો ઉદ્દેશ લેખક પોતાના શબ્દોમા કહી દે છે —

" એક એકથી ભિન્ન ભાષા જાણનારા અને ભિન્ન દેશમા રહેનારા દયારામ અને હાફેઝ જેવા બે રાષ્ટ્રીય કવિઓની એકજ તરેહની કૃતિમા

ક્યાં ક્યાં મળતાપણું આવે છે, અને ક્યાં ક્યાં તે નથી આવતું તે એ બન્નેનાં પુસ્તકોનોજ રહેજ રહેજ અભ્યાસ મ્હેં કરેલો તે ઉપરથી બતાવવું એ છે."

આ ઉદ્દેશને લીધે રા. ઝવેરીએ કવિના જીવનચરિત્રમાં પોતાના તરફનું કંઇ શોધનવર્ધન કર્યું નથી અને એમણે આકેલી જીવનચરિત્રની ટુંકી રૂપરેખામાં પૂર્વગામી લેખકોમાંના એક કે બીજાનું અનુસરણ કર્યું છે. મ્હોટાં બે પક્ષો જેવા પરસ્પર વિરુદ્ધ રા શેઠ અને રા. બા. કાટાવાળાના કવિની નીતિ વિષેના મતો ઉતારી એ દૃષ્ટિ બિંદુ નક્કી કરી આપે છે કે, " એ બેમાંથી ખરૂં કોણ અને ખોટું કોણ એ નક્કી કર્યાથી સાહિત્યને ઝાઝો ફાયદો નથી, માત્ર એની ગણત્રીઓ તે સ્વાનુભવતું પરિણામ છે કે નહિ તે વખતે નક્કી થઈ . કે "

( ૭ ) સાતમો લેખ " ગુજરાતના કવિઓ અને તેમની કવિતા " એ નામનો ગ. મનસુખરામ મહેતાનો છે. આ લેખમાં દયારામની કવિતા વિષેના પૂર્વગામી લેખકોના મત ઉપરાંત વિશેષ કંઈ નથી.

( ૮ ) આઠમો લેખ સ્વ० ત ગોવર્ધનરામભાઈ કૃત " કવિ દયારામનો અક્ષર દેહ " છે આ લેખમાં લેખક કહે છે તેમ " ગુર્જર ભાષાના પ્રાચીન મહા કવિઓમાંના છેલ્લા રસકવિના હૃદયના દૃગ્ગોચર સર્વ ભાગનું શોધન " છે ગોવર્ધનરામભાઈ કેટલેક અંશે એ શોધન કરવામાં સફળ થયા અને કવિ વિષેના આરોપ ઉચ્ચારવામાં આવેલા ? તેની જાળમાંથી એ કેટલા મુક્ત રહી શક્યા એ બાબત પણ ગુજરાતના વિદ્વાનોમાં વિવાદગ્રસ્ત છે. રા. કૃષ્ણલાલ ઝવેરી હલાર આ પુસ્તક માટે કહે છે કે, " રા. ત્રિપાઠીના દયારામના અક્ષર દેહ "

સ્વ० ગોવર્ધનરામભાઈનો મત.

ફરીને અરસિકતા દર્શાવી છે, ત્યારે સદ્દગતે નર્મદાના તીર પર રહી, જેણે પોતાની ફક્કડ બાનીથી, રસિક ભક્તજનોનાં ચિત્ત હરણ કરી લીધાં છે, અને દિવસે દિવસે જેના કાવ્યનો મર્મ–ભાવ–સમઝતા, ત્હેના હૃદયના ઉદ્‌ગારો પર દૃષ્ટિપાત કરતા, ગુર્જર સાક્ષરો રસિક બનતા જાય છે. ત્હેમને વિશેષ રસિક મર્મજ્ઞ બનાવવાને, જે પુષ્પો મ્હડાવ્યાં છે તે સદ્દગતની રસિકતા જ નહીં, પણ દયારામભાઇની બાનીપરનો ત્હેમનો શુદ્ધ પ્રેમ, ત્હેનો હૃદયભાવ સમઝી–સમઝાવવા, ત્હેના ચૈતન્યનું સ્વરૂપ શોધવાની અને એ મહાકવિને અન્યાય થયો છે ત્હેને ન્યાય આપવાની તત્પરતા જ બતાવી છે એ અભિનન્દનને જ પાત્ર છે અને વધુ એક શબ્દ સમય એવો આવશે કે દયારામના કાવ્યમાં જેમ જેમ વધુ વધુ ઉંડા ઉતરતા જવાશે, તેમ તેમ રસજ્ઞો મર્મજ્ઞોને વધારે વધારે સ્વચ્છ, સુંદર, રસ વહેતો જણાશે ને તે ઝીલવાને અનેક રસજ્ઞો દોડાદોડ કરશે કવિ નર્મદાશંકરથી લેઇને સાંપ્રતકાળના સાક્ષરો આ રસિક કવિને નિંદવામાં આગળ પડયા છે અને ત્હેના કાવ્યનો મર્મ–ભાવ–સ્વાનુભવ રસિકતાનું શુદ્ધ સ્વરૂપ સમઝાવવામાં પાછળજ જણાયા છે દયારામભાઇના સ્થૂલદેહ સંબંધે પણ સદ્દગત ( ગોવર્ધનરામભાઇ ) થી એમ જ "દયારામના અક્ષર દેહ" પર વિવેચન કરવા જતા સ્થૂલદેહના અપવાદો કાયમ રાખવા જેગ ગર્ભિત રીતે થઇ ગયું છે, એ એ કવિના નિર્મળ જીવન ચંદ્રમાં ભવિષ્યની પ્રજા લાઞ્છનરૂપ ન જોય તો જ અહો ભાગ્ય સમઝીશું"

કવિ સાવનાનારાયણ આગળ ચાલતા "અક્ષરદેહ" ઉપર ટીકા કરતાં કહે છે કે —

"અમારે કહેવું જોઇએ કે આ "અક્ષરદેહ" પ્રગટ કરતાં પૂર્વે સદ્દગતે દયારામના સમગ્ર–પ્રસિદ્ધ થયા છે તે અને લખેલા મળી શકે છે

તે–ઉભય ગ્રંથોનું અવલોકન કીધું હત, તે સાથે હિન્દી કવિઓના ગ્રંથો જોવાનો–અભ્યાસ કરવાનો સમય દયારામભાઇને મળ્યો હતો તે હિંદી કાવ્યો જોયાં હત, તો જે ભૂલો થઇ છે તે થવાનો પ્રસંગ આવત નહીં પણ કવિની સહૃદયતા સંબંધે તે વિશેષ અજવાળું પાડી શકત, અને પ્રસ્તુત વિષયને વિશેષ ન્યાય મળત"

બાકીના અવલોકનમાં કવિ સવિતાનારાયણ, ગોવર્ધનરામભાઇએ કરેલા હિન્દી શબ્દોના અર્થવિપર્યયો તથા કવિના સંપ્રદાયસિદ્ધાન્તના અજ્ઞાનજન્ય દોષો બતાવી આપે છે અને અપૂર્ણતાઓ પૂરી કરી આપે છે પણ સમગ્ર લેખનો અંતર્ગત પુકાર એ છે કે દયારામના કાવ્યના શુદ્ધ રસને ન્યાય નથી મળ્યો, તો એમના નિર્મળ ચંદ્રવત્ સ્થૂલજીવનને તો ક્યાંથી જ મળે!

એકલા સાહિત્યકારનું જ શુદ્ધજીવન ગાળનાર અને દયારામવત્ જીવનભર અવિવાહિત રહેનાર કવિ સવિતાનારાયણના આ અભિપ્રાયોને યોગ્ય વજન આપી આપણે દયારામના જીવનચરિત્રના બાકીના સાધનોને અવલોકીએ.

(૯) નવમો લેખ "સચિત્ર સાક્ષર માળા" માં રા. જયસુખરાય પુરુષોત્તમરાય જોષીપુરાએ લખ્યો છે આગળના લેખકોના અનુસરણ સિવાય આ લેખમાં વિશેષે કરીને કંઈ નથી

(૧૦) દશમો લેખ (હિન્દીમાં) રા. બદ્રીનાથ ભટ્ટે હિન્દી માસિક 'સરસ્વતી'માં લખ્યો છે આ લેખના સાધન ગુજરાતના ઉપર્યુક્ત લેખકોમાંથી લીધેલા છે, એટલે એમાં કંઈ વિશિષ્ટ અંશો નથી. આરંભમાં લેખક કહે છે —

"બ્રજભાષા કે આધુનિક કવિયોંમેં જો સ્થાન બાબૂ હરિશ્ચંદ્રકા હૈ ઉસસે કહીં ઉંચા સ્થાન ગુર્જર સાહિત્યસંસારમેં કવિવર દયારામકા હૈ."

(૧૧) અગીઆરમો લેખ રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ એમના "Milestones in Gujarati Literature" નામના અંગ્રેજી પુસ્તકમાં લખ્યો છે. આપણા સાહિત્યના ઇતિહાસની ખાગી પૂરતા આ પુસ્તકમાં અંગ્રેજી વાચકોને ગુજરાતના પ્રાચીન સાહિત્યસરોવરમાંથી રા. ઝવેરીએ થોડું થોડું રસપાન કરાવ્યું છે. દયારામને માટે એમણે સહૃદયતાથી ઘણાં પૃષ્ઠો રોક્યાં છે, એટલું જ નહીં પરંતુ પુસ્તકમાં જે એક ચિત્ર આપવામાં આવ્યું છે તે પણ દયારામભાઈનું છે. સાહિત્યવિલાસી રા. ઝવેરી જેવાના પુસ્તકમાંથી ઉપર્યુક્ત સામગ્રી પ્રસિદ્ધ થઈ ચૂકી હતી તેથી પણ દયારામભાઈના શુદ્ધ જીવન ચરિત્રની ગુજરાત સ્વાભાવિક રીતે અપેક્ષા રાખે, પણ રા. ઝવેરી પણ આ સંબંધે તો નિરાશ જ કરે છે. "દયારામ અને હાફેઝ" ના લેખનું દૃષ્ટિ બિંદુ જુદું હતું પણ આ પુસ્તકમાં તેમ નહોતું. વળી ગુજરાતી સાહિત્યનો પરિચય અંગ્રેજી વાચકોની વિશાળ આલમ આગળ જ્યારે રા. ઝવેરીને કરાવવાનો હતો, તો તેથી પણ એમણે બધાં સાધનોમાંથી લાભ લઈ એકાક્ષી લખ્યું છે તેમ લખવું જોઈતું નહોતું. આ લેખની જીવનરૂપરેખામાં માત્ર નર્મદ, રા. બા. ટાટાવાળા કે ઇચ્છારામનું જ અનુસરણ એમણે શબ્દશઃ કર્યું છે. 'દયારામ અને હાફેઝ' ના લેખમાં પોતાના નમ્ર ઉદ્દેશ વિષે બોલતા હાફેજ તેમ દયારામ વિષેના દુનિયામાં ચાલતા પરસ્પર વિરુદ્ધ અભિપ્રાયો જોઈને એ કહે છે કે—

"એ પ્રમાણે દયારામનો કે હાફિઝનો બચાવ કરવો વાજબી છે કે નહીં, યા તો કેટલે દરજ્જે ખરું છે, ને કેટલે અંશે ખોટું છે એ સઘળા વાદવિવાદનો નિવેડો કરવો યા તો તે સંબંધે કોઈ પણ ટીકા કરવી એ આજ બે બોલ મ્હારે બોલવાના છે, તેનો આશય નથી" એ લેખને વિષે આ કથન યોગ્ય હતું, પણ આ લેખમાં પ્રાધાન્ય ભોગવતા એમના

એ આક્ષરને એમણે ન્યાય આપ્યો છે ? એમને આ વખતે ' નૈસર્ગિક ટીકાકાર 'ની નહીં તો ન્યાયાધીશની પદવી લેવાની હતી. વળી રા. ઝવેરીએ એ પુસ્તકમાં મૂકેલું ચિત્ર પણ રસિકતાને ક્ષતિકર લાગે છે અને કાવ્યોચિત દયારામના શરીર સૌંદર્યને સ્થાને એમાં તો વિપરીત જ ભાસ થાય છે એમ અમે માનીએ છીએ

(૧૨) બારમો લેખ રા મૂળચંદ્ર તુલસીદાસ તેલીવાળાએ ' પુષ્ટિ ભક્તિસુધા ' માસિકમા આપ્યો છે. કવિને થયેલા અન્યાય માટે રા તેલીવાળાએ ન્યાય આપવા પ્રયત્ન કર્યો છે પણ વર્ષો થયા ચક્રવૃદ્ધિ વ્યાજે વધતા અંધકાર ભરડાળને દૂર કરવા માટે જોઈતાં અનેક સાધનોનો ઉપયોગ એમણે કર્યો નથી એવા કાર્ય માટે ધૈર્ય તથા શાંતિની વિશેષ જરૂર છે તેને અભાવે દયારામના અન્ય જીવનચરિત્રકારો માટે વાપરેલા શબ્દો કેટલાકને કડક લાગે એવા છે દયારામના જીવનનુ તેમજ એમના કાવ્યોનુ વર્ગીકરણ કરવાનુ એમણે આપેલુ દૃષ્ટિબિન્દુ માર્ગોપદેશક થઇ પડે એવુ છે.

ગુર્જર કવિઓમાં પ્રથમ પદ એમને મતે " પ્રાય પૌરાણિક કથાકર " પ્રેમાનંદનુ નહી, 'ઉંડ આકૃત' શામળ કવિનુ નહી, પણ દયારામનુ છે. પરંતુ એ મત અન્ય કોઇને ગળે ઉતરે એટલી વિશાળતાથી કે યુક્તિથી ચર્ચવા જેટલો પરિશ્રમ એમણે લીધો નથી.

(૧૩ તથા ૧૫) તેરમા તથા પંદરમા લેખોના લેખક રા જગજીવનદાસ દયાળજી મોદી છે. આ ઉભય લેખ દયારામભાઈ ઉપર ભક્તિભાવથી લખાયલા છે. એ બહુ પરિશ્રમથી લખાયલા જણાય છે અને સ્વતંત્ર શોધ કરીને એમા દયારામભાઇના જીવન કવન સબંધી કેટલોક નવીન પ્રકાશ પાડ્યો છે તેમ જ દયારામભાઈ ઉપર થતા અનીતિના આક્ષેપોનો પરિહાર કરવા ઠીક પ્રયત્ન પણ કર્યો છે, પરંતુ ગુજરાતના

લેખકોના મત વિરૂદ્ધ થતી બીકતાને લીધે દયારામભાઈનું સત્ય સ્વરૂપ યથાર્થ રૂપે એ દર્શાવી શકતા નથી, તેમ દયારામભાઈની જન્મતિથિ, માતાનું નામ, સદગુરૂ વિગેરે સબંધી દોષોમાંથી પણ એ જ કારણથી મુક્ત નથી.

(૧૪) ચૌદમો લેખ શ્રી દયારામકૃત કાવ્યમણિમાલા ભાગ ૨ માં પ્રસિદ્ધ થયેલો રા. વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રીના હાથનો છે, 'પરમ ભગવદીય દયારામભાઈ' નામના આ લેખમાં ભાઈ વસંતરામે ભાવનાત્મક દૃષ્ટિથી વિચારવા જેવું લખ્યું છે. દયારામભાઈના ન્હાના મોટા જીવનચરિત્રના આ લેખકને તાટસ્થ્ય ત્યાગી એક તરફ નમી જવાનો બધી વસ્તુસ્થિતિ જોઈ લેતાં ભય રહે છે. અને એ ભયથી સાવધ રહી સંશોધેલી જીવનચરિત્રની સામગ્રી જનસમૂહ આગળ મૂકાય એ ઇચ્છવા જોગ છે. આ રીતે મૂકાયલી સામગ્રીથી કવિને જે અન્યાય જાણેઅજાણ્યે થયો છે તે ન્યાયમાં પલટાઈ જશે એમ અમે માનીએ છીએ.

**પ્રકીર્ણ લેખો.** બાકી રહેતા પ્રકીર્ણ લેખોમાં રા. સાગરે "દયારામ સ્નેહી કે કવિ" એ પ્રશ્નની ચર્ચા કરી છે. રા. રમણે "દયારામની ગરબીઓ" ઉપર વિવેચન કર્યું છે, અને બાકીનાએ કવિની કવિતા ઉપર કોઈ સ્થળે કોઈ વિવેચન તો અન્ય સ્થળે છપાયલા કાવ્ય સંગ્રહમાં પેસી ગયેલી અશુદ્ધિઓ કે બીજા કવિનાં લઈ લીધેલાં કાવ્યો કે બીજા નામ પર ચ્હડી ગયેલાં કવિનાં કાવ્યો વિષે છૂટક ઉલ્લેખ કર્યો છે. "દયારામકૃત કાવ્ય સંગ્રહ" ની ત્રીજી આવૃત્તિનું અવલોકન કરતાં સ્વર્ગે, અધ્યાપક મણિલાલ દ્વિવેદી લખે છે કેઃ—

"એનાં (દયારામનાં) કાવ્ય વાંચવાં કે ન વાંચવાં એ વિચાર વિરાગી જેવી નીતિના અધિકારમાં ઉન્મત્ત થયેલા આપણા કેળવણી

ખાતાવાળાને * સોંપી આપણને તો એમ કહેવાની ફરજ છે કે કાવ્યરૂપે જોતા એનાં કાવ્ય ઉત્તમ પ્રકારનાં છે. વસ્તુ માત્રના બે ઉપયોગ થઇ શકે છે, ને જેવો અધિકારી હોય તેવો ઉપયોગ નીવડે છે. માટે વસ્તુ દુષ્ટ છે એમ કાંઇ કહી શકાતું નથી." દયારામભાઇના જીવન કે કાવ્યનો અભ્યાસ કરતાં મણિલાલ જેવા સમર્થ સત્યાગ્રહી અને સહૃદયી વિદ્વાને બાંધી આપેલું આ દૃષ્ટિબિંદુ વિચારશીલોને આદરણીય થવું જોઇએ.

દયારામભાઇના જીવનચરિત્રનાં સાધનો આમ શંકાસ્પદ કે વિષમ સ્થિતિમાં છે. આ લેખ માટેના અન્ય સપ્રમાણ અનેક સાધનો દયારામભાઇના શિષ્ય જોષી ગિરિજાશંકરના પુત્ર રા. છોટાલાલભાઇ સંગ્રહિત પ્રકીર્ણ નોંધોમાંથી લીધાછે. જોષી રણછોડ, ગિરિજાશંકર તથા અમીન પેનાભાઇએ દયારામભાઇની હયાતીમાં કવિ વિષે કૈંક કૈંક છુટક નોંધો કરી રાખી હતી. કૈંક મ્હોડેથી કહ્યું હતું. આમાં ત્હેમના વખતના વૃદ્ધજનો પાસેથી પણ કેટલીક હકીકતો સાંભળી નોંધી લેવામાં આવી છે. કવિને એક સાચા ભગવદ્ ભક્ત તરીકે પૂજતા આ શિષ્ય પુત્રનાં સંગ્રહિત પ્રમાણ ભૂત અનેક સાધનો છે.

આ સર્વે સાધનોનું અવલોકન કરતાં કરતાં અમને જાતે ડભોઇ, ચાંદોદ જઇ અન્ય જનોના અભિપ્રાય સાંભળવાની અને કવિનાં ઘરો જોવાની જીજ્ઞાસા થઇ. તા. ૯–૩–૧૯૧૪ અને ૧૦–૩–૧૯૧૪ એ બે દિવસ

---

* આપણા કેળવણી ખાતામાં એક કાળે ઉછરતા સુધારક મંડળનું તત્ત્વ હતું અને એને લીધે કહેવાતી અનીતિને નામે સત્ત્વશીલ સાહિત્ય લેખોનો અનાદર કરી વાચનમાળા કે કાવ્ય સંગ્રહમાં પોતાને રૂચતું, પોતાના સિદ્ધાંતોનું પ્રતિપાદન કરતું પોતાનું સત્ત્વહીન સાહિત્ય ઘુસાડવામાં આવ્યું હતું. આને ઉદ્દેશીને રા. મણિલાલનો આક્ષેપ છે.

અમે ત્યા રહ્યા કવિના ઉપર ત્યાના લોકોનો સદ્‌ભાવ અને પૂજ્ય ભાવ એવોને એવો છે ત્યાની સ્ત્રીઓ મગળ પ્રસગોએ કવિના જ ગીત ગાય છે રતનબાઈનુ ઘર પણ એમના સગાએ અમને બતાવ્યુ હતુ

અત્યારે સુધીના સર્વ ઉપલબ્ધ સાધનો આવા અને આટલા છે એ ઉપરાન્ત કવિના આન્તરજીવનના આવિર્ભાવવાળી કવિની સમગ્ર કૃતિઓ છે આ ઉભય પ્રકારના સાધનોમા કવિના દેહકાળની અસરો આનમાન રીતે મળી જાય એ આ સર્વ સાધનસામગ્રી ઉપરથી કવિની જીવનકથા આલેખવા આપણ શક્તિમાન થઈશુ



વિવિધ વિભૂતિમા પ્રકાશતા દિવ્ય સત્ત્વનો મહિમા ઋષિઓએ ગાયો, તેજ યુગમાં આર્યોના આધિપત્યે આર્યાવર્તને આર્યાવર્ત બનાવ્યો. જે સમયે ઉપનિષદ્ સાહિત્યની પરમોજ્જ્વળ પ્રભાવના પ્રગટી, તે સમયે ગાર્ગી, આદિ મહિલાઓ પૂજાઇ અને અરૂધતી સપ્તર્ષિની પંક્તિમા માન્યપદ પામી, જે જમાનાયે રામાયણ અને મહાભારત જેવી વિશ્વવિખ્યાત વીરસહિતાઓને જન્મ આપ્યો તેણે ભારતભૂમિની નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ પણ જોઇ, જે વખતમા બુદ્ધભગવાનના ઉદ્બોધક વચનોના ત્રિપિટક ગૂથાયા તે વખતમા વિશ્વવિજયી સીકંદરના સમર્થ અનુયાયીઓએ સાર્વભૌમ ચન્દ્રગુપ્તની અને તેના મહાપ્રતાપી પૌત્ર અશોકની મૈત્રી શોધી, જે કાળમા વિશુદ્ધ દાપત્ય પ્રીતીનુ આદર્શ "મેઘદૂત" ઉદ્ભવ્યુ, તે કાળમા ભરતખંડે સ્વરાજ પાછુ મેળવ્યું."* ભારતની રાજકીય, નૈતિક, સાંસારિક, ધાર્મિક, સાહિત્યવિષયક અને અન્ય સર્વે સ્થિતિઓના આવા આવા ચિત્રો કદી વિસારે પડે એમ નથી જ. આવા કાળના પડદાઓ પડી જાય છે, "એક એકને ખાય એવા કાળ આવે છે ને જાય છે, છતા ગુજરાતી સાહિત્યનો પ્રથમ યુગ તે ગુજરાતના ભવ્ય ઉદયનો હતો." ઇસુના ૭૪૬ થી ૧૨૯૮ સુધીના વર્ષોમા ગુજરાત કાઠીઆવાડમા રજપૂત રાજાઓનો અમલ ચાલે છે તે કાળનુ સાહિત્ય સંસ્કૃત હતુ. જૈન સાહિત્ય પણ તે કાળે સંસ્કૃત હતું. ગુજરાત બહાર પણ સંસ્કૃત સાહિત્ય હતુ. આજ કાળે ઉત્તરમા હિંદીનો અને દક્ષિણમા તામિલ ભાષાનો જન્મ થયો હતો. ભાટ ચારણોના રાસા આજ કાળે પ્રાકૃત અને અપભ્રંશ ભાષામા લખાયા હતા. મારવાડી વ્રજ અને ઇતર ભાષાઓના મિશ્રણરૂપે રાજકવિઓની ભાષા હતી. આ સર્વનુ સમિશ્રણ આમ તે કાળની આપણી ગુજરાતી ભાષા હતી

* રા કેશવલાલ હ ધ્રુવ.

**મધ્યકાલીન સાહિત્ય.**

ગુજરાતી સાહિત્યના આ યુગમાં આખા આર્યાવર્ત સાથે ગુજરાત પણ મુસલમાની રાજ્યકર્ત્તાઓને સ્વાધીન થાય છે. ગુજરાતનાં નિવાસીજનોને યોગ્ય રીતે અભિમાની બનાવે એવા ગુજરાતના સંસ્કૃત સાહિત્યને તેમ જ અંકુરાતા ગુજરાતી સાહિત્યને આશ્રય આપનારી ગુર્જરરાજ્યલક્ષ્મી રજપૂત રાજાઓને ત્યાગીને જતી રહે છે. શ્વેત ચંદ્ર જેવા મુખવાળી શ્વેત ચંદન લગાવીને શ્વેત વસ્ત્ર પહેરીને, શ્વેતમાળા હાથમા ધરીને લવણપ્રસાદને સ્વપ્નામા છેલ્લીવારની દેખા દઇ એ રાજ્યલક્ષ્મી સાહિત્યમાંથીયે ચાલી જાય છે ગીર્વાણ વાગ્દેવીનું એક કાળે વિલાસભવન થઈ પડેલુ ગુજરાત પુન. કોઈ કાળે એ ગીર્વાણ વાગ્દેવીનું કે ગુર્જર વાગ્દેવીનું વિલાસભવન થશે કે ? આ પ્રશ્ન પડતા ગુજરાતના ભોઈ હૃદયમા ઉભો થયો હશે કે નહીં ? વિલક્ષણતાના અનેક અંશોથી સમ્પૂર્ણ એ ગુર્જર દેશમાં કે ગુર્જર સાહિત્યમા એ કાળે શાન્તિનું સામ્રાજ્ય નાશ પામ્યુ. જે યુગમા દિલ્હીની પઠાણ સલ્તનતનો રાજમુકુટ ડગમગતો હતો, જે યુગમા એ રાજમુકુટને મસ્તકપર ધરવાના અભિલાષથી બળવા મોગલો આર્યાવર્તમા આવવા એકપગે થઇ રહ્યા હતા, જે યુગમાં દિલ્હીથી ગુજરાતમા અને અન્ય પ્રાંતોમા રાજ્ય કરવા આવેલા જોહુકમી સુબાઓ સ્વેચ્છાચારથી લુંટફાટ કરી સલ્તનતનીયે અવગણના કરી સ્વતંત્ર પેટારાજ્યો સ્થાપવા મથતા હતા, તે કાળના લોભના વમળોમાં ગુજરાત ને ગુજરાતી સાહિત્યને ડુબકાં મારવાં પડે છે સ્થળે સ્થળે રોજ રોજ થતાં બંડો, ઇડર અને પ્રભાસ ઉપર મુસલમાનોએ કરેલાં આક્રમણો, તૈમુરની ત્રાસદાયક ચડાઇ, માળવા ગુજરાતના સુલતાનો વચ્ચે ચાલતા સતત વિગ્રહો, ગુજરાતને નિર્બળ, નિસ્તેજ અને સાહિત્યને કેવળ અસ્ત કરી દે છે.

મેપે. વર્ષે નવીન રાજ્યના ચક્ર તળે છુંદાતા ગુજરાતના લોકજીવનના,

**નરસિંહ મીરાંનો યુગ.** આવી રાજકીય, ધાર્મિક અને સાંસારિક અશાંતિના સમયમાં ગુજરાતી સાહિત્યનો યુગ બેઠો છે. આ જ કાળમાં આદ્યકવિ નરસિંહ મહેતાએ (ઈ સ. ૧૪૧૫–૧૪૮૧) એક બાજુથી અને અને ત્હેમની પછી સુપ્રસિદ્ધ ચિતોડના યુવરાજ ભોજરાજના અકાળ મરણથી વૈધવ્ય પામેલા મીરાંએ (ઈ. સ. ૧૪૦૩–૧૪૭૦) ભક્તિમય કાવ્યોનાં હૃદયઝરણા વહેતા મૂક્યા આજ પંદરમી સદીમાં અને સોળમીના લગભગ પૂર્વાર્ધમા પાટણના શ્રીમાળી બ્રાહ્મણ ભાલણ કવિએ (ઇ. સન ૧૪૩૯–૧૫૧૯) જગતના કોઇ સાહિત્યકારને પોતાના ફળદ્રૂપ બુદ્ધિવૈભવથી નમાવનાર બાણ કવિની સંસ્કૃત કાદમ્બરીનુ ગુજરાતીમાં કાવ્યાત્મક ભાષાન્તર કર્યું. દેશકાળની આવી પ્રતિકૂળ સ્થિતિમાંએ આગળ જતાં માર્મિક ચાબકા મારનાર તત્ત્વજ્ઞાની અમદાવાદનો અખો (આશરે ઈ. સ. ૧૬૨૦–૧૬૮૦) ગુજરાતી ભાષ ને અનેરા (અનેક) સાહિત્યપુષ્પોથી શૃંગારનાર રત્નમાળી ગુર્જર કવિમણિ મહાકવિ પ્રેમાનંદ (ઈ. સ. ૧૬૩૬–૧૭૩૪) અને અદ્દભુત કલ્પના વિહારી સિંહુજના કવિ શામળભટ્ટની (ઈ. સન ૧૬૧૯–૧૬૬૯) ત્રિપુટીએ એ ઝરણાને રેલાવી મૂક્યાં. ગુર્જર સાહિત્યની આ મહારેલના દરેલા પાણી પાને અનેક કવિઓ ઉત્પન્ન થાત અને તેથી પોષણ વર્ધન પામેનુ ગુર્જરવાસીઓનું જીવન છે એના કરતાં વધારે ઉન્નત અને વધારે સ્વસ્થ થાત. પણું નિર્માણ અન્યથા હતું. જગતના ઇતિહાસમાં ભાગ્યેજ જોવામાં આવ્યું છે, એવુ એક પછીએક મહાન્ મોગલ વંશના શહેનશાહોનું યશસ્વી મહારાજ્ય પણ કાળ બળે છિન્નભિન્ન થઇ ગયું. વૈભવવિલાસી શહેનશાહ શાહજહાનને કારાગૃહમાં પૂરી પાટે ચઢી બેસનાર રાજ્યલોભી ઔરંગઝેબના રાજ્યનો ઉદય થયો. ઔરંગઝેબનો આ દિલ્હી સમય સત્તરમા સૈકાના ઉત્તરમા અને અઢારમા સૈકાના આરંભ સુધીમાં છે. ગુજરાતમાં તે સમયે

ફાળો ફેર વર્તાતો હતો અવિશ્વાસી ઔરંગઝેબના અવિશ્વાસી સુબાઓ અને સેનાપતીઓએ ગુજરાતને તેમના યુદ્ધો, કાવત્રાં અને લૂંટ-ફાટનું ક્ષેત્ર બનાવી દીધું. આર્યધર્મનું રક્ષણ કરવાને અને ઔરંગઝેબને મ્હાત કરવાને દક્ષિણમાં મહારાજા શિવાજી થયા પશ્ચિમની વ્યાપારી પ્રજાઓ હિન્દમાં ઉત્પન્ન થયેલા આ સુવર્ણયોગનો લાભ લેવા વ્યાપારી અને રાજકીય અનેક યુક્તિપ્રયુક્તીઓનો ઉપયોગ કરવા લાગી. ગુજરાતની આ કાળની સ્થિતિ લોક જીવનને તદ્દન સ્તબ્ધ કરી નાખે એવી હતી. રાજ્યના અને ધનના લોભી મરાઠાઓ દક્ષિણ છોડી ડગમગતી મુગલાઇને દબાવી અનેક ટોળામધ ગુજરાતમાં આવવા લાગ્યા. ગુજરાતના મુસલમાન સુબા અને સેનાપતિઓને એમની સાથે સતત યુદ્ધ કરવા પડ્યા. ગુજરાતની નિર્બળ પ્રજાને, એના વ્યાપાર કુશળ વ્યાપારીઓને, કે ખૂણે પડી રહેલા કોઇ સાહિત્યસેવકના મર્મસ્થળને આ સમયે પડેલા ઘા જલદી રૂઝાય એમ ન્હોતુ, આજ સમયમાં ઇ. સ. ૧૭૩૨ ના વર્ષમા વડોદરામાં ગાયકવાડી રાજ્યની સ્થાપના થઈ ઇ. સ. ૧૭૫૩ મા મોગલોનો પગ ગુજરાતમાંથી ગયો મુસલમાન સત્તા નષ્ટ થઈ છતા લોકોને હજીયે સુખના દિવસો આવ્યા નહી. ગાયકવાડ તથા પેશ્વાની માહોમાંહેની એકબાજુથી ઈર્ષ્યા, બીજી બાજુથી મહેવાસીઓના બખેડા અને ધાડ, વ્યાપારના રક્ષણાર્થે અને મહારાજ્યના વિસ્તારાર્થે અંગ્રેજ લશ્કર અને સરદારોનું આવવુ, આ સર્વે આખો અરાઢમો સૈકો અને ઓગણીસમાનો લગભગ અર્ધો ભાગ લઇ લે છે.

**લોક સ્થિતિ**

"પણ આ પ્રમાણે ચોમેરથી ભીંજાતા લોકહૃદયને શાંતિ આપી ટકાવી રાખનાર એક ધર્મરૂપી મહાન બળ કુદરતે સ ધરી મૂકેલું હોય છે ત્રિવિધ તાપનુ સહન અંત ઃ-કરણસ બંધી કોઇ એક પ્રકારના ધર્મરૂપી અવલબન વિના થવું સર્વથા

અશક્ય છે. 'સુખે સાંભરે મોહ ને કામ, દુઃખે સાંભરે કેશવરામ ' એ કથન એ સમયના લોકોને અનુભવસિદ્ધ થયું હશે. સારા સમયમાં પોતપોતાની ધારણા સિદ્ધ કરવામાં રોકાયલો જનસમાજ ધર્મ તરફ લાગણીથી દૃષ્ટિ વાળતા નથી કુદરતના અવનવા ખેલો અને તેની ઓચીંતી લપડાક તેમની દૃષ્ટિ ઉઘાડે છે અને આશ્વાસનનું એકજ દ્વાર જે ધર્મ તે તરફ તેને જોસસાભેર વાળી લઇ જાય છે દેશ અથવા રાષ્ટ્રનો અમુક સજાતીય વર્ગ જ સકટમાં હોય, તો તે સમયને અનુકૂળ એકાદ ધર્મ કે સંપ્રદાયથી ચાલે, પરંતુ જુદા જુદા અધિકારીની બનેલી આખી પ્રજા જ જ્યારે અનેક રીતે પિડાય, ત્યારે તેમનુ સાન્તવન કરનાર તેમને યોગ્ય અનેક ધર્મો કે સંપ્રદાયો, અનેક ધર્મોપદેશકો કે નેતાઓ કુદરતને ઉત્પન્ન કરવા પડે છે. તેથી જ ગુજરાતમા જે સમયની સમીક્ષા ચાલી રહી છે તે સમયમાં અનેક ધાર્મિક સંપ્રદાયોને જનસમાજે પોતાની પ્રકૃતિ અનુસારે ઉલટભેર વધાવી લીધેલા જોવામાં આવે છે. એ હાહાકારના એ યુગને લીધે નિર્બળ, ભીરુ, અને ઘરકુકડી થઇ ગયેલા લોકજીવનનાં હૃદયમાં ચૈતન્ય અસ્તપ્રાય થઇ ગયેલું તે પાણુ થોડે ઘણે અંશે પણ ટકાવી રાખવાનું સામર્થ્ય ધર્મ વિના બીજામાં ભાગ્યેજ હોઇ શકે. આવાંજ કારણોથી ઉછરેલા વૈરાગ્યથી ઉભરાતાં પદોએ પણ તે સમયના શ્રોતામંડળ ઉપર તાત્કાલિક સચોટ અસર કરેલી હોવી જોઇએ. ઉન્નત ભાવનાઓ અર્પનાર ધર્મ ચૈતન્ય તો નહિ; પરંતુ વૈરાગ્ય આઉઘાટે સ્વરૂપે પણ સર્વત્ર વ્યાપક બની ગયો હશે. આ સર્વને પરિણામે તે સમયના ગૃહસંસારની કંઇ વિચિત્રજ ગતિ થઇ હશે કેટલાકની સંસાર ઉપર વિરાગવૃત્તિ થઇ હશે અને ગૃહસંસારની આડી અવળી ધમાધમ મંદ ને મંદ પડતી ગઇ હશે. અનેક સંસાર માંડતા હશે નહીં અને માંડયો તો નિરાબાધ પૂરો કરતા હશે નહિ. ધર્મને નામે ધતિંગો કરનારાની જાળમાં પણ કેટલાક સપડાઇ ગયા

હશે, અને સન્માર્ગે ચડી જ્યારે ઘોડાક આત્મકલ્યાણને પંથે પડયા હશે ત્યારે પ્રથમની ભરાઇ રહેલી વાસનાઓવાળો વિલાસ,

'મુખમેં રામ બગલમેં છુરી, ભગત ભયા પણ દાનત બુરી.'

એમ પણ કરતો હશે "×

આવાજ કાળમાં "કરતાલ વગાડી ભજન કીર્તન ગાઇ આશ્વાસન આપનારા ધુરિયો ભગત, નિરાંત ભગત, રણછોડ ભગત, તથા ઉત્સાહ અને પ્રવૃત્તિનાં મૂળ બાળી નાખનારા વૈરાગનો બોધ આપનાર નિષ્કુળાનંદ, કેશવદાસ, અવખમુક્તાખીરામ જેવાની

**દયારામભાઇના જન્મની જરૂર.**

પદરચનાનો વિકાસ થવો શક્ય છે."* ગુર્જર સાહિત્યની પોતાના અતુલ બળ ઉપરાંત પોતાના સહકારીમંડળનું સહાય્ય લઇ મહાકવિ પ્રેમાનંદ અને અન્ય કવિઓએ કરેલી મનોહર અને હરિયાળી ભૂમીમાં આમ ભૂખર વાયરાઓ સાહિત્યની દષ્ટિએ વાય છે અને સૂકામણા પડે છે, ગુજરાત અને ગુજરાતીઓના જીવનશરીરો આમ કેટલેક અંશે ઉગ્ર,અરસિક, હાડપિંજરવત્ અને શુષ્ક થઇ ગયા છે એમાં અશક્તિ અને નિર્વેદ પેપી ગયા છે, એની લીલી નસો પાતળા શરીરે ઉપસી આવી છે, ગુજરાતના નરોની, ને ગુજરાતની નારીઓની આવા શુષ્ક કાળમાં શી અવસ્થા ! ગુજરાતની રસિક, કોમળ અને વિનાસભરી સ્ત્રીઓનું, બળવાન નરપુંગવોના હૃદયના કીલનાઓ સર કરે એવું રસિક હૃદય, કું અરસિક અને જડ થયેલા ગુજરાતીઓના હૃદયકીલ્લા સર કરવામાં શું આ કાળે નિષ્ફળ નીવડયું હતું ? ગમે તેમ હો પણ પ્રભુને પ્રેમાનંદના હાથે નંદનવનની ઉપમા પામેલા આ ગુજરા-

× રા. મનમોહનદાસ દલપતરામ માસ્તર બી એ )

* રા. કેશવલાલ હ. ધ્રુવ.

અશક્ય છે. 'સુખે સાંભરે મોહ ને કામ, દુઃખે સાંભરે કેશવ'
કથન એ સમયના લોકોને અનુભવસિદ્ધ થયું હશે. મારા મમત્વ
તાની ધારણા સિદ્ધ કરવામાં રોકાયલો જનસમાજ ધર્મ તરફ
દૃષ્ટિ વાળતો નથી કુદરતના અવનવા ખેલો અને તેની ચોટી
તેમની દૃષ્ટિ ઉઘાડે છે અને આત્માનનું એકજ દ્વાર જે ધર્મ
તેને જોસ્સાભેર વાળી લઇ જાય છે દેશ અથવા રાષ્ટ્રનો અમુક સ
જ સંકટમાં હોય, તો તે સમયને અનુકૂળ એકાદ ધર્મ કે
ચાલે, પરંતુ જુદા જુદા અધિકારીની બનેલી આખી પ્રજા
અનેક રીતે પિડાય, ત્યારે તેમનું માન્તવન કરનાર તેમને યોગ્ય
કે સંપ્રદાયો, અનેક ધર્મોપદેશકો કે નેતાઓ કુદરતને ઉત્પન્ન
છે. તેથી જ ગુજરાતમાં જે સમયની સમીક્ષા ચાલી રહી છે
અનેક ધાર્મિક સંપ્રદાઓને જનસમાજે પોતાની પ્રકૃતિ અનુસા
વધાવી લીધેલા જેવામાં આવે છે. એ હાહાકારના એ
નિર્બળ, ભીરુ, અને ધરફુકડી થઇ ગયેલા લોકજીવનમાં હદ
અસ્તપ્રાય થઇ ગયેલું તે પાછું થોડે ઘણે અંશે પણ ટકાવ
સામર્થ્ય ધર્મ વિના બીજામાં ભાગ્યેજ હોઇ શકે. આવાંજ
ઉછરેલા વૈરાગ્યથી ઉભરાતાં પદોએ પણ તે સમયના શ્રોતા
તાત્કાલિક સચોટ અસર કરેલી હોવી જોઇએ. ઉન્નત ભાવ
નાર ધર્મ ચૈતન્ય તો નહિ; પરંતુ વૈરાગ્ય આડેધાડે સ્વરૂપે
વ્યાપક બની ગયો હશે. આ સર્વને પરિણામે તે સમયના
કંઇ વિચિત્રજ ગતિ થઇ હશે કેટલાકની સંસાર-ઉપર વિ
હશે અને ગૃહસંસારની આડી અવળી ધમાધમ મંદ ને મંદ પડ
અનેક સંસાર માંડતા હશે નહીં અને માંડયો તો નિરાબાધ પૂ
નહિ. ધર્મને નામે ધતિંગો કરનારાની જાળમાં પણ કેટલાક ર

બનાવોની સંક્ષિપ્ત નોંધ લેવી જરૂરની છે. આદ્યકવિ નરસિંહ મહેતાથી માંડી દયારામભાઇ સુધીના જૂના કવિઓનાં વલણ વિશેષતઃ આપણા ધર્મ ભક્તિ કે આધ્યાત્મિક જ્ઞાન તરફ ઢળતાં જોઇએ છીએ. અશાન્ત કે દુઃખી હૃદય સામાન્યતઃ પ્રભુ તરફ વળે જ. આપણા લેખકોએ ગુજરાતમાં ભૌતિક વૈભવ કે સુખશાન્તિ જોયાં નથી એ વૈભવ કે એ સુખશાન્તિને સહાયક રાજકીય સ્થિરતા કે શાન્તિ ગુજરાતે અનુભવી નથી. રાજકીય કે સામાજીક જીવનના ઓછાં અને આછાં ચિત્રો આટલાજ માટે આપણા સાહિત્યમાં નજરે પડે છે. આટલા જ માટે આપણું જૂનું સાહિત્ય ધર્મ, ભક્તિ, નીતિ, વૈરાગ્ય, ઉપદેશ કે શાન્તિથી રંગાયલું છે.

**એ સમયની ગુજરાતની રાજકીય સ્થિતિ**

ઉપર કહ્યું તેમ મુગલાઇની અમલનો પગ ગયા પછી ગુજરાત પેશ્વા, મરાઠા અને અંગ્રેજોની રાજ્ય પ્રવૃત્તિઓનું કાર્યક્ષેત્ર થઇ રહ્યું હતું. આ પ્રવૃત્તિઓની ઝપાઝપી કવિશ્રીના નિવાસસ્થાન અને મોસાળ ડભોઇએ પણ નીહાળી છે. ઇ. સ. ૧૭૮૦ ના વર્ષમાં અંગ્રેજ સરદાર ગોડાર્ડ અને ગાયકવાડ મહારાજ શિવાજીના રાજ્યપ્રતિનિધિ (Regent) ફત્તેસિંહનું ડભોઇ સમરાંગણ થાય છે. ડભોઇ છતાયું પણ અંતે બન્ને પક્ષો વચ્ચે સલાહ થાય છે. આગળ જતાં ડભોઇ ઇ. સ. ૧૮૧૭ માં ગાયકવાડ અને બ્રિટિશ વચ્ચે થયેલા તહનામાથી હમેશનું ગાયકવાડને મળે છે. ઇ. સ. ૧૭૮૨ માં વર્ષે સુરતમાં મોટું તોફાન થયું. ઈ. સ. ૧૮૦૨ માં વડોદરા મુકામે રેસિડેન્ટની પહેલી નિમણુંક થઇ. કવિશ્રીના જીવનકાળમાં વડોદરાની ગાદીએ માનાજી (ઇ સ. ૧૭૮૯–૧૭૯૨), ગોવિંદરાવ (ઇ. સ. ૧૭૯૨–૧૮૦૦) આણંદરાવ (ઇ. સ. ૧૮૦૦–૧૮૧૯), સયાજીરાવ બીજા (ઇ. સ ૧૮૧૯–૧૮૪૭), ગણપતરાવ (ઇ. સ. ૧૮૪૭–૧૮૫૩ ને)

તના વેરાન થઇ પડેલા વનને અનિર્વચનીય વૃંદાવન બનાવવાની જરૂર જણાઇ હશે. ધર્મના સાહિત્યથી ગંગાયલી અનેક રસિકકળાઓની ગુંથણીવાળી, રાસેશ્વર શ્રી કૃષ્ણ પરમાત્માની જીવનલીલાની-એમના ગુણની ગીતાની અનેક રીતે રસભર શ્રીમદ્‌ભાગવતની રસકથાની પ્રસાદીમાંથી ગુર્જરભાષાને અવનવી પ્રસાદી મળવાની હશે ગુર્જર સાહિત્યદેવીના દિવ્ય દેવાલયમા અનેક પૂજારીઓમા એક સુઘડ, સ્નેહાળ અને હોશીલા પૂજારીનું સ્થાન ખાલી હશે. આ સ્થાનને પૂરીને શોભાવનાર ઇસની અરાઢમી સદીની છેલ્લી પચીશીના આરંભમાં નીતિ, ભકિત, શૃગાર, તત્વજ્ઞાનરસની, કાવ્યચમત્કૃતિની અને અલંકારની રેલછેલ કરનાર, કવિતા સુંદરીનાં લગભગ સર્વે સુંદર અંગોને બહલાવનાર, એક જ્ઞાની, સહૃદય, રસિક અને સ્નેહી કવિવરની જરૂર પ્રકૃતિને જણાઇ નરસિંહ મહેતા અને મીરાના સમય પછી નષ્ટ થયેલા દેવરહસ્યના ગર્ભજ્ઞ વર્ગને શુદ્ધ ભકિત અને વૈરાગ્યના કાવ્યામૃતથી સજીવન કરનાર એક પુનરુદ્ધારક ભક્તરાજની પણ આવશ્યકતા હતી. દેશકાળની આવશ્યકતાનુસાર, "संभवामि युगे युगे" કહેનાર પરમાત્માનો ને કોઇ મહાનુભાવ પ્રભાવશાળી વ્યકિતનો જન્મ થાય છે એ વાત આપણા ધાર્મિક કે જગતના ઇતિહાસમાં અજાણી નથી. કવિહૃદયમા નૃત્ય કરી રહેલાં મોજાં જેવા મોજાથી ઉછળતી સૃષ્ટિસૌન્દર્યના અનેક ચિત્રવિચિત્ર ચિત્રોથી ભરપૂર ગુજરાતની મહાનદી નર્મદાના ઉપકંઠમાં શોભતા ચાંડોદ તીર્થમા આવા એક કવિવરનો જન્મ થયો પ્રભુનો પયગામ લઇ આવનાર આ રસકળાધર એજ ભક્તશિરોમણી મહાકવિશ્રી દયારામભાઇ.

દયારામભાઇના જીવનકાળમાં બનેલા ગુજરાતના કેટલાક ઐતિહાસિક બનાવો પણ દૃષ્ટિ આગળ આવી ઉભા રહે છે કવિરચિત ગ્રંથોમાં આ બનાવોની અસર કોઇ સ્થળે માલૂમ પડે છે કે કેમ એ જોવા આ

બનવાની સંક્ષિપ્ત નોંધ લેવી જરૂરની છે. આદ્યકવિ નરસિંહ મહેતાથી માંડી દયારામભાઇ સુધીના જૂના કવિઓનાં વલણ વિશેષતઃ આપણા ધર્મ ભક્તિ કે આધ્યાત્મિક જ્ઞાન તરફ ઢળતાં જોઇએ છીએ. અશાન્ત કે દુઃખી હૃદય સામાન્યતઃ પ્રભુ તરફ વળે જ. આપણા લેખકોએ ગુજરાતમાં ભૌતિક વૈભવ કે સુખશાન્તિ જોયાં નથી. એ વૈભવ કે એ સુખશાંતિને સહાયક રાજકીય સ્થિરતા કે શાન્તિ ગુજરાતે અનુભવી નથી. રાજકીય કે સામાજીક જીવનનાં ઓછાં અને આછાં ચિત્રો આટલાજ માટે આપણા સાહિત્યમાં નજરે પડે છે. આટલા જ માટે આપણું જૂનું સાહિત્ય ધર્મ, ભક્તિ, નીતિ, વૈરાગ્ય, ઉપદેશ કે શાન્તિથી રંગાયલું છે.

**એ સમયની ગુજરાતની રાજકીય સ્થિતિ.**

ઉપર કહ્યું તેમ મુસલમાની અમલનો પગ ગયા પછી ગુજરાત પેશ્વા, મરાઠા અને અંગ્રેજોની રાજ્ય પ્રવૃત્તિઓનું કાર્યક્ષેત્ર થઇ રહ્યું હતું. આ પ્રવૃત્તિઓની ઝપાઝપી કવિશ્રીના નિવાસસ્થાન અને મોસાળ ડભોઇએ પણ નીહાળી છે. ઇ. સ. ૧૭૮૦ ના વર્ષમાં અંગ્રેજ સરદાર ગોડાર્ડ અને ગાયકવાડ મહારાજ શિવાજીના રાજ્યપ્રતિનિધિ (Regent) ફત્તેસિંહનું ડભોઇ સમરાંગણ થાય છે. ડભોઇ જીતાયું પણ અંતે બન્ને પક્ષો વચ્ચે સલાહ થાય છે. આગળ જતાં ડભોઇ ઇ. સ. ૧૮૧૭ માં ગાયકવાડ અને બ્રિટિશ વચ્ચે થયેલા તહનામાથી હમેશનું ગાયકવાડને મળે છે. ઇ. સ. ૧૭૮૨ મા વર્ષે સુરતમાં મોટું તોફાન થયું. ઈ. સ. ૧૮૦૨ માં વડોદરા મુકામે રેસિડેન્ટની પહેલી નિમણુંક થઇ. કવિશ્રીના જીવનકાળમાં વડોદરાની ગાદીએ માનાજી (ઇ. સ. ૧૭૮૪–૧૭૯૨), ગોવિંદરાવ (ઇ. સ. ૧૭૯૨–૧૮૦૦) આણંદરાવ (ઇ. સ. ૧૮૦૦–૧૮૧૯), સયાજીરાવ બીજા (ઇ. સ. ૧૮૧૯–૧૮૪૭), ગણપતરાવ (ઇ. સ. ૧૮૪૭–૧૮૫૩ ને)

ખંડેરાવ (ઈ.સ. ૧૮૫૩-૧૮૭૦) ગાયકવાડ મહારાજાઓ હતા. એક તરફથી બળવાન રાજ્યકર્તા અંગ્રેજોએ ધીમે ધીમે ભરૂચ, સુરત અને અમદાવાદ હાથ કરી શાન્તિ સ્થાપી અને બીજી તરફથી ગાયકવાડ મહારાજાઓએ સુસ્થિર થઇ દેશને શાન્તિથી ઘેરી લીધો. શાન્ત દેશમાં આમ ઉદ્યમ ચાલવા માંડે છે ને લોકજીવનને નિરાત થાય છે. આણંદરાવના અમલમાં એનો પિતરાઇ ભાઇ મલ્હારરાવ આ શાન્તિને કડીમાં બંડ કરી જરાક ક્ષુબ્ધ કરે છે; પણ એ ક્ષોભ પણ અંતે "મલ્હેરનો સુબો ક્યારે આવશે રે" એ રાસડાને લોક ગીતમાં ઉમેરી શાન્ત થાય છે.

ગુજરાતની આવી રાજકીય સ્થિતિમાં એના શિક્ષણના ઇતિહાસમાં આપણે શું જોઇએ છીએ!

શિક્ષણની સંસ્થાઓના અભાવમાં શિક્ષકોનું ધર્મકાર્ય કવિઓએ કે ભક્તોએ કર્યું છે. આ કવિ અને ભક્તોની

**એ સમયનું શિક્ષણ.** કવિતા મ્હોડે કરીને તેમજ રામાયણ, મહાભારત તથા અન્ય પુરાણોનાં વ્યાખ્યાનો કરીને માણભટ્ટ અથવા ગાગરીઆ ભટ્ટોએ પણ સમાજ શિક્ષણનું કાર્ય સ્વાર્થ સાથે પરમાર્થ સાધી કર્યું છે. વ્યાસોની કથાઓ સાંભળવા લોકોની ઠઠ ચકલાઓના વિશાળ ચોકમાં જામતી. અમદાવાદી કવિ કૃષ્ણારામે કેટલાક ક્ષુદ્ર શક્તિવાળા વ્યાસોને નિંદ્યા છે, છતાં ગુજરાતપર એ લોકોનો મહદ્ઉપકાર વિસરાય એમ નથી. આપણા નવશિક્ષણના સંસ્કાર પામેલા યુવકો એ વ્યાસવર્ગનો સારોદ્ધાર નવી દ્દષ્ટિએ કરે તો એ વર્ગદ્વારા દેશની ઘણી જ સેવા બજાવી શકાય. "ચમચમ વાગતી સોટી અને રમઝમ આવતી વિદ્યા"ના દિવસો યાદ કરાવતી તે કાળની ગામડી નિશાળો હાસ્યરસ જમાવવાની ઘણી ઘણી સામગ્રી પૂરી પાડી શકે. આવી નિશાળોના દિવસોમાં પણ પંડિત અને વિદ્વાન્ વર્ગોમાં સંસ્કૃત, ફારસી, ને અરબ્બીનો સારો અભ્યાસ કરવામાં આવતો. બ્રાહ્મણવર્ગમાં વ્યાકરણ, પંચકાવ્યો, પુરાણો

આદિનો અભ્યાસ થતો અને વિશેષ અભ્યાસને માટે કાશી પણ જનારા નીકળતા ગન્ત્યાશ્રય શોનતા નાગરો, ક્ષત્રિયો અને કાયસ્થોની જ્ઞાતિઓમા ફારસી અરબીનો ઉત્તમ પ્રકારે અભ્યાસ થતો વ્રજભાષાનો અભ્યાસ પણ બહુશ્રુતવર્ગમા નોંધવા લાયક થતો મહાકવિ નંદદાસજીની 'માનમંજરી" અને "અનેકાર્થ મંજરી" તેમજ "સુંદરશૃંગાર , "કવિપ્રિયા", "રસિક પ્રિયા', "છદ શૃંગાર" "ભાષાભૂષણ", "બિહારી સતસાઇ" "વૃંદસતસાઇ", "જશુરામ રાજનીતિ" વગેરે અનેક ગ્રંથો શિખવવામા આવતા સાધારણ લોકવર્ગ તો ગામઠી નિશાળની કેળવણી પૂરી કરી નામા વહીવટનુ કામ કરી ગુમાસ્તી કરતા કે વ્યાપારી થતા બાકીનો વર્ગ મ્હોટી સંખ્યામા નિરક્ષર જેવો હતો અને ઢિગ મરી ટોપર જેવા શબ્દોને લીસા માથા વાળા "હગ મર ટપર લખતો વિનોદકાળમા શામળભટ્ટની "એરેબિઅન નાઇટસ" જેવી "મદના ઘોડા" ની, "મદન મોહના' ની, "બત્રીસ પુતળી" ની, "સુડાબહોતેરી ની કે "મડા પચીશી ની વાર્તાઓ વચાતી આ વાર્તાઓની ઘણી પ્રતો આ મુલકમાંથી આપણને મળી આવે છે શામળભટ્ટના છપ્પાઓએ પણ ગુજરાતીઓને નીતિનુ ઘણુ શિક્ષણ આપ્યુ છે સ્ત્રીવર્ગમા અને સ્ત્રીગીતમા મહાકવિ પ્રેમાનંદ ઘણા લોકપ્રિય હતા અને તે પણ ઉચ્ચ વર્ણથી તે છેક નીચ વર્ણ સુધીમા નરસિંહ મહેતાનાં પ્રભાતિયાઓથી પ્રભાત ગાજી રહેતુ મીરાબાઇના પદ તથા ગરબીઓ સ્ત્રી વર્ગમા એક કાળે ગવાઇ અને તેમનુ સ્થાન પછી દયારામભાઇની ગરબીએ લેવા માડયુ એક તરફ પુરૂષ વર્ગ ગરબામા વલ્લભના મરદાની ગરબાઓ ગવાતા અને બીજી તરફ સ્ત્રી વર્ગના ગરબામા મીરા ભોજ અને દયારામની ક્રમશઃ ગરબીઓ લખાતી ? વિશ્વાસુ દલપતરામનો જન્મ સ ૧૮૭૦ માં થયો પહેલવહેલી નિશાળો આપણા ગુજરાતના ન્હાના મ્હોટા મુખ્ય નગરોમા ઇ સ ૧૮૨૬ મા સ્થપાઇ ધીમે ધીમે અશુદ્ધભાષામાં ઠીકઠી પુસ્તકો ગુજરાતના હાથમા

ગુજરાતના શિક્ષકવર્ગે મૂક્યાં. આ પુસ્તકો ઘણું કરીને અંગ્રેજી કે મરાઠીનાં ભાષાન્તરો હતા. મરાઠી શાસ્ત્રીઓ, અંગ્રેજ પાદરીઓ, ગુજરાતના વિદ્વાનો કે પારસીઓને હાથે લખાયલુ તે વખતનુ ગુજરાતી બહુધા અશુદ્ધ છે, જ્યાં આવી સ્થિતિમાથી ગુજરાતમાં નવકિરણો પડવા લાગ્યાં અને કવીશ્વર દલપતરામના "દીલદાર ઉદાર મહીનાથ" પરદેશી અને પરધર્મી એલેક-ઝાન્ડર કિન્લૉક ફૉર્બ્સસાહેબ ગુજરાતી સાહિત્યની ભક્તિ કરવા પ્રેરાયા. એજ સાહેબે રા. સા ભોગીલાલના વિદ્યાર્થી દલપતરામને સ્વર્ગ ભોળા-નાથની ભલામણ ઉપરથી પોતાની પાસે બોલાવી રાખ્યા. હસ્તલિખિત ગ્રંથોમાંની જુની કવિતા શોધી શોધાવીને કે વેચાતી લઇને તેમજ સંવત ૧૯૦૮ (ઇ સ ૧૮૫૨) મા દયારામભાઈના અવસાન વર્ષમાં—દીવાળી ઉપર ઈડર ખાતે સમસ્ત ગુજરાતના કવિઓ અને વિદ્વાનોનું કાવ્યવિનો-દાર્થે સમેલન ભરીને એ દલપતરામના એ "બોજે" અક્ષય કીર્તિ મેળવી છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સસ્થાપક આ જ ફૉર્બ્સ સાહેબ, દલપતરામ, અને નર્મદાશકરનો યુગ આમ દયારામભાઈના અવસાન પહેલા ગુજરાતમા શરૂ થઈ જાય છે

**અંગ્રેજી ગુજરાતી સાહિત્ય.**

વળી, ગુજરાતી સાહિત્યના આ દયારામીય યુગ ઉપર દૃષ્ટિ જરાવાર સ્થિર કરી આપણે ભારતનું ભવિષ્ય રચવામાં નિર્મિત થયેલી અંગ્રેજી પ્રજાની સાહિત્યવિભૂતિ અને પ્રવૃત્તિઓ ઉપર સહજ દૃષ્ટિપાત પણ નાંખી લઇએ. સૈકે સૈકે ઘવાઈને આર્યપ્રજા જેથી સજીવન રહી છે એ ધાર્મિક બળ અને ધાર્મિક ભાવનાઓથી ઓતપ્રોત થયેલા ગુજરાતના ધર્મસાહિત્યને ભૌતિક વૈભવોથી ભરપૂર આગ્લપ્રજાના અનેક દેશીય સાહિત્ય સાથે સરખાવવું એ એક દૃષ્ટિએ વિચિત્ર તુલના દેખાશે પશ્ચિમની જળહળતી સંસ્કૃતિથી અંજાઇ ગયેલી દૃષ્ટિઓને એ તુલના વિગટવામનની કે રાક્ષસવેતીઆની તુલના જેવી લાગશે. પાશ્ચાત્ય આચાર વિચારો અને

જીવનવિધિઓ આર્યજીવનને સર્વે રીતે અનિષ્ટ છે એ અભિપ્રાય તો સકળ ભ્રમાત્મક જ છે. નીરક્ષીર ન્યાયથી એ સંસ્કૃતિએ આપેલી વિચાર સામગ્રી આપણી હાલની સ્થિતિને વધારે સંગીન અને હિતકર બનાવશે. અંગ્રેજી સાહિત્યયુગોનો મુગટશિરોમણિ કુમારીરાણી ઍલિઝાબેથનો સાહિત્યયુગ ક્યારનોયે પુરો થઇ ગયો હતો. કવિવર ઑલિવર ગોલ્ડસ્મિથ અને એમના પ્રૌઢ લેખકમિત્ર ડૉક્ટર જ્હૉન્સન ત્યાના સાહિત્યના આકાશમાથી તાજેતરમાં અસ્ત થઈ ગયા હતા. રૉબર્ટ બર્ન્સ વિલિઅમ કાઉપર આદિ કવિઓ પણ અઢારમા શતક સાથે જીવનને પૂર્ણ કરે છે. યુરોપમાં વિજ્ઞાનનો યુગ ઉદય પામ્યો છે. અગ્નિના અને વિદ્યુતના મહાબળનો લાભ લઇને યન્ત્રોની યોજના હાથપર ધરવામાં આવી છે. ઇંગ્લાડના નાવિકો, પ્રવાસીઓ, શોધકો અને ધર્મોપદેશકો અક્ષુણ્ણ મહાસાગરો અને ખંડોમાં નીકળી પડયા છે.

ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં આમ ઇ. સ. ૧૭૭૭ થી ઈ સ. ૧૮૫૩ સુધીમાં દયારામભાઇનો દીર્ઘ જીવનકાળ અને

**સમકાલીન કવિઓ** એમનું પ્રૌઢ સાક્ષરજીવન નોંધાય છે પોણી સદીના આ લાંબા સમયમાં વડોદરામાં દશાલાડ વણિક કવિ વૈષ્ણવ ગિરધર (ઇ. સ ૧૭૮૭–૧૮૫૨), સુંસ્કભાષામાં ઉત્કૃષ્ટ બોધ આપતી કાફીઓનો લેખક ધીરોભક્ત (ઇ. સ. ૧૭૫૪–૧૮૨૫) ભક્ત કવિ પ્રિતમદાસ, ખોજાની અને બગભક્તોની ચામડાથી ઝાટકણી કઢાવનાર કાઠીઆવાડી કવિ ભોજોભક્ત, કવિ મનોહરદાસ, કવિ નરભેરામ, વસાવડનો કવિ કાળીદાસ, રણછોડજી દિવાન, બાપુ, રણછોડભક્ત, હરિરામ, ઐરિભટ, નીરાંત, રાધાબાઈ તથા સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુ કવિ બ્રહ્માનંદસ્વામી, નિષ્કુલાનંદસ્વામી, મુક્તાનંદસ્વામી, દેવાનંદ, પ્રેમાનંદસ્વામી, કૃષ્ણાનંદસ્વામી અને યોગાનંદસ્વામી વગેરે સાહિત્યના વ્યોમમંડળમાં ઝાખા ઝાખા તારા જેવા પ્રકાશે છે.

દયારામભાઇના સમકાલીન અંગ્રેજ કવિઓ યુરોપખંડના સૃષ્ટિસૌંદર્યના રસિયા અને લોકપ્રતિનિધિ રાજ્યનીતિના પક્ષપાતી અમીરકવિ બાયરન

(ઇ. સ. ૧૭૮૮–૧૮૨૪), પ્રકૃતિના પરમ ભક્ત વિશ્રાનંદ શાન્તમૂર્તિ રાજ્યકવિ વર્ડ્ઝવર્થ (ઇ. સ. ૧૭૭૦–૧૮૫૦), કવિ અને નવલકથાકાર વૉલ્ટર સ્કૉટ (ઇ. સ ૧૭૭૧–૧૮૩૨), રાજ્યકવિ સૌધર્મ મધે (ઇ. સ. ૧૭૭૪–૧૮૪૩), હિંદને આપવાની અંગ્રેજી કેળવણીના યોજકોમાંના એક, કવિ અને ઇતિહાસકાર લૉર્ડ મૅકૉલે (ઈ. સ ૧૮૦૦–૧૮૯૯) આદિ હતા. આ ઉપરાત નવલકથાકારો વિલિઅમ ઠાકરે, અને ચાર્લ્સ ડિકન્સ, નીતિશાસ્ત્રી અને ઇતિહાસકાર થૉમસ કાર્લાઇલ, રમિકકલાવિવેચક જ્હૉન રસ્કિન, રાજ્યકવિ ઍાલ્ફ્રેડ ટેનિસન, રૉબર્ટ બ્રાઉનિંગ વગેરે આજ સમયમાં અંગ્રેજી સાહિત્યની સમૃદ્ધિમા વૃદ્ધિ કરતા હતા. આંગ્લ સાહિત્યની આ અનેકવિધ સામગ્રી આપણી સ્વદેશી સામગ્રી સાથે હવે તો મૈત્રીભાવે ભેગી થવા માડી છે.

દયારામનો યુગ પૂરો થતા થતામા આમ દલપત નર્મદનો યુગ બેસે જાય છે અને એને અંગે નવ ગુજરાતના અંકુરિત સાહિત્ય સાથે યુરોપિય સાહિત્યનો સંગમ થાય છે. ત્યારબાદના નૂતન ગુર્જર સાહિત્યની શેરોમાં હિન્દી, મરાઠી, બંગાળી, ફારસી, અંગ્રેજી આદિ યુરોપીય અનેક સાહિત્ય શેરોનો રસ ભળે છે. દયારામભાઇએ પોતે પણ આપણને ફારસીની ગ્રીસાશ હિંદી ગઝલો રેખતાદ્વારા આપી છે. આ સર્વે વિવિધ શેરોનો મહાસંગમ થતાં અને એ સંગમનીર નીતર્યા પછી આપણા સાહિત્યમાં કેવો નિર્મળ રસ જામશે એ કલ્પના જે ઉચિત રીતે કરી શકે અને વાણીમાં યથાર્થ રીતે મૂકી શકે એવા કોઇ મહાકવિને સોંપીશું. એજ વધારે વાસ્તવિક છે. દયારામભાઇના યુગને અંગે ગુજરાતી સાહિત્યના ચંદ્રોદય પહેલાંની હિન્દ ગુજરાતની કંઇક ઝાંખી કરી, ગુજગતના પ્રાચીન અર્વાચીન સાહિત્ય વિષયક અને ઇતિહાસ વિષયક અને એ ઇતિહાસ ઉપર જેની અસરો થયા વગર રહેતી નથી, એવા રાજકીય અને સામાજિક ઇતિહાસનું આપણે વિહંગાવલોકન કરી, દયારામભાઇનો પૂરો યુગ કયો છે તે જોયું.



# પ્રકરણ ૪ થું.

## જન્મ અને બાળપણ.

**બ્રાહ્મણોની મહત્તા.**

આપણા દેશમાં કે અન્ય દેશોમાં બ્રાહ્મણ વર્ગે અને ધર્માચાર્યોએ પ્રજા જીવનના મુખ્ય કાર્ય કર્યું છે. પ્રાચીન કે અર્વાચીન તત્વજ્ઞાનીઓ, સાહિત્યકારો, રાજનીતિજ્ઞો, કે, સંસારશાસ્ત્રીઓની આપણે ગણના કરીશું તો મ્હોટી સંખ્યા આપણને બ્રાહ્મણોની જણાઇ આવશે. દેશ અને દેશ પ્રશ્નો સાથેથી બ્રાહ્મણોને આપણે ખસેડી નથી શકવાના. આપણા ગુજરાતમાં પણ આજ સત્ય દષ્ટિએ પડે છે, અને બ્રાહ્મણોએ–ખાસ કરીને નાગર બ્રાહ્મણોએ–ગુજરાતના અનેકવિધ ઇતિહાસમાં મ્હોટો ફાળો આપ્યો છે.

**નાગરોનો સાહિત્યમાં ફાળો.**

નાગર બ્રાહ્મણની છ જ્ઞાતિ તથા ઉપજ્ઞાતિએ ગુર્જરદેવીના ચરણકમળમાં અનેક મહાપુરુષોને ઉપહાર તરીકે મૂક્યા છે. ગુજરાતના ઘરોમાં પ્રભાત કાળે સંગીતની માધુરી રેડનાર પ્રભાતિયાંના ગાનાર ભક્તકવિ નરસિંહ મહેતા, ગુજરાતની રાજ્યદીપ પડતીના કારણરૂપ થઇ ગયેલો નાગર પ્રધાન માધવ અને એનો ભાઇ કેશવ, રાજ્યનીતિજ્ઞ અમરજી દિવાન, ગગા ઓઝા અને સંત ગોકુળજી ઝાલા એ વેદ-

ન્તીઓ નવીન ગુજરાતની પાશ્ચાત્ય આશાના અરુણરૂપ કવિ નર્મદ, વિવેચન કરનાર નવલરામ, આ સર્વે નાગરમણિઓ ગુજરાતના જૂના નવા ઇતિહાસમાં કેટના બધા સુવિદિત છે ? સ્વર્ગસ્થ ઝવેરીલાલ, શ્રીયુત મન સુખરામ, સ્વ મણિલાલ દ્વિવેદી, કવિવર બાલાશંકર ઉલ્લાસરામ કથારિયા અને સમર્થ નવલકથાકાર શ્રીયુત ગોવર્ધનરામ એ નડીઆદના નાગર રત્નોની પ્રભા ગુજરાતમાથી કદી લુપ્ત થવાની નથી હાલના સાહિત્યસેવકોમા પણ નાગર બ્રાહ્મણોની કેટલી બહુમતી છે ? નાગરોની ગુર્જરદેવીની આ સેવા અન્ય ગુજરાતીઓની ઇર્ષ્યાનુ પાત્ર થાય એ સ્વાભાવિક છે ઇર્ષ્યાપાત્ર નાગરોને જેથી અભિમાન લેવાનુ છે દયારામભાઇ પણ એક નાગર મહામણિ હતા

ઇતિહાસપ્રસિદ્ધ નાગરોમાં રેવાકાંઠામા આવેલા સાઠોદ ગામનુ પાનના બીડામા દાન સ્વીકારનાર નાગરો સાઠોદરા નાગરો કહેવાયા સાઠોદરાનો મ્હોટો જથો સ્હાડીત્રણસે ઘરનો એક કાળે ડભોઇ ચાડોદનો કહેવાતો હતો

**સાઠોદરા નાગરો**

સાઠોદરા નાગરોનો મ્હોટો ભાગ દેશીરાજ્યમાં ને અગ્રેજી રાજ્યમાં નોકરી કરનારો અને કેટલોક વિદ્યાખાતામા છે, અને ચાડોદના ભિક્ષુક તે તીર્થગોર છે × ચાંદોદમાં ગૃહસ્થોની સખ્યા હાલ તદ્દન નષ્ટપ્રાય થઇ ગઇ છે એ ગૃહસ્થો એમના યજમાનો સિવાય અન્યનો પ્રતિગ્રહ કરતા નથી

સાઠોદરા નાગર ગૃહસ્થનુ એક કુટુમ્બ ચાંદોદમા પ્રાચીન ગણાતા શ્રી કપિલેશ્વર મહાદેવના દેવાલયથી દક્ષિણ દિશાએ આવેલા કગાનપુરી નામના મહોલ્લામા નિવાસ કરતુ હતુ આ કુટુમ્બ તે દયારામભાઇના પૂર્વજો એ કુટુમ્બના મૂળ પુરૂષ તરીકે

**દયારામભાઇનુ કુટુંબ**

× કવિ નર્મદકૃત ગુજરાત સર્વ સગ્રહમાથી.

રાઘવજી ભટ્ટથી આરંભ કરતાં રાઘવજીના પુત્ર ગોકળજીભટ્ટ હતા. ગોકળજીના પુત્ર નરભેરામભટ્ટ; નરભેરામના આણંદરામભટ્ટ; આણંદરામના પ્રભુરામભટ્ટ, અને પ્રભુરામના દયાશંકર ઉર્ફે દયારામ. કવિના પિતા પ્રભુરામભટ્ટ, કારકુનની નોકરી કરતા. એમની માતાનું નામ મહાલક્ષ્મી ઉર્ફે રાજકુંવરબાઇ( રાજકોર ). ગંગાબાઇ નામની કવિને એક ન્હાની બ્હેન હતી પણ તે બાળવયમાં ગુજરી ગઇ હતી

**દયારામભાઇનું નિવાસ સ્થાન.**

ચાંડોદમાં અને ડભોઇમાં મળીને કવિએ ઘણાં ઘરમાં વખતોવખત વાસ બદલ્યો હતો. કવિનું વડિલોપાર્જિત ઘર ચાંડોદ ગામની કંગાલપુરીમાં હજી અસ્તિત્વમાં છે એ ઘર ભાવશંકર મહેતાની જોડનું ઘર છે. એમાં હાલ રબારીઓના ગુરૂના ઠાકોરનું મંદિર છે. સંસારને જાણે અજાણે ત્યાગ કરીને એ મંદિરમાં શુદ્ધ પ્રેમ ભાવે ભક્તિ કરતા રબારીભક્તો, કવિની બાલ્યાવસ્થાના એ પરિચિત સ્થળમાં આકસ્મિકથી ગયેલા યાત્રાળુ સામું ચકિત થઇ જોઇ રહે છે, અને અંદર જવા દઇ પૂર્વ દિશામાં આવેલું રમણીય વૃક્ષો, ટેકરીઓ અને નર્મદાનું સૃષ્ટિસૌન્દર્ય જોવા દે છે. રમ્ય કલ્પનાઓ જગાડનાર એ સ્થળે, બાલ્યાવસ્થામાં ખેલતા થનાર કવિને નિશ્ચયપૂર્વક ચકિતજ કર્યા હશે. એ ઘરની પાસેનું દક્ષિણાદું ઘર પણ કવિનું હતું. એ ઘરમાં હાલ રહેતાં બાયાબુજનો કવિ પ્રત્યેનો પૂજ્યભાવ સજળ આંખોએ જીજ્ઞાસુને સૂચવે છે. " આ મહારાજનો સેવાનો ઓરડો, આ દયારામભાઇના ઉઠવા બેસવાનો ઓરડો, અહીંથી બાળપણામાં કવિ એકીટશે ને એકીટશે સૂર્યનારાયણ રન્હાણું સાગલગાટ જોઇ રહેતા હતા." આદિ અભિમાન અને ભક્તિ ભર્યા વચનો જોવા ઇચ્છનારને આદરપૂર્વક વિવિધ ખડો બતાવ્યા બાદ સંભળાવે છે. સંવત ૧૮૭૧ ના ફાગણ શુદ ૩ ને સોમવારના જૂના કાગળમાં કવિની સહીવાળો દસ્તાવેજ કવિના ચાંડોદના ઘરના વેચાણ વિષેનો

છે. દયારામભાઇને એમના પિતાશ્રીના હાથે થયેલું શુક્લ દાજીભાઇ (ડભાભાઇ) સેનરામ ઔદિચ્યનું દેવું રૂપિયા ૨૦૦] નું હતું. એ દેવું આપના કવિ ડભાઇથી ચાંડોદ ગયા. એક દાજી ત્રવાડીએ એ દેવું માથે લઇ લીધું. ત્હેના બદલામાં દયારામભાઇએ પોતાનું ઘર દાજી ત્રવાડીને વેચાણ આપ્યું. ચાંડોદમાંના કવિના ઘરોનો આ પ્રમાણે નિકાલ થયો છે.

ડભોઇમાં કવિ પ્રથમ શૃંગારવાડીમાં સરિયામ રસ્તાની પૂર્વદિશાએ આવેલી ઉંચા પાયાવાળી પડતર જમીન ઉપરના મ્હોટા ભાગમાં રહેતા હતા ત્યાર પછી "કુરજાવાળાની મ્હોટી હવેલી" એ નામથી હજી ઓળખાતા મ્હોટા મકાનમાં પણ કવિ રહ્યા હતા. અદરથી હોળી સ્થિતિમાં આવી ગયેલા એ મ્હોટા ઘરમાં બાઇ ધનવંત મહેતા હિમતરામ બાળાશંકરની દીકરી, અને ત્રવાડી મહલાદજી ચુનીલાલની પત્ની એકલ દશામાં રહે છે ત્યારબાદ વળી કેટલોક કાળ કવિ એમના મોસાળ તરફથી મળેલા, આશાપાલવના મહોલ્લા તરફ જતાં પરીખ ભોગીદાસ શામદાસની હવેલીથી દક્ષિણ દિશા તરફના એક ઘરમાં રહ્યા હતા. એ ઘરમાં હાલ કવિના કુટુમ્બીઓ રહે છે. ત પછી ઉગ્ર ઝારોળા વગામાં આવેલા વૈષ્ણવ સખીદાસ ગાંધીના ખડખડ ઘરમાં કવિશ્રીએ એમની ઉત્તરાવસ્થા પૂર્ણ કરી હતી. મોસાળવાળું ઘર તજવાનું પ્રયોજન એ હતું કે ગાંધીના ઘરની પાસે જ શ્રી ગોકુળનાથજી અને શ્રી દ્વારકાનાથજી નામનાં મળી બે મદિર હતાં, મેં પ્રતિદિન અનેક વૈષ્ણવોના ભરાતા સમાજને લીધે એ મોસાળ ઘર ન્હાનુ પડતું હતું નરસિંહમહેતા અને મીરાંબાઇના ભજનગૃહનું સ્મરણ કરાવતું કવિનું એ ઘર એમના કુટુમ્બીઓને રૂચિકર ન હોતુ થતું. સત્યાગ્રહી વૈષ્ણવ સખીદાસનું ઘર ભગવદ્ભક્તિની સર્વે અનુકુલતાઓવાળું હતુ ત્રણવારની મહાયાત્રામાં વિવિધ સ્થળે ફરી આવી કવિ ઉપર્યુક્ત ઘરોમાં ઉત્તરોત્તર રહ્યા હતા. વળી કવિ વારંવાર ભરૂચમાં એમના

મિત્રોને ત્યાં આવતા, પણ કયે ઠેકાણે ત્હેનો ચોક્કસ પુરાવો મળતો નથી એમના મામા ડુંગરાપર રહેતા, ત્યાં પણ કવિ કોઇ વખત ઉતારો કરતા હતા.

**દયારામભાઇનાં માતા પિતા.**

પ્રભુરામ ભટ્ટનો વેદ–ઋગ્વેદ ગોત્ર–સાર્ગશાક્ષ, શાખા–સાંખ્યાયિની, હતા પ્રભુરામ ભટ્ટ શાન્ત, સાત્વિક ગુણના આર્દ્ર વૈષ્ણવ હતા રાજકુંવરબાઇ શાન્ત, સુશીલ, સરલ અને મહનશીલ ગૃહિણી હતા આપણે 'અમથી' ભોળા દીલના પણ નિર્મળ ચરિત્રના સાધુજન જેવા ગુણીજન આ જનોનુ ગુણગાન ગમે તેટલુ કરીએ તો પણ તે ઓછુ જ કહેવાય. એ બાઇ પ્રતિદિન વ્હેલા ઉઠી ઘેર પ્રથમ શુદ્ધ જળે ન્હાઇ રેવાસ્નાન કરવા જતા, ભીના વસ્ત્રોથી જ ઘેર જઇ શુદ્ધ વસ્ત્રો બદલી રોજ અષ્ટાક્ષર મન્ત્રની માળા જપતા ને નિત્ય નિયમ પ્રમાણે ફળ ફુલ મેવ. પાક આદિ સામગ્રી લઇ શ્રી શેષશાયીનારાયણના દર્શનાર્થે જતા પ્રભુ આગળ નમ્ર ભેટ ધરી પ્રભુદર્શન ધ્યાનથી પવિત્ર થઇ પ્રેતાને આવડતાં ધોળ–પદ કીર્તન–ગાતા, યુગલ સ્વરૂપનુ ચરણામૃત લઇ મોટા ફેરવતાં મંદિરની પરિક્રમાકરતા અને ઘેર આવી ગૃહકાર્યમા રોકાતા, પ્રભુરામભાઇ અને રાજકુંવરબાઇના સુખરુપ વહન કરતા ગૃહસ્થાશ્રમના અન્તરના ભાવ અને ગુણ ભક્તિના અને ધાર્મિકતાના હતા પ્રકાર એવા ભજન, માથે આવી પડેલી સાંસારિક ખટપટનુ શાંતિથી વહન, પુત્રી પુત્રાદિની ઇચ્છાઓ અને ત્હેમના હિત માટે સદાસર્વદા વ્યગ્રતા આ સર્વમા એમના જીવનની ધન્ય ધન્યતા સમાઇ રહેલી આ ધન્ય ધન્યતાને પ્રભુ સેવાકામ શ્રીની સદ્ચારિણી વૈષ્ણવસ્ત્રીઓની સૌમ્યતા, સુકુમારતા, સુન્દરતા, રમ્યતા, અને ભાવમગ્નતા વિશેષ ધન્ય બનાવે છે આવા જ ધર્મરસિક દંપતીના સૌભાગ્યપૂર્ણ અને સફળ ગૃહસ્થાશ્રમે, ગુર્જર દેવીની રસિક કળાઓમાની

એક કવિના દેવીની રસિકતાપૂર્વક સેવા કરવા રસિક કવિવર દયારામભાઇને જન્મ આપ્યો છે.

**કવિનો જન્મ.**

દયારામભાઇનો જન્મ ડભોઈમાં એમના મોસાળના ઘરમાં વિક્રમાર્ક સવત ૧૮૩૩ મા ભાદ્રપદ માસ શુક્લ પક્ષ, એકાદશી ઉપરાંત દ્વાદશી (વામન જયતી) ને શનિવારને દિવસે રાત્રિના દશ વાગતાને સુમારે થયો હતો. એમના જન્મ દિવસનો વિચાર કરતાં આપણને એમ લાગે છે કે મહાનુભાવ વ્યક્તિઓનો જન્મ એમને જાણે સ્વાગત આપતી ન હોય એવી મંગળ તિથિઓને દિવસે થાય છે! આ મગળ દિવસે સિદ્ધાશ્રમ નામક પવિત્ર તપોવનમાં બ્રહ્મચર્યસ્થ વિરાજીત ઋષિવર કશ્યપનાં ધર્મપત્ની અદિતિની કૂખે ઉત્પન્ન થયેલા, સૃષ્ટિ વિકાસક્રમના સાક્ષીભૂત ભગવાન્ વામનનો જન્મ આપણા ધાર્મિક ઇતિહાસે નોંધેલો છે. આસુરી અને દૈવી સપત્તિઓ વચ્ચે સૃષ્ટિના સર્જનકાલથી માંડી અદ્યાપિ પર્યન્ત ઘોર યુદ્ધ ચાલુ રહ્યું છે. તેમાં દૈવી સપત્તિને જયકલગી આપવા સતત ગતિ કાળના કોઇ સુભગ ચોઘડીએ દૈવી સપત્તિનો પક્ષ લઇ દૈવી આત્માઓ જગતમાં અવતાર લે છે. જયંતીઓ ઉજવવામા મદ પડી ગયેલા આપણા સમાજને જાણે ફરી ફરી સ્મરણ કરાવતા નહોય તેમ મહાપુરુષોનો જન્મ અનેક ગૂઢ રહસ્યોથી ભરપૂર પુણ્ય તિથિએ થાય છે. ગુર્જર કાવ્ય દેવીને કોઇ નવીન સુઘડ, રસસુગંધથી ઝળકાતી પુષ્પમાલા આરોપવા દયારામભાઇ જેવા માળીનો જન્મદિવસ પણ ભગવાન્ વામનનો જન્મદિવસ છે. એમની નિર્મળ ભક્તિ, અને ઉજ્જવળ સાક્ષરજીવન પ્રતિ દૃષ્ટિ નાખતા એમનો જન્મદિવસ પણ કૃતાર્થ થયો છે.

× જુઓ કવિની જન્મ કુંડળી પરિશિષ્ટ ૩ જું.

છે. ઋતુરાજ વસંતના રમ્ય ક્રીડાસ્થાનમા જેમ વિશ્વવિભૂતિ અનાયાસે વિહાર કરવા આવે તેમ ડભોઇમા જન્મ લઇ સરકારના પ્રેર્યા કવિશ્રી નર્મદા નદીના નિર્મળ જળથી ધોવાઇ પવિત્ર થતા પ્રદેશમા પ્રગટ થાય છે એમનુ નિવાસસ્થાન ચાંડોદ અથવા ચાણોદ અને પાછળથી ડભોઇ છે પ્રિય "વિશ્રામ સ્થળ" ને કવિ પ્રિયજનની નામાવલી પેરે એમના કાવ્ય ગ્રંથોમા વિવિધ નામ ધારણ કરાવે છે —

> ' નદી નર્મદાને તીરે ચડીગ્રામ છે રે લોલ
> કવિ કેરા તે સ્થળે વિશ્રામ છે રે લોલ '
>
> ( રાસપચાધ્યાયીનો ગરબો )

> " અતિ શુભ ગુર્જર દેશ મધિ દછન પ્રયાગ રુચિર,
> મહા સરિત્ શ્રી નર્મદા અતિ શુચિ ઉત્તર તીર
> નિકટ નિપટ વ્હા ચડીપુરી મિપનકો શુચિથાન,
> જિહી રાજત હે સદા શ્રીશેષશાઇ ભગવાન,
> સોપુરી મધ્ય નિવાસ કવિ × × × ×
>
> ( પ્રાચીન કાવ્યમાળા )

શેષશાયી ભગવાનના નિવાસથી નામીચા કવિવરના ' ચડીગ્રામ ', ' ચડીપુર ', ' ચડીપુરી ' કે ' ચદીપુર ' અને ત્હેને ઘેરી લેતો પ્રદેશ ઘણો રમણીય છે ગાયકવાડ મહારાજાઓના પાટનગર વડોદરાથી સત્તર માઇલને અન્તરે ડભોઇ કસ્બો છે, ત્યાથી અગીઆર માઇલ દૂર આ ચાંડોદનું તીર્થ છે અનેક રીતે કવિ જીવન ઉપર સસ્કાર પાડનાર આ ચાંડોદ, ડભોઇ અને નર્મદા નદીના પ્રદેશમા દૃષ્ટિ વિહાર કરવામા જાણે સૌન્દર્ય વિહાર થાય છે.

કવિશ્રીની જન્મભૂમિ, ગુર્જર દેશના સૃષ્ટિ સૌન્દર્યમા મ્હોટો ફાળો

**નર્મદાનો રમ્ય પ્રદેશ**

આપનાર પવિત્ર નર્મદા નદીના ઉપકંઠમા આવી રહેલી છે આપણા ધર્મવિષયક તેમજ સાહિત્ય વિષયક ગ્રંથોમા આ મહાન્ ગુર્જરી નદીના યશોગાન આપણા ધર્માચાર્યોએ અને કવિઓએ અનેક સ્થળે રસભીના હૃદયથી ભક્તિભેર ગાયા છે –

" गगास्नानेन यत्पुण्य तद्रेवादर्शनेन च ।
यथा गगा तथा रेवा तथा देवी सरस्वती ॥ "

ધર્મ સાથે એના દર્શનથી સુલભ, પણ વિરલ સૃષ્ટિસૌન્દર્ય અનુભવવાનો આપણને લાભ થાય છે, એ ઉપર્યુક્ત પરિચિત પક્તિઓ સ્પષ્ટ કહી દેતી નથી ? મધુર સગીત વગાડતા અને વહેતા નિર્મળ જળ ઉપર એકતાર થઇ નૃત્ય કરતી જળ લહરીઓ વાળી, તે ઉપર વિહરતી નૌકાવાળી, તેમજ દિવસ, રાત્રિ અને સધ્યાઓના સમયે, સૂર્ય, ચદ્ર, ગ્રહ અને તારાઓથી શૃગારાયલા ભવ્ય આકાશને હૃદયમાં ધારતી એ નદીએ કેટલા ભટકતા પ્રવાસીઓની, પરિક્રમાવાસીઓની અને કવિઓની રસવૃત્તિને પોષી હશે ? પોષીને સુન્દર સમાધિમા તરબોળ કરી હશે ? બન્ને કિનારાપરની રસશાલિની ભૂમિના ભાગ પાડતા, લીલા-પીળા, મનોહર ધાન્યછોડ અને વૃક્ષોથી ભરપુર, ક્ષેત્રો જોઇ, સૌન્દર્યને નહીં સમજી શકતા કયા ખેતીકારો, કે સૌન્દર્ય સમજતા-સમજવા મથન કરતા રસિક જનો, ઘડીભર અટકયા નહીં હોય ? ઋતુઓના રગ જોવાનુ વિરલ અને આર્યદૃષ્ટિએ ધર્મ-વન, વિનોદસ્થાન, રેવાનદી જેવી ઘણીજ ઓછી નદીઓ આર્યાવર્તમા-રે ભૂમ ડળમા-આપી શકે એમ છે સોળબધ પીરસેના નૈસર્ગિક સૌન્દર્યના આ થાળમાથી ભિન્ન રુચિવાળા ક્ષુધાતુર જનોને ભિન્ન ભિન્ન સ્વાદવાળી રસસામગ્રી મળે છે પણ નર્મદાતટની પવિત્ર સૃષ્ટિશોભાએ એકના રસિકજનના, કવિઓના, કે સાધુજનોના હૃદયોને

માત્ર તૃપ્તિ આપી છે એમ નથી. જ્ઞાનવિમુખ છતાં નિર્મળ ચરિત્ર અને શ્રદ્ધાળુ અનેક સ્ત્રી પુરૂષોનાં હૃદયો ધર્મરંગથી આ નદીએ રંગીને પવિત્ર કર્યાં છે—ને કરે છે. અખંડ બાર માસ સુધી રેવાસ્નાનથી પુનિત થઇ રેવાના—મૂળના—અજપા જાપ જપતા હૃદયને અને આત્માને એ રીતે વિશુદ્ધિના જળમા સ્નાન કરાવતા તથા દેવદર્શન કરી વૈર સકળ જીવનનો નિર્વાહ કરતા ભાવિકજનો હજુયે રેવાપ્રદેશમા માલમ પડે છે.

દયારામભાઇના બાળજીવનને અમુક ભાવનાઓથી રંગનાર, રેવા-કાંઠાના રમ્ય પ્રદેશોમાના એક અતીવ રમ્ય પ્રદેશ જેવા ચાંડોદનું સૃષ્ટિ-સૌન્દર્ય ક્યાં, અને ક્યા પાછળથી કવિએ જોયેલુ આખા આર્યાવર્તનું સૃષ્ટિ સૌન્દર્ય ! બાળસ્વભાવના અભ્યાસીઓ કબૂલ કરશે કે વિશેષ નિર્મળ, નિશ્ચિન્ત, અને સુન્દર બાલ્યાવસ્થામાં પડેલી છાપ જેવી તેવી હોતી નથી. આ પ્રમાણે વિચારતાં ચાંડોદનું નૈસર્ગિક સૌન્દર્ય કવિની રસવૃત્તિ ઘડવામા ઓછા મહત્ત્વનુ કહેવાય નહીં.

**ચાંદોદની શોભા.**

નર્મદા અને ઓર નદીઓના સંગમ ઉપર ચાંદોદે પોતાનો રમ્ય પડાવ નાખ્યો છે. એ એક ધર્મતીર્થ બ્રહ્મપુરી છે. મનોહર ગામ છે. સ્થળે સ્થળે દેવાલયો, મઠો અને ધર્મશાળાઓ છે. દેવાલયોમાં મુખ્ય કપિલેશ્વર મહાદેવનું, કાશીવિશ્વનાથનું, ચંડિકાનું, આદિત્યેશ્વરનું, રામ-ચંદ્રજીનું, શ્રીવેરાઇમાતાનું, કમળેશ્વરનું, હનુમાનજીનું, માર્કંડેશ્વરનું, ગોપથાપી ભગવાનનું, અને સ્વામીનારાયણનું એ છે. નર્મદાતીરે ત્રણ બાંધેલા ઘાટ છે. તેમાનો મલ્હારરાવ ઘાટ વિશાળ અને સુન્દર છે. કાર્તિકી અને ચૈત્રી પૂર્ણિમાએ અનેક યાત્રાળુઓ આવી અહીં યાત્રા કરી જાય છે.+

પણ ચાંદોદનું યથાર્થ સૌન્દર્ય આટલેથી બસ થતું નથી. રેવાનદીના

+ સહજ ફેરફાર સાથે ' ગુજરાત સર્વ સંગ્રહમાંથી '.

ઉત્તરમાં ઉપર રમણીય રીતે દૂર દૂર વેરાયલી ટેકરીઓ ઉપર નિવાસી જનોનાં ઉચા ઉચા મંદિરો સુન્દર રીતે દેખા દે છે ઉંચી ઉંચી ટેકરીઓ પરના ઉંચાં ઘરની અગાશીઓ ઉપરથી આસપાસ જોનારની આંખોને, વિસ્તાર પામેલી જની ક્ષિતિજ, વિવિધ પ્રકારે આનંદથી ઠારે છે અતિશય ઉંડાણમાં વહેતી નર્મદા, હેના રેતાળ કિનારાઓ અને ભયંકર ઘાટો, દક્ષિણ કાંઠે દૂર દૂરથી દેખાતા રાજપીપળા સંસ્થાનના ભુરા પહાડો, ચોપાસે વીંટી લેતી વૃક્ષાવલિઓ, વગેરે વગેરે વૈભવશાળી બની રહેલી ચાંદોદ પુરીને વિશેષ ચારુ બનાવી દે છે ચાંદોદની ચકોર પ્રમદાઓની જગ મ્હેડના માથે મૂકી જની વપનની આનંદ ગતિને પણ શરમાવી દેતી ઘાટની શોભામાં ઓર વધારો કરે છે

પૂર્વ તરફ નર્મદા તથા ઓરનો સંગમ થાય છે, ત્હેની પેલી પાર દેવાની નગરી જેવું કન્યાળી (કરનાળી) તીર્થ આવેલું છે આપણાં પુરાણો ચાંદોદ કરતાં કન્યાળીને વિશેષ પવિત્ર ધામ તરીકે લેખે છે 'નર્મદા માહાત્મ્યમાં લખ્યું છે કે અહીં ગુપ્ત સરસ્વતી છે અને એ ગુપ્ત સરસ્વતી, ઓર, તથા નર્મદા એ ત્રણેનો સંગમ અહીં થાય છે, તેથી એને દક્ષિણ પ્રયાગ પણ કહે છે એમાં પણ ઘણાં સારાં અને મ્હોટાં દેવસ્થાનો છે એમાં સોમેશ્વર, કુબેરેશ્વર, અને ઘાનકેશ્વર એમ ત્રણ મંદિરો છે અને પણ કાર્તિકી અને ચૈત્રી પૂર્ણિમાઓના દિવસે યાત્રા ભરાય છે'[1] × અત્રે ગુજરાતના અને ગુજરાત બ્હારના સંપ્રદાયોને જાણે આમંત્રણ ના કર્યાં હોય એમ સર્વ આવ્યા છે ને રહ્યા છે એ સંપ્રદાયોના દેવસ્થાનોને વીંટતા અગણ્ય ઝુંપો અહીં તહીં બાંધેલી ન્હાની ન્હાની દહેરીઓ સ્મરણ લેખવાળા કે સ્મરણ લેખ વગરના સમાધિસ્થંભો ભારતવર્ષની પ્રાચીન કે અર્વાચીન ધાર્મિક ભવ્યતાની હજીયે ત્હાં સાક્ષી પૂરે છે

× નર્મદકૃત ગુજરાત સર્વ સંગ્રહમાંથી

રહેતા નથી સૌન્દર્યના શત્રુઓએ સૌન્દર્યના ચિત્રોને ખંડિત કર્યાં છે એ જોઇ, જોનારને ગ્લાનિ થઇ આવે છે ડભોઇથી ઉત્તરે ચાપાનેર અને દક્ષિણે તેનતળાવ સુધી જવાના ભોયરા હતાં એમ કહેવાય છે. પીલાજી ગાયકવાડે ગુજરાતની જીત ડભોઇના આરંભથી કરેલી છે એના કીલ્લાના દરવાજા નકશી કામના નમૂના છે. અનેક દેવાલયો અને વૈષ્ણવ મંદિરોથી એ શહેર સારૂં વિભૂષિત છે માતામહિના મસ્કાર કેટલેક અંશે દૌહિત્રના ભવિષ્યની રચનાના પોષક થાય છે એ સત્યશોધનમા દયારામભાઇના મોસાળ આ ડભોઇ વિષે આટલો વિસ્તાર અમારા વાચકો અસ્થાને નહી ગણે

દયારામભાઇની જન્મભૂમિ અને તેની પરિસ્થિતિઓ આ પ્રમાણે પ્રખર

**તીર્થક્ષેત્રોની પડતી.** તર્કશાળી અને પ્રતિભાપૂર્ણ કવિઓ ઉત્પન્ન કરે એવી છે, તેમ અદ્દ્ભુત સૃષ્ટિશોભાનું વૈપુલ્ય દર્શાવે છે, અને તૃષાપીડિત આત્માઓને શાંતિ એમની ઉન્નતિ કરે છે અને ઇતિહાસનો એક અનુભવ નોંધવા જેવો છે. ભારતના પ્રાચીન ગૌરવનો ઉદ્દ્યોષ પાડતા અનેક ધર્મતીર્થો પણ ભારતની ચ્હડતી પડતીને વશ થયા છે, એના સંગાથી રહ્યા છે ધર્મ-રહસ્ય જાણવાને અભાવે લાંબા વખતની અંધશ્રદ્ધાની જડતાને લીધે, કે માત્ર ફરતા પણ મૃતપ્રાય યંત્ર જેવા ધર્મજડ જીવનને લીધે, કે ગતાનુગતિક આપણી સ્વદેશી રીતિઓને લીધે, કે અમે તે અનેક કારણોને લીધે આપણા એ તીર્થોને આપણે જોઇએ તેવા સારૂરૂ રાખી શક્યા નથી અજ્ઞાનના, અંધપરંપરાનાં અને અનીતિનાં જાળાં આપણા એ તીર્થોને બાઝયા વગર રહ્યા નથી હાલ કૃશ્ય છે એ તીર્થોની યાત્રાથી ઉપજતી પવિત્ર ભાવનાઓ ? આટલાજ કારણથી વિદ્યામંદિરો કે લક્ષ્મીના ઉદાર અને સાત્વિકદાનો યોગ્ય રીતે ખસતા જોઇએ તેમ ત્યાંથી ખસી અન્ય નગરો તરફ—ક્વચિત્ શાંતિનું સામ્રાજ્ય ભોગવતાં

પરમાત્મા અને પ્રકૃતિનાં સ્વરૂપ ગાતી શ્લોકાવળી જેવા ન્હાનકડા કાનને સંભળાયેલા ધીમા મીઠા પવિત્ર સંગીત સુરે, વગેરે બાળકને કેવી જીવન દીક્ષાનો મહામન્ત્ર આપે? દયારામ જે ગૃહસ્થાશ્રમમાં અને જે જીવનનાં વાતાવરણમાં ઉછર્યાં હતા તેવોજ ગૃહસ્થાશ્રમ કવિની કલમે તો કદાચ આગળ નહીં વર્ણવ્યો હોય?

'તન મન વચન સુવિમળ રાખીએ, આળસ ક્રોધ ન કરવોજી,
પરદુઃખ દેખી પ્રસન્ન ન થાવું, પાખંડ ધર્મ ન ધરવો
શિક્ષા શાણાને

સકળ ચાતુરી એક વચનમાં, કહું છું સહુ સાંભળજોજી,
હરિ, ગુરુ, હરિજન સેવી સમરી, જન્મ મરણથી ટળજો
શિક્ષા શાણાને

આશ્રમ ચાર વિષે ગૃહસ્થાશ્રમ, એક વાતથી મ્હોટોજી,
શ્રી હરિની સેવા બની આવે, માટે, નહીં તો ખોટો
શિક્ષા શાણાને.

મન ભાવે તે આશ્રમ માંડો, મ્હારે નહીં લેવા દેવાજી
દયો કહે મ્હારે તે મ્હોટો જે કરે કૃષ્ણની સેવા શિક્ષા શાણાને

કવિએ કદાચ પોતાના માતાપિતાના ગૃહસ્થાશ્રમ અને જીવન તો આમ નહીં વર્ણ્યાં હોય? પણ એવા ગૃહસ્થાશ્રમના જીવનપ્રવાહમાં કવિને ઉછરવાનો લાભ મળેલો એ તો નક્કી છે

**દયારામને** એમની આ અ૫વયમાં નામનિવેદન ગોસ્વામી શ્રીદેવકી નંદનાનન્દદ્વારા આ અરસામાં થયું હતું

**નામનિવેદન સંસ્કાર** આ સંબંધમાં કવિશ્રી પોતે જ પોતાના "ભક્તિવિધાન" ગ્રંથમાં લખે છે કે —

" દાસકું મોદ આનંદ હિત, દેવકીનંદન સુચંદ;
અતિ સુંદર અજાન ભુજ, ઉર બિશાલ કમનીય;
નયન બિશાળ છબી હુ ધરે, શ્રી ગોકુળ કે જીય;
ગુરુપદપંકજ સેવકી હરિ કીર્તન ગુનગાન,
વે પુનિત મોહિ કિયો અનુભવ પ્રગટ પ્રમાન.

આમાં પુનિત કર્યો કહેવાનો ભાવાર્થ જ નામનિવેદન કરવાનો છે. કવિને અષ્ટાક્ષર મંત્રનું દાન કરીને પવિત્ર કરનાર તથા શ્રીપુરૂષોત્તમને શરણે સોંપનાર શ્રીદેવકીનંદનજી મહારાજ હતા. એ શ્રી દેવકીનંદનજી તે, હાલમાં લીલા વિસ્તારી ગયેલા તે નહીં, પણ પૂર્વે થઇ ગયેલા શ્રી ગોકુળવાળા શ્રી દેવકીનંદન હતા.

**કવિનું બાલ્યજીવન.**

**દયારામભાઇનો** બાલબાગ દિવસે દિવસે ખીલતો ગયો. ઘરમાંની, નર્મદાતટની, મંદિરોની, મહાત્માઓની અને સાધુસંતોની ઉપકારક અસરોએ એ બાગની ફૂલકળીઓમા પવિત્રતાનો પટ પૂર્યો. બુદ્ધિની સ્વાભાવિક તીવ્રતામાં વર્ષે વર્ષે વૃદ્ધિ થતી ગઇ. માતાપિતાના શિખવેલા પાઠો એ વગર ભૂલે માત્ર એકવાર સાંભળીને બોલી જતા. એમની સ્મરણ શકિત અને ગ્રાહક શકિત પણ ખીલવા માંડી. આ વખતે જ્યોતિષશાસ્ત્ર અને સામુદ્રિકશાસ્ત્રમાં પ્રવીણ એક મહાત્મા ચાંદોદમા આવ્યા હતા. પુત્ર વત્સલ પિતા, પુત્રની જન્મકુંડળી એમની પાસે લઇ ગયા. આરોગ્ય અને ભાગ્યોદય જણાવવા મહાત્માને વિનંતી કરી, મહાત્માએ જન્મકુંડળી જોઇ કહ્યુ, "છોકરો બહુ પ્રતાપી નીવડશે પણ એના ભાગ્યોદયને ખીલવાને હજી વિલંબ છે. પરંતુ છોકરાને મ્હારી પાસે તો લઇ આવો." પિતા, પુત્રને લઇ આવ્યા. પછી તે મહાત્માએ દયારામનાં હસ્તરેખા, ભાગ્યભુવન, કપાળરેખા વગેરે તપાસ્યાં. અને પછી આશ્ચર્ય સાથે સ્મિત પૂર્વક પોતે બોલ્યા, "જરૂર આ બાળક મહાન્ ભગવદ્‌ભક્ત થશે.

સર્વત્ર વિજયી નીવડશે. પોતાને તારશે એટલુંજ નહીં પણ એના પ્રતાપ વડે અનેકને તારવા સમર્થ થશે. તમારો આટલા વખતમાં શો અનુભવ છે?" "હા! મહારાજ આપ કહો છો તેમ ઠાકોર તો કારમો છે. પણ અમો રંક ભાગ્યવાનને તે એવું પરિણામ આવે એમ સંભવે?" કહી પ્રભુરામ પુત્રને મહાત્માને પગે લગાડી હર્ષથી સાથે ઘેર લઇ ગયા.

**કવિનો અભ્યાસ.**

પુત્ર ઉપર મોહી પડેલા માતાપિતાને આવા આવા મહાત્માનાં અને સંતોના વચનો સાંભળ્યા બાદ વધુ મોહ લાગે છે. પોતાના પિતાના સંસ્કૃત જ્ઞાનનો લાભ પ્રભુરામને કંઇક મળેલો હતો તેથી ન્હાના દયારામના ગૃહશિક્ષણનો આરંભ એમની દ્વારા થયો. ચાંદોદમાં તે વખતે ગામઠી નિશાળ હતી ત્યાં ભાષા અને કેટલુંક વ્યવહારોપયોગી જ્ઞાન શિખવાતું હતું. આ નિશાળમાં બાપુરામ નામના મહેતાજીના હાથ તળે ચપળ બુદ્ધિના પણ લાડકવાયા દયારામે કંઇક લખવા વાંચવા જેટલો અભ્યાસ કર્યો. નિશાળ અને પિતા તરફથી દયારામને ગુજરાતી સંસ્કૃતના વાચન લેખનનો તથા કંઇક હિસાબનો શિક્ષણલાભ મળ્યો. આ શિક્ષણલાભ કરતાં જ્ઞાનપ્રાપ્તિનાં બીજાં દ્વારો પણ કવિને માટે ખુલ્લાં હતાં.

એ સમયમાં દેશમાં સંસ્કૃત ભાષાનું બહુ માન હતું તેથી પોતાનો પુત્ર સંસ્કૃતમાં સારો પંડિત થાય એવી પ્રભુરામભટ્ટની પ્રબળ ઇચ્છા હતી. પુત્રને વડોદરે સંસ્કૃત ભણવા મોકલવાનો તેમનો વિચાર હતો. પરંતુ પ્રભુની ઇચ્છા કંઇ જુદીજ હતી. એવામાં પ્રભુરામભટ્ટનું આરોગ્ય બગડ્યું. તેઓ શ્રી હરિ શરણ થયા. મનનું સહુ મનમાંજ રહી ગયું. વડોદરે સંસ્કૃત શિખવા જવાનું ભાંગી પડ્યું. વળી દોઢ વર્ષ પછી દયારામનાં માતુશ્રી પણ શ્રી હરિ શરણ થયાં એટલે હવે અભ્યાસ કરવા જવાનું માંડી વળાયું.

આમ પાઠશાળાનો અભ્યાસ કરવાની કવિને અનુકૂળતા ન મળી, પણ

પાછળથી તેમણે અભ્યાસ કરીને સંસ્કૃતનું બહુ બહોળું જ્ઞાન મેળવ્યું હતું. આ વાત એમનાં કાવ્યોથી સિદ્ધ થાય છે. પોતાના સંપ્રદાયના સંસ્કૃત ગ્રંથોનાં કરેલા ભાષાન્તરો ઉપરથી તથા કાવ્યોમાં આપેલાં અનેક શાસ્ત્રીય પ્રમાણોથી દયારામભાઇનું સંસ્કૃત ભાષાનું અને પુરાણાદિનું જ્ઞાન સારૂં હતું એ જણાઇ આવે છે. "રસિક વલ્લભ" જેવા ગૂઢ ગ્રંથથી વેદાન્તનું પણ એમણે સારૂં જ્ઞાન મેળવેલું હોય એમ જણાય છે. વ્રજભાષામાંથી એમણે કાવ્ય સાહિત્યનું ઘણું સારૂ જ્ઞાન મેળવ્યું હતું. યાત્રા નિમિત્તે દેશની અનેક ભાષાઓની એમને જાણ થઇ હતી. દરેક ભાષામાં કરેલાં કાવ્યો ઉપરથી આ વાત જણાય છે. એમનાં કાવ્યોમાં સુંદરમાં સુંદર સંસ્કૃત શબ્દો ઉભરાઇ જાય છે. તેમ એમણે સંસ્કૃત ભાષામાં કેટલાક ગ્રંથો પણ લખેલા છે.

ગુજરાતી બાળકોને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મળતા ગૃહશિક્ષણ ઉપરાંત બહારથી ઘણું શ્રુતજ્ઞાન મળે છે. ગામડાં કરતા શહેરમા આ શ્રુતજ્ઞાનનો બાળકોને વિશેષ પ્રસંગ મળે છે. ભારતની કથા કરનારા માણભટ્ટો આપણાં બાળકોને એમની રૂડકારા મારતી અને ભૂખી જીજ્ઞાસાને જોઇતા નીતિ વ્યવહાર અને ધર્માદિના રસિક દૃષ્ટાંત ભરી વીરકથાઓની કેટલી સામગ્રી આપે છે? રામાયણની કથાઓ, શ્રીમદ્ ભાગવતની સપ્તાહો, ચાતુર્માસની પુરાણ કથાઓ વગેરે આપણી હાલની પદ્ધતિ પુરઃસર કેળવણી આપનારી પ્રાથમિક શાળાઓ કરતા બાળકોનાં હૃદય-બુદ્ધિને કેટલી બધી ધાર્મિક અસરકારક અને સંગીન કેળવણી આપવા સમર્થ છે? આવી આવી લોકપ્રિય શિક્ષણ સંસ્થાઓ પ્રજા-શિક્ષણનાં કેવાં સબળ સાધન છે? ચાડોદ એક તીર્થ હોવાથી આવી સંસ્થાઓ ઉપરાંત સાધુ-સંત, પરિક્રમાવાસીઓ, અને મહાત્માઓનું પ્રિય નિવાસ સ્થાન હાલની માફક તે સમયે પણ હતું.

આવી આવી પુરાણકથાઓ સાંભળી છેક બાળવયે આપણા કેટલા

**કવિમાં કવિત્વનાં બીજ.** બાળકો કવિતા જોડવાના, સંગીત શિખવાના અને વાર્તા કહેનાર થવાના પહેલા પાઠ શિખે છે ? શેષશાયીજી આદિનાં મંદિરોમાં થતી પૂજાઓ અને આરતિઓ, તે પછી થતાં હરિકીર્તનો, પડીઆમાં મૂકેલા નર્મદામાં તરતા દીવાઓ, પાણીમાં પડતાં તે દીવાઓનાં કંચનવર્ણાં પ્રતિબિંબો, ઝગઝગિત થયેલી સંધ્યાઓ, ઢોલ, શંખ અને ઘડીઆળાના મિશ્ર સંગીત સુરો, વગેરે ચાંદોદના બાળકોની ઉડતી કલ્પનાઓને વિશેષ ઉત્તેજિત કરે એમ નથી ? દયારામની નૈસર્ગિક કાવ્ય શક્તિને આ સર્વ વસ્તુઓએ જોઈતું પોષણ અને શિક્ષણ આપ્યું દયારામને આટલી વયે ભગવત્ સેવા ઉપર અત્યંત પ્રીતિ થઇ હતી. વારંવાર એ શેષશાયીનારાયણના મંદિરમાં જતા અને પૂજારીઓને કહેતા કે—"મ્હને શ્રીભગવાનની સેવા કરવા દો, હું ભગવાનને ન્હવરાવીશ અને શણગાર પહેરાવીશ" બાળકનાં સૌન્દર્ય, ચાતુર્ય, સુઘડતા, અને મૃદુ-મીઠીવાણી સાંભળી પૂજારીઓ ખુશ થતા અને એને સેવા કરવાનું ખુશીથી સોંપતા. દયારામ આ ગમ્મતનો લાભ અનેકવાર લેતા અને સેવાના ફળરૂપે બાળકને અત્યંત પ્રસન્ન કરનાર પ્રસાદ, માળા, અને પાનબીડું લઇ કૂદતા કૂદતા ઘેર જતા,

દયારામમાં કવિ તરિકેના બીજ આ કોમળવયમાં રોપાઇ ગયાં હતાં. એમના પ્રથમના પ્રયાસો નર્મદાની, શારદાની, ગણપતિની, કે શેષશાયી નારાયણની સ્તુતિરૂપ હતા સાંભળેલી સ્તુતિઓ, કીર્તન, કે પદો સાંભળ્યા પછી ત્હેનું અનુકરણ કરીને કે ત્હેમાં ફેરફાર કરીને કે તદ્દન નવીન રૂપે રચી દયારામ બાળવયમાં કાવ્યપ્રવૃત્તિઓની શરૂઆત કરે છે નર્મદાનું પદ એમના પ્રથમ પ્રયત્ન તરિકે કવિએ શિષ્યોને નિવેદન કરેલું તે આ પ્રમાણે છે —

" તીહારે શરણુ મ્હેં તો આયોરે રેવાજી!
તીહારે શરણુ મ્હે તો આયોરે !—
ભવતનયા સુખદાયક સરિતા,
તીહારો દરસ મોહી ભાયોરી. શ્રીરેવાજી!
પતિત પાવની અધમ ઉદ્ધારણી,
ભવતારણી નામ કહાયોરી: શ્રીરેવાજી!
ઉત્તર વાહની ઉજ્વલતર પાવની,
વિધિ તેરો પાર ન પાયોરી: શ્રીરેવાજી!
નિર્મળ જળ જોઉં સ્નાન કરત આઇ,
સકળ પદારથ પાયોરી: શ્રીરેવાજી!
દાસ ઠયો માઇ દીન તીહારો,
પ્રેમ સહિત પદ ગાયોરી· શ્રીરેવાજી!"

વળી શેષશાયીનો રસિયો કવિ નીચલી કડીઓ વાળી ગરબીઓ શિષ્યોને બાળકૃતિ તરિકે સભળાવી ગયો છે—

" પ્રથમ પ્રણમું શ્રીગુરુના પાયરે શેષશાયી છોગાળા!
શ્રીમદ્ વલ્લભ વિઠ્ઠલ વ્રજરાયરે શેષશાયી છોગાળા! ૧
સદા શોભાવે વૈકુંઠ ધામરે શેષશાયી સુખ સિંધુ!
નિત્ય લીલા નૂતન અભિરામરે શેષશાયી સુખ સિંધુ! ૨
મ્હોટુ મનોહર મંદિર આસેરે શ્રીપતિ શેષશાયી!
દર્શનથી પાપ તાપ દૂર ન્હાસેરે શ્રીપતિ શેષશાયી! ૩
વ્હાલો આનંદ મંગળરુપરે શાંત રૂપ શેષશાયીજી!
વિભુ અખિલ ભુવનના ભૂપરે શાંતરૂપ શેષશાયીજી!" ૪

× × × × ×

" શ્રીનર્મદાજી તટ ઉપરે, ચારૂ ચંડીરે ગ્રામ:
મહિમા વખાણુ શું સ્થળ તણો, સમોવડ વૈકુંઠ ધામ!

રૂપ ગુણવાળો પુત્ર મોળીમાથી જમાઇ તરીકે ઝડપીને કોણ વધાવી નહી લે! ગંગા નામની કોઇ કન્યાના બાપે પોતાની પુત્રીનો વિવાહ દયારામ સાથે કર્યો, અને માતાપિતાના કર્તવ્ય માંહેનું એક કર્તવ્ય આપણે માટે અમર કર્યું. પણ મનુષ્યોની ધારણાથી પરમાત્માનું નિર્માણ જુદુંજ હોય છે. સુખમાં ઉંડા દુઃખ હોય છે, એ અનુભવાનુસાર, આ ક્ષણભરના સુખથી છકી જનાર માતાપિતાનું કરેલું, એમનોજ પુત્ર કેવી રીતે અન્યથા કરી નાખે છે, એ આપણે જરાક આગળ જોઇશું.

વિવાહ થયા પછી પણ પ્રભુરામ ભટ્ટ પુત્રને ભણાવવાની ચિન્તામાં રહ્યા. તે વખતમાં ગુજરાતી કેળવણી

**કવિને સંસ્કૃત ભણાવવા પરદેશ મોકલવાની પિતાની ઇચ્છા અને તેમાં ભંગ.**

કરતા જેને આગળ વધી જવું હોય, તેને પરદેશમાં જઇને પંડિતની ચાકરી ભરી વિદ્યા મેળવવી પડતી, તેથી પોતાના ગામથી દેશનિકાલ થઇ કાશીએ જવું પડતું. માતા પિતા કે સ્નેહી સંબંધીએ સમજુ હોય તો તેમને અને થનાર પંડિતના વિયોગપ્રસંગ, ગામના ઇતિહાસમાં નોંધવા જેવો દુઃખકારક થઇ પડતો. માતા પિતા વગેરે સમજુ ન હોય તો ઉત્સાહી વિદ્યાર્થીઓને માતાએ ચોરો જતો. દયારામને સંસ્કૃતના પંડિત કરવાની, આખા ચાંડોદ ગામ અને પડોશમાં એમને વિદ્વાન તરીકે પ્રસિદ્ધ કરવાની, પંડિતાઇથી [illegible] સુખ અને મરસાઇ

સાગરના ગૃહસ્થાશ્રમ [illegible] ની ઉત્કટ ઇચ્છા પુત્રવત્સલ પિતાના [illegible] આવા કારમાં અને લાડકવાયા પુત્રને કેમ [illegible] વરેના ગુજરાતી માતાપિતા અને તેઓ [illegible] પડી તેથી

ના જ

" દ્હાડા લોહીના ન્હાના પણ ઘરના રોટના ફૂલાથી ? લાખ મળવાના નથી અને લખેસરી થવના નથી " એવ ડહાપણ ભર્યું વાક્ય ઉચ્ચારી આપણા યથાર્થ પ્રારબ્ધને નહીં સમઝનાર કેટલા સ્વદેશજનો પ્રારબ્ધ સાદી બની જીવન ગિઝસને સ કોચી નાખે છે ? પુત્રને પિતા તરફની કદાચ રજા મળે તો માતાના સ્નેહ ભર્યો દુરાગ્રહ બીજી બાજુએ તૈયાર જ દયારામની બાબતમા પણ આમ જ થયુ

**કનિના પિતાનો ગોલોકવાસ.**

કાશીનો વિચાર તો પડતોજ મૂકાયો પણ પાસેના વડોદરા શહેરમાં સસ્કૃત ભણવાની શાળાઓ હતી ત્યા ત્હેમને મોકલવાનો વિચાર અનેક વાર કરાતો ને ઉનો મૂકાયો દયારામને વડોદરે મોકલવાની આ ગડમથલમા કુટુબ ઉપર એક મ્હોટા દુ ખનો ફટકો પડયો પ્રભુરામ ભટ સ વત ૧૮૪૩ મા દશ વર્ષના રડતા દયારામને એની રડતી માતાને સુપ્રત કરી અણધાર્યા ગોલોકવાસી થયા

દયારામની દશ વર્ષની ન્હાની ઉમર, વૈધવ્ય પામેલા પ્રેમાળ રાજકુવર બાઇનો પત્થર જેવી કઠણ છાતીવાળા મનુષ્યને પણ પીગળાવીને રડાવે એવો કરૂણા ભર્યો હાહાકાર, કુટુબનુ પોષણ કરનારની ઓચિંતી આવી પડેલી ખોટ, આ સર્વ, ગામલોકની દયાનો વિષય થઇ પડયુ તાજા ઘા ધીમે ધીમે રૂઝાવા લાગ્યો માતાએ પુત્રને અને પુત્રે માતાને યથામતિ આશ્વાસન અને હિમત આપ્યા

દયારામની વૃત્તિ છેક જન્મથી જ પ્રભુ પ્રતિ જ હતી પ્રભુનાં કાર્યોમા પડી ગયે તો મનુષ્ય દષ્ટિએ એ દયા ભર્યાં લાગો કે ઘાતકી લાગો,- કલ્યાણનો હેતુ સર્વદા સર્વથા હોય છે, એવો દઢ વિશ્વાસ એના જીવનમા ગુપ્તપણે ચરતો હતો, ' દાત આપ્યા પછી ચવેણ પરમેશ્વર આપેજ ' એ દઢ શ્રદ્ધા રાજકુવરબાઇની તો ધીમે ધીમે ડગવા લાગી, પણ દયારામની

તો દઢતર થવા લાગી. તે વખતના દયારામને આપણે પૂર્ણ સમભાવ રાખી નચિન્ત ફરનારા, ન્હાને મ્હોડે મ્હોટી વાતો કરનારા, પણ ન્હાના દિલ્સદ કહીશું. એમની દિલ્ખુશીમાં ભવિષ્યની કે માતાની ચિન્તાને સ્થાન ન્હોતું.

પણ પ્રભુરામની ખોટ કેવી અસાધારણ થઈ પડી! પુત્રનાં બીન અનુભવી પગલાને, યોગ્ય પથે વાળતા કરણાહીન મૃત્યુએ એમને ઉપાડી લઇ દયારામના માર્ગમા કાટા નાખ્યા એમ ગાયિક દષ્ટિએ કલ્પના થાય; પરંતુ એ કષ્ટમાં પ્રભુનો મહાન્ અનુગ્રહ હતો એમ ભક્ત કવિવર્યની કૃતિએ ઉપરથી સહેજે અનુમાન કરી શકાય એમ છે. આવી ખોટનું ભાન દયારામ કેવી રીતે સમજી શકે? આવી સ્થિતિમાં બાળક મનનો સુત્ર મહારાજાધિરાજ થાય, દુ:ખનો વારમદાર થાય, કે અયોગ્ય સ્વતંત્રતાના સ્વરાજ્યમાં સ્વચ્છંદ વિહાર કરે. માથાઉપર કોઇના અંકુશ વગર હઝારો પાપપથોએ એને જતાં કોણ બચાવે? બીચારી રાજકુંવરબાઇ જેવી ભલી ભોળી અને પ્રેમાળ માતા! કોઇ કોઇ વખત માતાએ પોતાના શાન્ત સ્નેહાળ ડહાપણથી પ્રેમાલ, વિવેકી, અને અનુભવભર્યા પિતાની ખોટને વિસરાવી દે છે. પણ અહીં આમ ન્હોતું. ક્યાં દયારામનું બુદ્ધિશાળી મનસ્વીપણું અને ક્યાં રાજકુંવરબાઈની શાન્ત, સ્નેહાળ, અને નિર્બળ થઇ જતી આજીજીએ? દયારામ, માતાની શિખામણ કે લાગણીઓને માન આપતા, પણ સહજવારમાં એમને દિલસફાયી સમઝાવી દઇ ચુપ કરી દેતા.

ઘરમાં કોઇ કમાઇ લાવે એમ ન્હોતું. દયારામ તો એમની નિશ્ચિત ન્હાની ઉમ્મરમાં નિશ્ચિન્ત જ રહેતા. બ્રાહ્મમુહૂર્તમાં વહેલા વહેલા ઉઠી શ્રી કૃષ્ણના ધ્યાનાદિ અનુસધાને પ્રેમપૂર્વક નામસ્મરણની ધુન કરી મુકતી, સેવાની સામગ્રી પૂર્ણ પ્રવૃત્તિએ સાથે સસ્નેહ

**કવિનું પ્રભુમય બાળજીવન.**

તૈયાર કરવી, પૂર્ણ સદ્‌ભાવથી વે'ણની સાથી ઠાકોર સેવા કરવી, પૂર્ણાશે સુખીઆ ગૃહસ્થના ઠાઠમા રહી શ્રીકૃષ્ણને અર્પણ કરેલુ જળપાન કરવુ, અર્પણ કરેલુ જમવુ, આવા આવા દયારામ "ષટ્‌કર્મો" થવા મંદિરોની, સાધુસંતોની, પરિક્રમાવાસીઓની અને મરાઠમા મહંતોની મુલાકાત લેવી, ધાર્મિક પ્રશ્નોની ચર્ચા કરવી, શંકાઓનાં સમાધાનો કરવા, અધ્યયન મનન કરવાં, આવી આવી "અવ્યાપારેષુ વ્યાપાર" જેવી આપણને અને એની માતાને લાગતી અનુત્પાદક એમની પ્રવૃત્તિઓ વધવા લાગી કવિતાના છેડકણા જોડી ઘરમા ને બહાર વાંચેને ધારે ખરા મમ તાણ કે ઉપરથી મમતા દેખાડી ઉપહાસ કરનાર મિત્રો કે પ્રશંસકો આગળ કે સાધુસંતો આગળ એ ગાવા લાગ્યા ઈશ્વરે બક્ષેલો મીઠો કંઠ, જ્યારે એમના કે અન્ય કોઇ ભક્ત કવિના ભજન કીર્તન પદ પોળે ચ્ચોક લલકારતો, ત્યારે લોકોની મેદની વાહવાહ કરી એમને સાભળવાને ઘેરી લેતી. કવિનો જીવનપ્રવાહ આમ તાને અને સાથે વ્હેતે એમ હતુ

વિધવાઓના નિરકુશ પુત્રોને આપણા લોકો શાહજાદાની પદવી આપે છે દયારામ પણ પાટવી શાહજાદાને ઉચિત લાગે એવા તોફાને ચડ્યા હશે. સરખા છોકરાની સાથે ખેલવુ, રખડવુ, ગાવુ અને આનંદ કરવો એ, કૃષ્ણ અને ગોપબાળોની સેવા અને સન્ત કે અસન્તોના સમાગમ ઉપરાંત એમની દીન ચર્યામાં ઉમેરાયા હશે કવિ પાછલી વયમા ઘણીવાર કહેતા કે બાલ્યાવસ્થામા બુદ્ધિને વધારનારી શેતરંજની રમત રમવામા મ્હને ઘણી મઝા પડતી કવિએ કૃષ્ણપ્રાપ્તિ કરવાની યોજના દેખાડનારી આવી રમતો "પ્રબોધપટ" ઇત્યાદિમા ગોઠવી રાખેલી છે છોકરાઓના નાયક થવાનો એમને ઘણો શોખ હતો ઓટલાઓને વિદ્યાર્થી બનાવી એમના મહેતાજીનુ માન ભર્યું સ્થાન એ લેતા આવી અવ્યવસ્થિત ટેવો એમની માતાને મૂર્ખ કૃત્ય જેવી લાગતી

સ્ત્રીઓમા ભૂષણરૂપ સહનશીલતાવાળી એ માતા કોઇ કોઇ વાર

**કવિને માતાનો બોધ.**

કહેતી કે—" ભાઇ ! તું સાધુસંતની સોબત આટલી બધી કરે છે તે સારૂ નહીં. નાગરી ન્યાત સાધુસંતની સોબત કરનારને ડાહ્યામાં ગણતી નથી. તું ભણે છે, પણ ભણવા સાથે ગણીને ત્હારે કંઇ કામધંધે વળગવું જોઇએ આમ નહીં કરે તો ત્હારો નિર્વાહ શી રીતે ચાલશે ? હું કાંઇ સદાકાળ રહેવાની છુ ? વિવાહ થયો છે, પણ લગ્ન કરવાનો ભારે ખર્ચ જોઇશે અને તું તો કથાકીર્તન અને સાધુ સંતોમા વખત કહાડે છે. "

માતાના આ દુનિયાદારીના શબ્દોએ પુત્રના ઉપર કંઇ અસર કરી નહીં. દયારામને આવુ કાર્ય લૌકિક લાગતું. એ તો એવો જવાબ આપતા કેઃ—

**માતાને પુત્રનુ આશ્વાસન.**

" મા ! ત્હમારૂં કહેવું દુનિયાની દૃષ્ટિ એ ખરૂં છે. પણ જે પ્રભુએ ચોપાનથી બળતાં માતાના જઠરમાં રક્ષાકરી, જન્મતા પહેલાં રૂધિર, માંસ, હાડ ચર્માદિ અપવિત્ર વસ્તુઓમા સ્વાદિષ્ટ પાચક અને મીઠું પય માના સ્તનમા ભર્યું, તે પ્રભુને મ્હારે ત્હમારે વાસ્તે ચિંતા નહીં હોય ? મ્હારે કન્યા પરણવી નથી તેમ ધનાદિ વસ્તુની મ્હને ઇચ્છા નથી. સંસારના ભોગ ભોગવવામાં ઉત્તમ કુળમાં અવતરનારનું સાર્થક્ય નથી. ભગવાનને ભજેથી સહુ સારૂં થશે માટે શાન્તિ રાખો. "

**ગરીબાઇમાં રહેવાની પ્રભુઆજ્ઞા.**

દયારામને ગરીબાઇમાં રાખવાની પ્રભુની પણ આજ્ઞા હતી. અને તેથી તેમ રહેવાનું જ તેમણે પસંદ કરેલું. ' અનુભવ મંજરી ' માં કવિ પોતે કહે છે કે.—

" ઇકદા અલક્ષ શ્રી પુરૂષોત્તમજી ગોસ્વામી

"હિત સો ઇતનો બચન કહ્યો મોહી અંતરયામી;
દ્રવ્ય કામ લાયક રખનો, સંગ્રહ ન આશ
સબ બિધિ સમરથ શ્રીપ્રભુ, રખનો દ્દઢ વિશ્વાસ."

**કવિનાં બાળપણનાં કાવ્યો.**

નરસિંહ મહેતાએ કે સુદામાએ પોતાની પત્નીને આપેલી આ પ્રકારની ધીરજ કોને ગળે ઉતરે ? પણ દયારામને તો ભક્ત અને કવિ થવાની મહદિચ્છાના પાયામાં પોતાનો આવો કાર્યક્રમ બદલવાની બીલકુલ જરૂર જણાઈ નહી. એમની કવિતા કરવાની શક્તિનાં બીજે અંકુરિત થવા લાગ્યાં. દરરોજના સંપ્રદાયના રસથી છલકાતા સાહિત્યશ્રવણથી એમના કવિત્વમાં સંસ્કારો ઉમેરાવા લાગ્યા. કવિએ આ કાળનાં પોતાનાં પદો ગાઈ બતાવ્યા છે :—

"માતા જગાડે જાગ્ર કાનુડા ! ગોંદરે ઉભી ગાય,
સ્હામા સ્હામી સાન કરેને માવીઆ ! મેળા થાય.
વિઠ્ઠલ વ્હેલા જાગો જાગો !

મ્હારા જગના જીવણ ! જોઉ વહાલે, વહેલા જાગો નંદકુમાર !
વિઠ્ઠલ વનના મોરલા બોલ્યા, સુખના થયારે સ્હવાર;
વિઠ્ઠલ ! વહેલા જાગો જાગો !

વેદની વાણી બ્રહ્મ પાંચે પૂજાણાં પરભાત.
વેદધ્વની વેદિયા કહેને હરિજન હરિ કિર્તન ગાત,
વિઠ્ઠલ ! વહેલા જાગો જાગો !

ચરકલડાં ચકચકવા લાગ્યાં, ચકલે ભેળાં થાય,
વેણુ વગાડે ધેનુ ચરાવે, ગોપીઓ મંગળ ગાય.
વિઠ્ઠલ ! વહેલા જાગો જાગો !

દાતણ કરીને આંગણીએ ફરીએ, જમીએ શર્કરા ભાત,
ત્હારે કારણ ઉભો કાનુડા ગોવાળાનો સાથ.
વિઠ્ઠલ ! વહેલા જાગો ! જાગો !

દયો દાસ ભૂતળ ભક્તિ માગે ને શું દામ માહિલો દામ.
દર્શન દેજો દિલમાં રહેજો, દેજો વૈકુંઠમાં વાસ,
વિઠ્ઠલ ! વહેલા જાગો ! જાગો ! "

કવિનું તાન આમ " કાનુડામાં " અને એની " કાનુડાની બાળ લીલા " | લાગ્યુ. એ લીલાનાં ગીતમાં એમની કાચી કિશોરાવસ્થા ગુજરવા લાગી. [illegible]વી ઉમ્મરે કવિએ એમના જીવનના નિશ્ચયો કરી નાખ્યા. સંસારમાં [illegible]ટાવું નહી, " હરિ મ્હને ક્યારે મળે સંત કરશોરે ? " એવા એવા [illegible]શ્ચયોએ એમને બેદરકાર કરી દીધા. બોધ દેવા આવતી માતાને એ [illegible]ખમાં હર્ષાશ્રુ લાવી કૃષ્ણ કીર્તનો જ સંભળાવતા. ગદ્ગદિત કંઠે [illegible] કોઇ વખત ગાતાં ગાતાં અટકી જતા. માતા આવી સ્થિતિમાં શો [illegible]ાય યોજે ? ધાર્મિક ભાવનાઓમાં પુત્રને એક મહાન્ કૃષ્ણભક્ત તરીકે [illegible]કી ટશે ને ટશે નિહાળી રહેતી, તો વ્યવહારની ભાવનામાં એને ભવિષ્યમાં [illegible]રદ્રતામાં ડુબનાર ન્હાના રખડેલ તરીકે જોતી. આ અરસામાં ગીતાના [illegible]રને ગુજરાતીમાં ઉતારવાનો પ્રયત્ન કવિએ આરંભેલો જણાય છે. " પદબંધગીતા " ની છેવટમાં કવિ કહે છે કેઃ-

" ગુર્જર ગિરામાં પદબંધ, બાળ વયે કીધો મતિમંદ,
મતિ પ્રેરક શ્રીકૃષ્ણને જાણી, હિમ્મતરાખી ગીતા વખાણી.
કર્મજ્ઞાન ઉપાસના સાર, વેદ નિકાંડ મૂળ વિસ્તાર;
ગીતા કથા કથી પાવન, સ્વ પર કાર્ય રચી હરિજન.
ચારૂ ચંડીપુરી નિવાસ, શ્રીવંત નાગર કૃષ્ણનો દાસ.

પ્રભુરામ પિતાનું નામ, નર્મદા તટે વિપ્ર દયારામ.
રાજકોર મહાલક્ષ્મી માત, જેની કીર્તિ સ્વપુર વિખ્યાત.
માત પ્રબોધી પ્રભુએ જ્યારે, હું બાળ વેષ હતો ત્યારે
ગીતા અર્થ શ્રીકૃષ્ણજ જાણે, જેને પ્રસાદ તે મર્મ પ્રમાણે.
કથાપુરણ હરી વિસ્તાર, કહુ અધ્યાય અનુક્રમ સાર "

આવી સ્થિતિમાં અને આવા મિથ્યા કે ખરા બાળ પ્રયત્નોમાં પ્રભુરામના મરણ પછી બે વર્ષો વહી ગયાં.

**કવિની માતાનો ગોલોકવાસ.**

પિતાના મરણથી દયારામની વ્યાવહારિક સ્થિતિના ઊંડા થયેલા પાણી વધારે ઊંડા થવાની તૈયારીઓ થઇ, બાળભક્તની કસોટી કરવા કે દયારામના હૃદય દેશમાં વસતા પરમાત્માએ દયારામનો હૃદયસંદેશ સફળ કરાવવા અનુકૂળતા કરવા માટી પ્રભુની ભક્તિના મહાસાગરનાં મહાજળની હજી તો દયારામને ઝાંખીયે પૂરી થઇ હતી નહીં. એ ઝાંખી કરવા તડફડતા દયારામ બાર વર્ષના થયા ન થયા એટલામાં તો એ ઓચિન્તા નમાયા થયા !

પ્રેમાળ દયારામના હ્રદયમા પિતાનો ઘા તાજો હતો એવામાં વળી નવો ઘા લાગ્યો બાલ્યાવસ્થામાં સ્નેહ ભરી સંપૂર્ણ કોમળતાથી ઉછેરનાર માતા તો દુનિયામા એકજ છે !

"અંક લે ધરતી માતા, બને માર્તંડ હો ઉંચા"

(ન્હાનાલાલ).

પણ દયારામની માતા તો એમનું સર્વસ્વ હતા. પિતામા, બાઇ બાપુમા, સારા સસારમા વધારે નિકટનુ લોહી એકલા રજિકુંવરબાઇની રગોમા હતુ. કવિના હૃદયના સુખદુખના દ્વાર ખોલવાનુ એ છેલ્લુ સ્થાન અદ્રશ્ય થઇ ગયું, તે સાથે સમારી સ્નેહીના માટેની કવિના હૃદયમાં

જગ્યા ખાલી પડી ફરીને ઘરમા આવતા કવિને આવકાર આપતી, તોફાની પના વહાલા પુત્રની સર્વે રીતે મભાળ રાખતી, એ માતાએ, કવિના ઘરને વેરાન અને સુનકારવાળુ કર્યું ! વડીલોના મરણના એક પછી એક આવતા દુઃખોને લીધે કોમળ હૃદય સ્વાભાવિક રીતે ચીરાઇ જાય અને મસારને અસાર દુઃખથી ઉભરાયલો ધારી લે. માતા પિતા વગરના દયારામ એમના નામાનુસાર સર્વની દયાનુ પાત્ર થઇ પડયા !

આટલી ઉમ્મરે દયારામે પોતાની માતાનો રડતા સ્નેહ પૂર્વક અગ્નિ સસ્કાર કર્યો નર્મદાના વિશાળ તટની સ્મશાન ભૂમિમાં ભડભડ બળતી પોતાની માની ચિતા બાર વર્ષનો પ્રેમાળ બાળક કેટલા બળતા હૃદયથી સહન કરી શકે, અને આસુના એક પછી એક પડતા પડદામાથી કેવી રીતે જોઇ શકે ! સ્મશાન વૈરાગ્ય આવે વખતે ઘણાને થઇ આવે છે, પણ સસારની ઝુબેશમા ફરીથી મંડતા એ વૈરાગ્ય ટકી ને ટકી ન્હાસી જાય છે. દયારામનો સ્મશાન વૈરાગ્ય આવો ન્હોતો એ વૈરાગ્યની વિભૂતિ એણે માતાના છેલ્લા દર્શન બધ થતા શરીરે અને અતરમા ચોળી દીધી સસારનો સબધ એના કવિપણામાં જુદો લાગ્યો આથીજ આગળ એમણે ગાયુ છે કે —

" સાચુ તે સગપણ રે, મમત્ર મન ! શ્યામતણુ,
બાકી સહુ જુઠુ રે, કશુ નથી કામતણુ.
જનુની જનક એમ કર્યાં કેટલા, દહે જેટલી ધરી દેહ
ભ્હેણી દેણીનો સબધ તૂટયો ત્હારે ભૂલીને ગયા સૌ તેહ.
કોઇએ ના બતાવ્યુ રે ઠેકાણુ વિશ્રામતણુ. સાચુ તે૦ "

અશાન્તિ અને વૈરાગ્યની વચ્ચે રહેલા સ્થિર અસ્થિર હૃદયથી કવિએ

**કાવની વિપત્તિનુ ફળ** માતાની ઉત્તર ક્રિયા કરી એમની નાન્હી ઉમ્મરમા આશ્વાસન આપનાર એમના કાકાની પુત્રી એક ધનગૌરી અને માશી દેવમા વગર કોઇ રહ્યુ નહીં આખા ચાંડોદમાં કવિ ઉપર દેખરેખ રાખનાર માત્ર આજ બાઇ હને હતી મોસાળ પક્ષમા સગા હતા પણ તે ડભોઇમા ચાંડોદમાં કવિના બાર વર્ષો સંસારના અનુભવોના વિવિધ રંગોથી રગાયા હતા

સામારિક વિપત્તિઓએ કેટના મનુષ્યોને ઘડી આદર્શરૂપ બનાવ્યાં છે? વિપત્તિઓ એક પછી એક આવે છે અને ગાઢ અજ્ઞાનના વાદળાને વિખેરી નાખે છે વિપત્તિની ભડભડ બળતી ભઠ્ઠીના અગ્નિમા તપી સસ્કારી હૃદયો જીવનની નિર્મળ સુવર્ણ જેવી ઉચામા ઉચી ભાવનાઓ માગી લે છે અને બધાયતી હોય તો ત્હેમને વિશેષ દૃઢ કરે છે વિપત્તિ પરમેશ્વરનો હથોડો છે અને એ મનુષ્યના મલિન થયેલા સ્નેહને ટીપી ટીપી નિર્મળ માનસ સ્નેહ કે આધ્યાત્મિક સ્નેહ બનાવે છે સસ્કારોએ રોપેના ગુણો આવી વિપત્તિઓના વખનમા સગીન બની મનુષ્યજીવનને જગદ્વદ્ય અને જગદુપકારી બનાવે છે જિસસ, ક્રાઇસ્ટનુ જીવન જુઓ, કે દયાધર્મની ધ્વજા ઉડાવનાર ગૌતમ બુદ્ધનુ જીવન જુઓ દુખમા સીઝાઇ કોમળ થયેના આ હૃદયો લોક કલ્યાણમા મચ્યા છે ઇશ્વરે નાખેના કલ્યાણકારક દુખનુ સુન્દર પરિણામ મહાજીવનોમા આવી રીતેજ થઇ રહે છે

**દયારામની** વિપત્તિઓએ પોતાના ભક્ષ્યના હૃદયમા ઉગ્ર મથન ચલાવ્યું એ મથનના સારરૂપ "દયારામનો અમર દેહ' કૃષ્ણભક્તિની અનુપમ કવિતા દ્વારા સરસ્વતીએ ગુજરાતને વારસામા "यावच्चन्द्र दिवाकरौ" આપ્યો છે દયારામના સાક્ષરજીવનની મહાદીક્ષા આપનાર આ વિપત્તિઓ જ હતી આ વિપત્તિઓએ જ દયારામને પ્રેમી બનાવ્યા પોતાને મારેના એકનપેટા પ્રેમી નહી, પોતાના ન્હાનકડા કુટુમ્બના પ્રેમી નહીં,

પણ ગુજરાતની વ્હાલી કાવ્યદેવીના પરમ નિર્મળ પ્રેમી. દયાગમ આ સ્થિતિમાથી જ કૃષ્ણપ્રેમી થઇ રહ્યા.

બાર વર્ષના દયાગમે આ વિપત્તિઓમાંથી એમના જીવનનો નકશો તૈયાર કર્યો. એમની જીવન યોજનાની વચમા આવે એવુ હવે ઘણું ઓછું હતું. પોતાના નિર્વાહનો પ્રશ્ન અને લગ્ન કરવુ કે નહી એ પ્રશ્નોનું નિરાકરણ. કવિએ એ ઉમરે જ કરી લીધુ

**કવિનો જીવન નિર્ણય.**

ઇશ્વરમા બાલ્યાવસ્થામાથી રોપાયલી અચળ શ્રદ્ધા અને પોતાની શક્તિઓમા અચળ શ્રદ્ધા એ એમના ઉદરનિર્વાહ માટે ખાસ હતી. સસ્કૃતના જ્ઞાનથી શ્રીમદ્ ભાગવત વગેરેથી કથાવૃત્તિ કરી ઉદર નિર્વાહ કરતાં અડચણ નહી નડે એમ એમણે નિશ્ચિત કરી લીધું. ગાવાનો શોખ અને લોકોને આકર્ષવાની એમની અદ્દભુત શક્તિ દુનિયાના કોઇ પણ ભાગમા એમને નિર્વાહ માટે નચિન્ત રાખે એમ હતા. લગ્નના પ્રશ્નનુ નિરાકરણ કરવુ જે સાધારણ માણસને ઘણું અઘરૂં લાગે છે, તે બાર વર્ષના દયાગમને ઘણુ સહેલું હતું. દયાગમના જીવનમાં વાગ્દાન જેવું થયુ હતુ. એ બાળા કઇ ઘાટ ફેરફાર કરત ? દયાગમ જેવા કૃષ્ણભક્ત સાથે જયદેવ કવિની પતિપ્રેમથી પુનર્જીવન પામેલી પદ્માવતી માફક આ બાળા ગુજરાતના સાહિત્યમા આપણને એક આદર્શ 'પ્રેમી યુગલ' આપવા સમર્થ થાત ? આ પ્રશ્નો દયારામ જેવા અસામાન્ય પ્રેમીના સબંધમા વિચારવા વ્યર્થ નથી. એ પ્રશ્નનુ દયારામે કરેલુ નિરાકરણ આપણને અનેક રીતે વિચારમાં નાખે છે. એ નિરાકરણ એમણે કાચી ઉમરમા કરેલુ છે વિચારીને કર્યું છે કે અવિચારે કર્યું છે. એવા સન્દેહમા આપણને ઝુલાવે છે એ એમના નિરાકરણ ઉપરથી એમના જીવન ઉપર ગુજરાતમાથી કોઇ કોઇ અનુદાર આક્ષેપ–કુમારા જીવનને માટે હમેશા તૈયાર રાખેલા આક્ષેપ

કરવામા આવે છે, એ વિચાર પણ આપણને સુઝાવે છે આ સર્વે તર્કો ને વિતર્કો ઉપર દયારામનુ થનાર લગ્ન શો પ્રકાશ નાખે છે?

**કવિનાં શ્રીકૃષ્ણ સાથે લગ્ન.**

દયારામની જ્ઞાતિમા ૧૧૦૦–૧૨૦૦ રૂપિયાનુ અપાતુ પણ આપવાની આ વખતે દયારામની ગુજાસ ન્હોતી છતા એમની પ્રતિભા અને બાનાકી જોઇ કન્યાના માતા પિતાએ કવિને એમનેએમ કન્યા આપવાની હા કહી પણ વાક માન દયારામનો હતો! સ્વતત્રતા કોને પ્રિય નથી હોતી? પણ આ સ્વતત્રતાને નામે સ્વચ્છતામા વિહરવાનો કવિના મરમાગનો આશય ન્હોતો કવિ માનતા અને મનાવતા પ્રયત્ન કરતા કે ' મ્હારુ લગ્ન તો મ્હે કે'દહાડાનુ શ્રીકૃષ્ણ સાથે કરી નાખ્યુ છે " તેને આ માનતા ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો આ વિશ્વાસને કેટલાક સત્પુરુષોની—ખાસ કરીને ઇચ્છારામ ભટજીની સમતિ અને પુષ્ટિ મળી કવિએ બાળમતિમા છતાં જાણી જોઇને આપેલો આ આત્મભોગ જેવા તેવો ન્હોતો પરણવાનુ અને પટલાઇ કોને ન ગમે? આપણા કેટના બધા યુવકો હજી પણ સપૂર્ણ સાધન વગર અને અડાજે પરણવા લલચાય છે? એ મોહિની દ્વારા મહા મહિનાના સાવવાની માફક જીવનના માર્મિક પ્રશ્નોનો વિચાર કર્યા વગર જીવનના ભવિષ્ય છોડને કેવા બગાડી નાખે છે? " પરણવુ એટલે પ્રભુતામા પગલા ભરવા " × એ સિદ્ધાન્ત બાજ કવિને તો ઉલટો લાગ્યો સસારમા પડવાના, એમા વિનાકારણ ગુચવાઇ મરવાના, પ્રથમ પગલારૂપ લગ્ન વગર પ્રભુતામા પગલા ભરવાનો કવિએ વિરલ સિદ્ધાન્ત બાધ્યો પરણવાની પ્રભુપ્રાપ્તિમા વિઘ્ન થશે એ વિચારે કવિને એ સિદ્ધાન્તના ચુસ્ત સેવક કર્યા પ્રભુપ્રાપ્તિ પહેલા સસારસાગરમા કવિની દૃષ્ટિએ

× કવિ ન્હાનાલાલ

૧૫

પત્ની વિટંબનારૂપ થઇ-કલ્પાઇ-સ્પષ્ટ દેખાઇ. એમના પોતાના પોષણના સાધનમાં કે એમના ઉરે ધારેલા ઉંચા આશયોમાં સ્ત્રીની નિંદ્ય મૂર્તિ માત્ર મોહશાસ્ત્રના અભ્યાસ તરફ જ દોરશે એમ એમને લાગ્યું. સ્વમાનારૂપ સ્ત્રીના, સતીઓના, કે મીરાંબાઇ જેવી સ્ત્રી રત્નોના ગુણની ગીતા ગાનાર કવિ, સામાન્યસ્ત્રીજાતિના નિંદક બન્યા પરંતુ પછી તો એ પોતે જ સ્ત્રીરૂપ બની ગયા! કવિએ આગળ ગાયુ છે કેઃ—

" એક વર્યો ગોપીજનવલ્લભ નહીં સ્વામી બીજો;
નહીં સ્વામી બીજોરે મ્હારે નહીં સ્વામી બીજો !
અવર કોઇનું કામ ન મ્હારે રીઝો કે ખીજો;
શ્રીકૃષ્ણ કરે તે પ્રમાણ, કારજ વણસો કે સીઝો;
પ્રાણ જાય પણ અન્ય કૃતિમાં મન રખે ભીંજે.
× × × × ×
" મોહનલાલજીરે ! મ્હારા જીવન પ્રાણાધાર
હું બલીહારીરાજ! ઘણી ખમા "
× × × × ×
દાસી તમતણીરે, ત્હમને સોંપ્યું તન મન ધનઃ
મનના માન્યા છોરે, જીવું છું હું શ્રીમુખ જોઇઃ
પિયર ને સાસરે રે, વહાલું તમ સરીખું ન કોઇ "
× × × × ×
" સતો દેખુરે, પ્રભુજી ! તમ પાખે સંસાર "
× × × × ×
" દરખું છું ધણીરે, મ્હારો હરજી ! ઝાલો હાથ,
પ્રીત નિભાવજોરે, નિત્ય ન માગું બીજું નાથ !
વ્હાલક અંતરનીરે, મ્હારા પ્રાણજીવન આધાર !
પ્રિયતમ દયા તણારે ! મ્હારા લોચનના શણગાર ! "
× × × × ×

"એવા મુને વહાલા થાઓ મજ ભૂપ!
મ્હારૂં મન મોહ્યું રહે તવ રૂપ"

× × × × ×

કવિએ આમ કૃષ્ણને જ કાન્ત કરી દીધા છે, અને પોતાની જાતિ ફેરવી નાખી છે એ કાન્તના દિવ્ય મોહમાં ડૂબી પોતે કાન્તા થઇ ગયા છે ક્યાં આપણાં "સંસારીઆનું લૌકિક લગ્ન" અને ક્યાં કવિનું નિત્ય નવલ-કિશોર નટવર નાગર સાથેનું આવું અલૌકિક શાશ્વત લગ્ન? એમના હૃદયનો સ્નેહધોધ એક તરફજ ધસે છે અને એમાં આપણે શો મત આપીએ? કવિજ કહે છે —

"ગોપી ગોવિન્દની ગત ન્યારી, શું જાણે સંસારરે"!

કવિનું લગ્નવ્રત જેવું અનન્ય તેવું તીવ્ર છે એ લગ્નના અવ્યભિચાર ભાવમાં એ જ્યાં ત્યાં આવો જ આશય પોમરી આપણી આગળ રેલ્યું કરે છે —

"પુરૂષોત્તમ પરણીને અવર ધરે નહીં હો! રંગરસિયાજી!
પ્રાણ જશે તોયે તમ વિના નહીં ભજીએ રે! હો રસિયાજી!

મર્દાની અને મહેચ્છાઓ ભર્યાં આવા જીવનના હેતુઓથી લોક કલ્યાણના મહાપૂરમાં ખેંચાઇ બાળ શંકરાચાર્યે પણ લગ્નના સ્નેહને જગત્ કલ્યાણના જ્ઞાનસ્નેહના યજ્ઞકુંડમાં હોમ્યો છે. લગ્નસ્નેહના સુંદર ફળરૂપ પુત્રને અને સ્નેહદેવી યશોધરાને ત્યાગી લગ્નવ્રતને અધુરૂં મૂકનાર બુદ્ધદેવે પણ આવા જ મર્દાની અને મહેચ્છાઓભર્યા મહાજાતિભોગ શિખવ્યા છે દયારામનો પણ આ મહાજાતિભોગ આવા પ્રકારનો છે પણ બીજી બાજુથી કવિ આપણા સ્ત્રી નિંદક કવિઓના ટોળામાં ભળે છે એ બોધ કરે છે કે—

"જે કોઇ જન મર્યાદા ચાહે તો સ્ત્રીની સંગત તજજો રે
દુઃખ દરિયો પાપ પૂતળી શાણા સમજી ભજજોરે જો૦

જટ જુઠી નિર્દય લોભાગી, ગંદી છળ રચનારીરે,
મારગ ફરતી નીચ હરીની, સદા કાળ ગરુ તારીરે, જે૦
સ્વારથ થાતો હોય તન સ્ત્રી, પતિ પુત્રાદિક મારેરે,
ના કરવાનું કરે વિફરતા, વિધિ નિશદીન વિચારેરે જે૦
મર્યા પછી પાછા ફરીએ નહીં જગ જરા તપની હાનીરે
હરિની વાત હૃદેમાં ન આવે, અનુભવી લેજો માની રે, જે૦
કામિણ ને જર જમીન એ ત્રણ્ય ગળે પડ્યા નવ છૂટેરે,
તન ધન ધર્મ સહુ રણમાં નરક પડે તન છૂટેરે. જે૦
પ્રમદા પુષ્પ સરીખા સમજો, નીરખે મન મોહાયેરે,
ચોંટ્યા પાછળ તેના ન રહે, ચિત્ત પસ્તાવા થાયેરે. જે૦
શીંગુગારી તલવાર ઉપર ગાગી, અંતર રહે કટારીરે,
તેમ સુંદર સ્ત્રી મોહન વચની, કાળજ મારી કટારીરે જે૦

\+ + + + +

સ્ત્રી જાતિ પ્રતિ કવિનો આવો બોધ આપણને ગમો કે ન ગમો, તોયે કવિ આપ્યા જ જાય છે! પણ સ્ત્રીરૂપ મહાશક્તિની મહામાયામાથી બચવા કવિની કવિતા ફાંફા મારે છે ને ગીતાના ઉપદેશક પરબ્રહ્મના વચનાનુસાર એ ઉપદેશ આપે છે કે —

"શ્રીહરિ શરણે રહેજે, હો મનવા! શ્રી હરિ શરણે રહેજે,
અવર ઉપાય નથી કાંઇ બીજો "કૃષ્ણ કૃષ્ણ" મુખ કહે જે હો."

પંડિતોને, શૂરાને, જ્ઞાનિઓને, વૈરાગીઓને અને યોગીઓને ચકચૂર કરનાર બ્રહ્માદિકને પણ પલકમાં નીચે ઠેલી પાડનાર એ મહાશક્તિના ફાંસામાથી બચવા હરિશરણનો ઉપદેશ ભાર દઇ દઇને કવિ આપે છે. વળી કહે છે કે—



# પ્રકરણ ૫ મું.

## ઇચ્છારામભટજીનો સમાગમ.

---

**કવિની નિરાધાર દશા.**

દયારામના ઘરના વાતાવરણની અસર હવે એમનાપર વિશેષ થાય એ અશક્ય હતુ. માતાપિતાની સ્નેહાળ અને ઠંડાગી છાયાને સ્થાને સૂતકારનો કડકડતો તાપ એમને તપાવવા લાગ્યો પુત્રના ચારિત્ર્યની ઇમારતમાં કોમળ કાળજીથી મૂકેલી માતાપિતાની ઈંટો, ઇમારત બંધાતી હતી એવામાં જ ખૂટી પડી સંસારમા અનુભવાતા નિર્મળ સ્નેહોમા માતાપિતાનો સ્નેહ એક વિરલ નિર્મલ સ્નેહ છે. આવા સ્નેહના સુખો કવિની ના સ્વપ્નોચિત વયમા ઉડી ગયા ને કોઇ કોઇ વખત સ્વપ્નોમા દેખાવા લાગ્યા કવિનુ કોમળ હૃદય ઘડીકમા માતાપિતાના સભારણા તરફ અને ઘડીકમા એમના હદયેશ બાળકૃષ્ણની ઝાખી તરફ ખેંચાવા લાગ્યુ. સભારણા અને ઝાખીના આવા અધુરા સુખમા પણ વ્યવહારિક અગવડોએ ડોકિયા કરવા માડ્યા ખાવાપીવા વગેરેની સાધારણ સગવડો માટે માતાપર આધાર રાખતા નિશ્ચિત પુત્રને માતાના ગયા પછી ભારે અડચણો પડવા માડી ઘરમા ગમતુ પણ મુશ્કેલ થઈ પડ્યું.

**કવિનાં સગાં સહોદર**

દયારામભાટના પિતાને ફક્ત એક પુત્ર અને એક પુત્રી હતા પુત્ર તે આપણા કવિ દયારામભાટ, અને પુત્રી મગાબાઇ એ ગગાબાઇને કેટલાક લેખકો ડાહીગૌરી નામથી કહે છે, પણ તે તેમની ભૂલ છે દયારામભાટને બીજા એક ન્હાના ભાઇ મણિશકર કરીને હતા અને

તે ન્હાની ઉમ્મરમાં ગુજરી ગયા હતા એમ પણ કેટલાક લેખકો કહે છે, પરંતુ તેનો પણ પુરાવો મળતો નથી. એમના નજીકના સગામાં એમના એક સગા માસી દેવબા હતા, પણ તે તો એમની માતુશ્રીના પરલોકવાસ પહેલાંજ પરલોકવાસી થયેલા. એટલે હયાત સગામાં એમના કાકાની દીકરી ધનગૌરી ચાંદોદમાં હતા, તે એમની માતાના મરણ પછી એમની ખબર લેતા ને ખાવાપીવાની સવડ સાચવતા. એ વગર એમની માની કોઇની દીકરીની દીકરી જોઇતીબાઇ પણ એમની સંભાળ લેતી, તેમજ એમના મામા મહેતા સુરજરામ રૂપનાથદાસ ડભોઇથી વારવાર એમની ખબર લેતા અને કવિ થોડા થોડા દિવસ ડભોઇ પણ જઇને રહેતા, અને પછીથી જ્યારે ચાંદોદમાં તેમની બેન પણ ગુજરી ગઇ ત્યારે કવિ ડભોઇમાં મામાને ત્યાં કાયમના આવીને રહ્યા.

**કવિનો સંગીતનો નાદ**

માતાપિતાના પાડેલા સંસ્કારાનુસાર વહેલા ઉઠી નિત્યાહ્નિક કર્મ અને ઠાકોર સેવાદિ કરી દયારામ મંદિરો તથા સમાગમનો લાભ લેવા જતા. એમના પોતાના બનાવેલા કીર્તનોને લીધે, અને મીઠે રાગે ગાવાની ઉત્તમ બક્ષિસને લીધે એમનું જ્યાં ત્યાં સન્માન થતું. વાટે અને ઘાટે, શેરીએ અને ઘેર, એમનો બુલંદ અને મીઠો ગીતલલકાર લોકોની જમાવટ કરતો. તબલા, સારંગી સીતારાદિ સાજો શિખવામાં રસ લાગવાથી જ્યાં અને જેની પાસે એવા સાજો હોય ત્યાં ત્હેમની પાસે જવા માંડ્યું. ભીજનમોમાં, કીર્તનકારોની મંડળીઓમાં અને વિનોદીવર્ગમાં અને મંદિરોના ઉત્સવોમાં જવાને ન્હાના કવિને આમંત્રણ આવવા લાગ્યાં. આ સ્થિતિમાં દયારામના કેટલાક વર્ષો ચાલ્યા ગયા. એમ કહેવાય છે કે, કવિએ લાહોર જઇ સંગીતનો શાસ્ત્રીય અભ્યાસ પણ કર્યો હતો.

**કવિની યૌવન દશા.**

દયારામની યૌવનાવસ્થાના ઉઘાડના અને એમની કુશાગ્રબુદ્ધિની ખિલાવટના આ વર્ષોનો ઇતિહાસ નહી જેવો માલૂમ પડ્યો છે. અનેક દુર્ગુણોનું આશ્રયસ્થાન

થઇ પડે એવી આ અવસ્થા કહી શકાય છે. આ અવસ્થા જેની નિરંકુશ, અનિયમિત, એકલવાઇ, મનસ્વી અને સ્વતંત્ર ગુજરે છે, ત્હેને ટીકા કરવાનો હક ભોગવતી દુનિયા અનેક ખરી ખોટી ટીકાઓનું પાત્ર બનાવે છે. દયારામના ગેરલાભમાં આવી જ યૌવનાવસ્થા એકલી હતી એટલું જ નહી, પણ એમનાં અનુપમ શરીરસૌન્દર્ય, એમના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણના બંસી જેવા એમનો દુનિયાને મોહનરા કરી નાખે એવો કંઠ, ઉગતા ઉછરતા કવિની રસવૃત્તિ અને સ્વછંદ સ્વભાવ, અનેક વૃત્તિઓવાળા મનુષ્યોના સંગમસ્થાનરુપ સુહૃદ ચાણોદ, એ સર્વે છે. અને, એ કરતાં પણ કઇ વિશેષ છે. દયારામ કૃષ્ણના જ કવિ છે, કૃષ્ણની જ ભક્તિમાં જીવનભર મચનાર ભક્ત છે. કૃષ્ણના જીવનવિધાન અને ભક્તિમાર્ગના સિદ્ધાંતો વિષે આપણા લોકોમાં નિરક્ષરથી માંડી કોઈ કોઈ વિદ્વાનો પણ ઉપહાસ પાત્ર અજ્ઞાન દર્શાવે છે. જે અજ્ઞાનજનસમૂહે, કૃષ્ણનું જીવનરહસ્ય જાણ્યા વગર એમના ઉપર અસંખ્ય મલિન આક્ષેપો કર્યા છે—કરવા દીધા છે, તે જનસમૂહ એજ કૃષ્ણને પોતાના માનીતા આદર્શ તરીકે લેખનાર મનુષ્ય દયારામ ઉપર કેમ આક્ષેપ કર્યા વગર રહે ? જનસમૂહના આવા સ્વભાવને વશ થઈ, ખરી ખોટી કિંવદન્તીઓ સાંભળીને કે નવીન જોડીને કેટલાક આ કવિની જીવનકળાને ડાઘ લગાડવા પ્રયત્ન કરેલા છે. સ્વાભાવિક રીતે પડે છે એવી રીતે આ વિષયમાં પણ બે પક્ષ પડી ગયા છે. એક પક્ષ એ કલ્પિત ડાઘા ફૂડાડી નાંખવા મથે છે, તો બીજો એ ડાઘા કલ્પવાનું બંધ કરતો નથી. દયારામનું જીવન આમ અન્યોન્ય-વિરોધક ટીકાઓનું લક્ષ્યસ્થાન થઇ પડ્યું છે.

**વિદ્યાવ્યાસંગ.**

પણ દયારામના આ નિરંકુશ વર્ષો એક સબળ અંકુશમાં છે. વિદ્યામાં રસ લાગવાથી એમનું રસિયું હૃદય આ અરસામાં સંસ્કૃત બ્રહ્મવિદ્યા મેળવવા તરફ અને વ્રજ વગેરેના, તેમજ ભાગવત, અષ્ટસખાનાં

પદો, વગેરેના રસિક અભ્યાસમા મચ્યુ રહે છે કવિતાની, સગીતની, કથાકાર થવાની તૈયારીઓ એ કરવા માડે છે એહેનાતો ઉન્મુખ કવિ, સાહિત્ય પ્રદેશમા સાહસિક અને સ્થિર મને થઇ પ્રથમ હાથ ધરવા જેવા રૂપાન્તરના કે નામના કાવ્ય લેખો લખવા મડી ગયો છે એના યુગનો ધર્મ એણે કઇ જાણ્યો છે સત્તર વર્ષની વયે એણે "શ્રીમદ્ભાગવત" ના દ્વાદશ સ્કધનો છેલ્લો તેરમો અધ્યાય પૂરો કર્યો છે એ ત્યા લખે છે કે —

" એ કર્યું માહાત્મ્ય કર્મ ત્યા શ્રીરત દ્વિજ દયાશંકરે,
અપરાધ ગો અતરગતે, ઉપદેશ કીધો રકરે
એ ગુહ્ય રસ પ્રકાશ કીધો, ગમ્ય પડિતની ત્યા
તે કૃપા કીધી કૃષ્ણજી, નીચને કલિયુગમા
યુગ ધર્મ જાણે એની જે, બુદ્ધિ થઇ મુજને સહી,
ક્ષમા કરજો પરમ પડિત, પાત્ર મારી છે નહી
સવત્સર પચાસ આગલુ શુભ દશમીને દિને
શુભાવસરે કર્યો પૂરણ સ્કધ દ્વાદશ સ્થિર મને."

**કવિની યાચના**

આ અરસાના કવિના જીવનની હકીકતોના પ્રસગો થોડા છે તેની પૂરવણીમા કવિએ પોતા વિશે જે કઇ લખી રાખ્યુ છે તેનો ઉપયોગ કરવાનો છે તે વખતની પોતાની કૃતિ વિશે કવિ કહે છે કે —"હવે વર્ણી ની નિત્ય કૃતિ અન્તરવૃત્તિ સમેત —તથી પોતાના જન્મમરણના અનેક ફેરાને ઉદ્દેશીને એ કહે છે —

" જન્મમરણ વશ અતિ વિખર્યો છું, કલ્પના કાદવ માહે ખુચ્યો છું
કલ્પના મહલ માહે ખટચો, નવ લહુ આરામ,
કયમ કરી છુટીએ, સુખ દુ:ખ આશાપાશ ?
લખ ચોરાશી ફર્યો, પ્રકૃતિ કેરે મન

ભોગ વિવિધ ભોગવ્યા, તે રોગ લાગ્યા અંગ
ત્રિવિધ તાપે પરાભવ્યો, આવિયો ત્હારે પાસ,
કૃપાદ્રષ્ટિએ અમૃતવૃષ્ટિએ, કરો ત્હેનો નાશ

+ + + +

રોગીઓ રોગે ગ્રસ્યો, દુર્બળ થયો દેહ
શુદ્ધ વૈદ્ય ઉપચાર ત્હા, શમે આધિ વ્યાધિ તેહ.
તુ વળાવા, તુ નિઝામો, વૈદ્ય તુ માબાપ
આ દીનને દયા કરી ટાળો ત્રણે તાપ ! "

હૃદયની સાચી શુદ્ધતાપૂર્વક પોતાના લક્ષચોરાસીના ફેરાનુ જીવન કવિ આ પંક્તિઓદ્વારા પોતાના પૂજ્યને કેવી રીતે નિવેદન કરે છે ! આ લક્ષચોરાશીના ફેરામા બનેલા અનેક કર્મોના પરિપાકરૂપ આ ફેરામા ભોગવાતા પ્રારબ્ધભોગને વશ થતા કવિનો બાલ્યાવસ્થામાથીજ જાગેલો જીવાત્મા ' અમૃતવૃષ્ટિએ કૃપાદ્દષ્ટિનુ ' દાન યાચે છે! જે દીનતાપૂર્વક અને જન્મજન્મના પાપ માટેના જે પૂર્ણ પશ્ચાત્તાપપૂર્વક મનિ એ દાનની યાચના કરે છે, તે દીનતા અને પશ્ચાત્તાપ પરમાત્માની પહેલી અને સહુથી મ્હોટી કૃપાનુ પાત્ર થાય એવા છે.

પરમાત્માની આવી મહાકૃપાને જ લીધે સંસારસાગરે પડેલી પોતાની જીવનનૌકાને એજ સમર્થ ' નિઝામાને ' ચરણે મૂકવાનો દયારામને વેળાસર પ્રસંગ આવ્યો જે નિઝામે એ જીવનનૌકાને 'વાળીને વહાણમા મૂકી ' એ નિઝામો કોણ ?

ઇચ્છારામ ભટ્ટજી

દયારામના જીવનમા ઇચ્છારામભટ્ટજીના સત્સંગનુ સાત્વિક અને સમર્થ પ્રેરક બળ ઓતપ્રોત ભળેલુ છે. દયારામની જીવનકથામા આ અવતારી મહાત્માની જીવનકથાને થોડે કે ઘણે અંગે આડકથા તરીકે

श्रीइच्छारामभट्टजी, ( डाकोरवाला )

श्रीमदणुभाष्यप्रदीपकार.



શ્રીઇચ્છારામભટ્ટજી (ડાકોરવાળા)

શ્રીમદણુભાષ્યપ્રદીપકાર

એને ડાકોર લઇ ગયા. ડાકોરજીનાં દર્શન ઉઘડતાં વાર સ્ત્રીએ પોતાના પુત્રને શ્રીરણછોડરાય ઉપર ચમ્મર ઢોળતો જોયો આનન્દઘેલી થઇ " ઓ પુત્ર! ઓ પુત્ર!" કરી એ બૂમ મારવા લાગી. જવાબ મળ્યો કે "કોણ હાંક મારે છે? મ્હારે ને ત્હારે શો સંબંધ છે?" દ્વાર એકદમ બંધ થઇ ગયાં! પુત્રદર્શન લુપ્ત થયું!

આ આખ્યાયિકાઓપરથી બીજું નહીં તો એટલું તો સિદ્ધ થાય છે. કે ભટ્ટજી કોઇ સિદ્ધ પુરુષ હોવા જોઇએ અને અમુક સિદ્ધિ એમણે વશ કરેલી હોવી જોઇએ.

પત્ની પુત્રના સ્વર્ગવાસ પછી નિવૃત્ત થયેલા ભટ્ટજી ડાકોર જવા નીકળ્યા. એમની દ્વારકાનાથજી અને બાલગમહાઉજીની બે સર્બેડે મૂર્તિઓની પૂજાઓની સુપ્રત ઉકત નાગર કુટુમ્બની એક વૃદ્ધ બાઇને કરતા ગયા. એ ચારે મૂર્તિઓ હજી પણ ભટ્ટજીના મંદિરમાં છે.

ડાકોરમાં રહી ભટ્ટજીએ તત્ત્વજ્ઞાનમાં ઊંડું અવગાહન કર્યું. બાદ અનસૂયા માતાની આરાધનાની શરૂઆત કરવા ચાલી નીકળ્યા. માતાએ પ્રસન્ન થતાં વર માગવા કહ્યું. ભટ્ટજીએ માગ્યું કે "મ્હારે તત્ત્વમાં તત્ત્વ વસ્તુ સમગ્ર બ્રહ્માંડમાં જે કંઇ હોય તે જોઇએ છે." માતાએ કાશી જવાની આજ્ઞા કરી. કાશીવિશ્વેશ્વરે નાસીક જઇ ત્ર્યંબકેશ્વરને આરાધવાનું કહ્યું. એમણે પછી વળી પુનઃ અનસૂયામાતા પાસે જવા કહ્યું. ધૈર્યવીર ભટ્ટજી પુનઃ તે માતા પાસે આવી શરણે પડ્યા માતાએ તે સાંઝે સુરપાણના પહાડોમાં જવા આજ્ઞા કરી કહ્યું કે, "ત્યાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી સંધ્યા કરવા ઋષિમંડળ સાથે નીચે ઉતરે છે. ત્યારા મનોરથ એ ફલિત કરશે".

ભટ્ટજી ત્યાં ગયા ને પ્રભુદૃષ્ટિનું કૃપાદાન પામ્યા. પ્રભુએ માથે હાથ મૂક્યો. ઋષિઓએ એકત્ર અવાજે ગર્જના કરી કે "ઇચ્છારામ ભયો! ઇચ્છારામ ભયો!"

ભટ્ટજીએ અને એમની પત્નીએ ઉમરે આવતા ગૃહસ્થાશ્રમ માણ્યો. ભટ્ટજી જ્ઞાની હોઈ ને સંસારસુખની ઝાઝી અપેક્ષા ન્હોતા રાખતા. એમના અપુત્ર પત્નીને તો સંતતિસુખની લાગ થતા, પુત્રમુખ જોવાની અભિલાષાની લગની લાગી અધીરી પત્ની ઉપર પ્રેમપૂર્વક ભટ્ટજી જ્ઞાનધારા રેડતા. સંસારની ક્ષિણસુરી સમઝાવી નાખી, પણ સ્ત્રીનું શાન્તસ્ન એ કેમે કરી શકયા નહીં.

પ્રભુએ ઉપરે અનુભવ કરાવવા ખાતર પ્રૌઢાવસ્થામાં પુત્ર રત્ન આપ્યું. ભટ્ટજીને હર્ષશોક સમાન હતા. પત્નીનો હર્ષ માપી શકાય એમ ન્હોતુ, પણ હર્ષ નદીને ઉભરાવાનો અવસર ઝાઝો વખત ટકયો નહી. દશેક વર્ષનો થતામાં તો બાળક મૃત્યુવશ થયા ! પ્રેમીલી માતાનું પ્રેમાળ હૃદય આ વજ્રાઘાત કેવી રીતે સહી શકે ? પુત્રના અનુશોચનમાં માતાએ એક વર્ષે દેહત્યાગ કર્યો !

આ પ્રસંગના સંબંધમાં બે આખ્યાયિકાઓ પ્રચલિત થઈ છે. ભટ્ટજીના જ્ઞાતિજનો શોકની ઉત્તરક્રિયામાં જમવા આવ્યા હૃદયભગ્ન આ પ્રસંગે જ્ઞાતિબાળકો જમે તો બને, પણ વૃદ્ધો એ જમવા આવ્યા ! જ્ઞાતિ રિવાજની શી ક્રૂરતા ! જમી રહ્યા પછી કઈ નજીવા કારણસર તે જ્ઞાતિલાઓએ મ્હોટી તકરાર કરી સાગર જેવા ગંભીર ભટ્ટજીની ગંભીરતા આ વખતે ગળી ગઈ અને કલેશકોપને અધીન થઈ તેઓ બોલ્યા "આવી જ્ઞાતિના માણસો એક સૈકામાં નહિવત્ થઈજશે !" મહાત્માનું વચન મિથ્યા ગયુ નથી સો ઉપરાંત ઘરની વસ્તીવાળી એ જ્ઞાતિમાં હાલ પેટલાદમાં બાગેજ બે કરતા વધારે ઘર છે.

બીજી આખ્યાયિકા પુત્રમરણ માટે હૃદયભેદક કલ્પાન્ત કરતી ભટ્ટજીની કોમળ ઉરની પત્નીના સંબંધમાં છે અમસ્ત કલ્પાન્ત કરતી એ સ્ત્રી હઠ લઈ બેઠી કે "મ્હને મ્હારો પુત્ર ગમે તેમ કરીને આપો" ત્યારભટ્ટજી

એને ડાકોર લઇ ગયા. ઠાકોરજીનાં દર્શન ઉઘડતાં વાર સ્ત્રીએ પોતાના પુત્રને શ્રીરણછોડરાય ઉપર ચમ્મર ઢોળતો જોયો આનન્દઘેલી થઇ " ઓ પુત્ર! ઓ પુત્ર!" કરી એ બૂમ મારવા લાગી. જવાબ મળ્યો કે ' કોણ હાંક મારે છે? મ્હારે ને ત્હારે શો સંબંધ છે?" દ્વાર એકદમ બંધ થઇ ગયાં! પુત્રદર્શન લુપ્ત થયું!

આ આખ્યાયિકાઓપરથી બીજું નહીં તો એટલું તો સિદ્ધ થાય છે, કે ભટ્ટજી કોઇ સિદ્ધ પુરૂષ હોવા જોઇએ અને અમુક સિદ્ધિ એમણે વશ કરેલી હોવી જોઇએ.

પત્ની પુત્રના સ્વર્ગવાસ પછી નિવૃત્ત થયેલા ભટ્ટજી ડાકોર જવા નીકળ્યા એમની દ્વારકાનાથજી અને બલરામમહાદેવજીની બે મન્હેડે મૂર્તિઓની પૂજાઓની સુપ્રત ફક્ત નાગર કુટુમ્બનીઃએક વૃદ્ધ બાઇને કરતા ગયા. એ ચારે મૂર્તિઓ હજી પણ ભટ્ટજીના મંદિરમાં છે.

ડાકોરમાં રહી ભટ્ટજીએ તત્ત્વજ્ઞાનમાં ઉંડું અવગાહન કર્યું. બાદ અનસૂયા માતાની આરાધનાની શરૂઆત કરવા ચાલી નીકળ્યા માતાએ પ્રસન્ન થતાં વર માગવા કહ્યું. ભટ્ટજીએ માગ્યું કે " મ્હારે તત્ત્વમા તત્ત્વ વસ્તુ સમગ્ર બ્રહ્માંડમાં જે કઇ હોય તે જોઇએ છે." માતાએ કાશી જવાની આજ્ઞા કરી. કાશીવિશ્વેશ્વરે નાશીક જઇ ત્ર્યંબકેશ્વરને આરાધવાનુ કહ્યું. એમણે પછી વળી પુનઃ અનસૂયામાતા પાંસે જવા કહ્યું. ધૈર્યવીર ભટ્ટજી પુનઃ તે માતા પાસે આવી શરણે પડયા માતાએ તે માટે સુરપાણના પહાડોમાં જવા આજ્ઞા કરી કહ્યું કે, "ત્યાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી સંધ્યા કરવા ઋષિમંડળ સાથે નીચે ઉતરે છે. ત્યારા મનોરથ એ ફલિત કરશે".

ભટ્ટજી ત્યાં ગયા ને પ્રભુદૃષ્ટિનું કૃપાદાન પામ્યા. પ્રભુએ માથે હાથ મૂકયા. ઋષિઓએ એકત્ર અવાજે ગર્જના કરી કે " ઇચ્છારામ ભયો! ઇચ્છારામ ભયો!"

દિવ્ય પાત્રોનાં આવા ચમત્કાર સત્ય હો વા અન્યથા હો, પણ ભટ્ટજીના ધૈર્યશીલ આત્મબળને એ દેવદેવીઓએ નાણી જોયુ એમનુ ઇચ્છિત આખરે એમણે એમના આત્મબળે મેળવ્યુ. ભટ્ટજીની પ્રખ્યાતિની સુવાસ ત્યારથી પ્રસરવા લાગી. એમનુ જ્ઞાન ત્રિકાળજ્ઞાનીના જ્ઞાનની કોટિમાં ગણાયુ એ અવતારી તરીકે પૂજાવા લાગ્યા એમના આશીર્વાદથી ઉક્ત નાગર કુટુબનો તેમજ જાણીતા લેખક રા નગીનદાસ પુરષોત્તમદાસ સઘવીના કુટુબનો અભ્યુદય મનાય છે

ત્યાર બાદ એ ડાકોર ગયા અને 'ભટ્ટજીની બેઠક' એ નામથી હાલ ઓળખાતા સ્થાનમાં એમણે બાર વર્ષો સુધી તપ કર્યું. આ તપે એમની પ્રભુ સાક્ષાત્કારની ઇચ્છા પાર પાડી,

તેઓ દરરોજ શ્રીમદ્ભાગવતનુ પારાયણ કરતા. એમની હસ્તલિખિત શ્રીમદ્ભાગવત અને 'ચોરાશી વૈષ્ણવોની વાર્તા' હજી ત્યાંના પુસ્તકભંડારમાં મોજુદ છે. વૈષ્ણવો આગળ કૃષ્ણકથા અને ચોરાશી વૈષ્ણવોની વાતો એ મુક્તકંઠે લલકારતા.

એઓ મ્હોટી મ્હોટી ધાર્મિક સભાઓમાં ભાગ લેતા અને અમદાવાદ તથા કાઠીઆવાડમાં ધાર્મિક સભાઓ જીતવા જતા. એ પોતે પેટલાદમાં કથા કરતા હતા તે સમયે એક વખત એક મહારાજની ધાર્મિક ચર્ચામા હાર થતાં એ ત્યાં સમાધિદ્વારા ગયા, અને સાબરમતીના પૂરમાં પતળેનાં કપડા સહિત સહજવારમાં વિજય મેળવી પાછા આવ્યા! ત્રણ દિવસ બાદ પત્રોએ આ બાબતની સત્યતાની સાક્ષી પૂરી! આવા અનેક ચમત્કારો એમના જીવનમાં લોકોએ વર્ણવેલા છે. તેનતલાવ તથા વાઘોડીઆગામમાં ચાલતી મહામારી એમણે લોકોને ગામબહાર કહાડી શુદ્ધ સ્નાન કરાવી કૃષ્ણનામ ધ્વનિની ધુન લગાડાવીને શાંત કરાવી હતી એમ કહેવાય છે. પેટલાદમાં

એમણે એકવાર છપ્પનભોગ કરવાનો આરંભ કર્યો આ બાબતની આડે દલાભાઇ કરીને એક પાટીદાર આવ્યો અને એણે મહાત્માને અયોગ્ય અને કટુ વચન કહ્યાં એના જ ભાઇ જીવાભાઇએ એમને સાહાય્ય આપ્યું. આ સબંધમાં કહેવત ચાલુ થઇ છે કે "જીવા ત્હારી જે, ને દલા તારી ખે" આ મહાત્માના ત્રણ અવતારો પણ નામ સાથે લોકોમા સારી પેઠે જાણીતા છે

વાંચનાર! ઇચ્છારામભટ્ટજીના જીવન સાથે જોડાયલા આવા આવા ચમત્કારો ત્હારી બુદ્ધિને ગળે ન ઉતરે તો એ છે ત્ત્યાના ત્યા રહેવા દે એમાના વાસ્તવિક સંદેશો વીણી લઇ ત્હારી વૈજ્ઞાનિક દલીલોની શોખીન બુદ્ધિ એટલું તો કબૂલ કરશેજ કે ભટ્ટજી એક મહાન પ્રતિભાશાળી અને વિદ્વાન્ મહાત્મા હતા. શ્રીમદ્વલ્લભાચાર્યજીના શ્રીમદ્ અણુભાષ્ય ઉપર પ્રદીપ નામની એક સમર્થ અને સરસ ટીકા એ વિદ્વાને લખી છે.

**ભટ્ટજી મહારાજ અને દયારામભાઇનો સમાગમ**

દયારામભાઇ અને ભટ્ટજીમહારાજનો પ્રથમ સમાગમ તેન-તળાવ ગામે થયો દયારામ એક વખતે ચા રોદથી ડભોઇ જતા હતા તે વખતે અનેક વૈષ્ણવોના મધ્યમા બેસી ભટ્ટજી કથાસ્ત્રવાહતા એ વૈષ્ણવો ભેગા ચાંડોદના પણ કેટલાક દયારામને ઓળખતા પુરુષો હતા દયારામને જોઇ એ લોકોએ એમનો સાદર-સત્કાર કર્યો અને બેસવાને માટે આસન આપ્યુ દયારામની કવિતા કરવાની શક્તિ આજ સુધી માત્ર ચાંડોદમા ઘેરાયલી હતી. એમનો પરિચય ભટ્ટજી આગળ લોકોએ કર્યો કંઇ ભગવદ્ગુણાનુવાદ ગાવા ભટ્ટજીએ દયારામને આજ્ઞા કરી દયારામે તેમ કર્યું. ગીતનો રસ અને ગાનારની પ્રાસાદિક વાણી સાંભળી ભટ્ટજી સસ્મિત આનન્દ પામ્યા અને એકી ટશે એમની સ્હામુ જોઇ રહ્યા ત્રિકાળજ્ઞાની એ મહાત્માએ દયારામના

ભાવોને જાણી લીધા. પ્રતિભાનો ધીર પ્રશાન્ત પ્રકાશ એમના મુખ ઉપર એમણે જોઇ લીધો, ને ઉત્તેજક ધન્યવાદ આપી પોતાને એકાંતમાં મળવાનું કહ્યું.

**ભટજીનો ઉપદેશ.**

ભટજી અને દયારામ એકાન્તમા મળ્યા જે કીર્તિ દયારામ ભવિષ્યમા સંપાદન કરવાના હતા તે કીર્તિ મૂર્તિરૂપે મહાત્મા આગળ ઉભી રહેલી દેખાઇ. વાસો થાબડી એમણે દયારામને કહ્યું, "બચ્ચા ! તું તો બીજો નરસૈંયો થનાર છે. ત્હારા જેવા મહાન્ ભકત થવા જન્મેલા આત્માને મારે માતાપિતાનો શોક કરવો યોગ્ય નથી. સંસારમાં કે સ્ત્રી-પુત્રાદિકમાં જીવનનું તત્ત્વ નથી, માત્ર એક ધર્મ, મનુષ્યને કલ્યાણ પંથે લઇ જાય છે. ત્હારે કૃષ્ણના ગીત ગાવાં અને કૃષ્ણભક્તિનો લોકોમાં પ્રચાર કરવો. સંસારમાં અને સાંસારિક તુચ્છ વાસનાઓમાં એક અણુ જેટલી પણ આસક્તિ રાખ્યા વગર આપણા દેશનાં અનેક પવિત્ર તીર્થો અને ધામોમાં ત્હારે જવું. ત્હારી યાત્રાઓમા ત્હને સત્સંગાદિ જીવનના સત્યોનો લાભ થશે."

**કવિએ ગાએલું ગુરુ સમાગમનું વર્ણન.**

વિચક્ષણ બુદ્ધિના દયારામ ઉપર આ બોધની ઉંડી અસર થઇ. એમના હૃદયમા બળતા જ્વાળાગ્નિઓ ભટજીના શાત્વન અને બોધથી શાંત પડયા. આ વખતનું દયારામે ચમત્કારક વર્ણન ગુરુશિષ્યસંવાદમાં કર્યું છે. ઇચ્છારામભટજીને મળ્યા પહેલાંની પોતાની પૂર્વ સ્થિતિ વર્ણવતાં કવિ કહે છેઃ—

"કર્મી જ્ઞાની ભક્તિવતજી, વિવિધ મળ્યા મુને જે જે સંતજી;
તે સર્વેના પૃથક્ વિચારજી, કર્મી ભાખે કર્મ પ્રચારજી.
જ્ઞાની ભાખે કર્મનો ત્યાગજી, ભક્તિવંત કહે પ્રભુ અનુરાગજી.

સ્માર્ત કહે પૂજ પંચાંગજી, ભક્તાચાર્ય કહે બ્રહ્મના તે સ્વાંગજી.
કર્મઠ યોગી યોગને ભાખેજી, શુષ્ક વેદાન્તી જ્ઞાનવિણુ ન ચાખેજી.
મેંવડા જતિના મલિન વિચારજી, મારણુ મોહન ભ્રષ્ટ વિકારજી.
ચિત્ત ચગડોળે ચ્હડયું મ્હારું જી, બાળકબુદ્ધિથી હું શું નિર્ધારૂંજી.

જીવનનો ઉદ્દેશ સાધવા જતાં આવા આવા અનેક વિરોધકમાર્ગો વચમાં કવિની બુદ્ધિને સ્તબ્ધ કરે છે. કયે માર્ગે આત્મ કલ્યાણ કરવું એ શંકાચગડોળે કવિનું ચિત્ત ભમવા લાગ્યું છે. પણુ—

" સહુ શંકાનો નિર્ધાર કીધો, મળ્યા ભક્તિનિષ્ઠ;
ભટજી મહારાજ કહાવે, ડાકોરાધીશ જેના ઇષ્ટ ".

અર્જુનના મોહને ભાગનાર શ્રીકૃષ્ણુ જેવા ભટજીએ દયારામના કર્તવ્યમાર્ગને સરળ કરી આપ્યો. આ સંબંધમાં કવિનું આત્મજીવન કવિના જ શબ્દોમાં આપવું વધારે ઉચિત છે. કવિ કહે છે—

" ભગવદ્‌ભક્ત દયાનિધિ, સાક્ષાત્ શ્રીજી જેને.
અથ ઇતિ વૃતાંત સહુ, ભાખિયું મ્હેં ત્હેને.
પૃથક્કરણુ કરી સર્વના, સમજાવિયા સિદ્ધાન્ત;
ઉરમાંથિ ભાગ્યો ત્હેમણે, તવ થયો હું અભ્રાન્ત.
કર્મ જ્ઞાન ઉપાસના, વેદના ત્રણે કાંડ;
મર્મ ત્હેનો સ્વલ્પમાં, કહી ભાખ્યાં વિવિધ બ્રહ્માંડ.
બ્રહ્માંડનાયક ત્રિગુણુપર, ત્હેની કરવા પ્રતીતિ.
સરળ ને વળી શ્રેષ્ઠ સહુથી, ભાખી ભક્તિની રીતિ.
માહાત્મ્યજ્ઞાનયુત દૃઢ કરી, પ્રીતિ પ્રતીતિ પર્મ;
સદાનંદ શ્રીકૃષ્ણુ છે, ન દિસે ચક્ષુ ચર્મ.
દિવ્ય ચક્ષુ અંતરનાં, ખુલશે તુજને સદ્ય;
ભક્તિમાર્ગે પ્રભુ મહેના, ગુપ્ત ભાખ્યું ગદ્ય.

પૂર્વ પ્રશ્નોત્તર કર્યા તે, અન્ય પ્રતિના સર્વ,
ગાયત્રી મતિ તે સુણી, ટાળિયા મ્હારા ગર્વ.
અવળચડી વાણી મ્હારી, તદપિ મહાત્મા શાન્ત,
મ્હેં સુણેલું તે નિવેદન કરી, ભાખ્યો મર્મ વૃત્તાન્ત.
અવળા ઉત્તર યથામતિના, સુણ્યા સર્વ વચન
નિશ્ચય કરી હરી ગુરૂ, બોલ્યા પ્રફુલ્લિત મન
ચરણે પડતાં માત્રમાં, કહે નિર્ભય રહે હે બાળ !
ભાંગશે બહુ સૂધારશે, ગોવિન્દ શ્રીગોપાળ
ન ચિન્તા કર કોઇ વાતની, મ દેહ ત્હારા ટળશે,
નિશ્ચળ મન ત્હારૂં થઇને, શ્રીહરિપદ મળશે.
નિર્મળહર્ષી મહાત્માએ, દીધો આશીર્વાદ,
પૂર્વ જન્મ કૃતિ મ્હારી કહી, સુણી ધર્મ આલ્હાદ.
વ્રજયાત્રા કરી આવ તું, બ્રહ્મસબંધ તુજને થાશે
મ્હેં કહ્યું નથી દ્રવ્ય તેટલું, શી પેરે ત્યાંગી થાશે?
કૃપાકટાક્ષે અવલોકી દીધી પ્રસાદી વસ્ત,
ત્હેણે કરી મ્હેં કરી યાત્રા, ખર્ચે ન થાય તે અસ્ત".

ઇચ્છારામ ભટ્ટજીએ કવિને જે વસ્તુ આપેલી અને જેમાંથી ખર્ચી કરિ યાત્રાએ ગયેલા તે એક "ડબ્બી" હતી. પારદેશના અક્ષય પાત્ર જેવી કોઇ આ દાબડી હશે એમાંથી દ્રવ્ય લેતી વખતે આંખો મીંચવાની આજ્ઞા હતી શ્રીકૃષ્ણ નામનો મહા પ્રભાવ એ દાબડીમાં ભરેલો હતો. આ ડબ્બીનો ઉલ્લેખ કરતાં કવિ કહે છે કે —

"અષ્ટાક્ષર જપવા આજ્ઞા કરી, તદપિ ભ્રાન્તિ અંતર જગી,
મહત્તાજ્ઞા મ્હેં ચિત્તમાં ધરી, ત્હેણે સહુ ચિન્તા પરહરી.
ક્ષેમ ન સ્મરીને ડબ્બી ભરી, કહી અમૂલ્ય આપી તે ખરી,

સર્વ ધામની યાત્રા કરી, મહદ્ પાસે આવ્યો ફરી.
ઉભ્ભી ખોલી પાસે ધરી; અચત મુદ્રા અર્પણ કરી;
જેણે મ્હારી ગરજ સહુ સરી, જીવ્હા સતત શ્રીકૃષ્ણ ઉચ્ચરી
અતુલિત નામ પ્રભાવ અપાર, પ્રીતિ પ્રતીતિ ધન્ય તે સાર"

આવાં સાધનથી કવિએ—

"પુનિત કરી તીર્થાવલી, ત્યાં પ્રગટ પ્રભુસંબંધ
ભગવદીય જનની કૃપાએ, છુટયા ત્યાં ભવના બંધ
સર્વાત્મનિવેદન કર્યું, સર્વ સમર્પ્યું કૃષ્ણ.
આ લોક ને પરલોકની, છૂટી ગઈ સહુ તૃષ્ણ."

કવિના આ સ્વવૃત્તાન્તના ઉતારાઓમાંથી એટલું સ્પષ્ટ થાય છે કે, ઇચ્છારામ ભટ્ટજીનો સમાગમ અને બોધ, એમના હૃદયમાં જેટલો સચોટ તેટલો સફળ અને ઉત્તમ છે. કવિના જીવનની ડામાડોળ સ્થિતિમાં આ મહાત્માનાં પૂર્ણ સમભાવભર્યા કૃપાવચનોએ અપૂર્વ ભાવ ભજવ્યો છે. એ બોધવચનોએ, કવિની કુળક્રમાનુગત પુષ્ટિમાર્ગીય વૈષ્ણવતા નિશ્ચલ દૃઢ કરી છે. આ બોધવચનોએ કવિની તીવ્ર શક્તિઓની કસોટી કહાડીને એ શક્તિઓને ઘણુ ઉત્તેજન આપ્યુ છે. આ બોધવચનોએ કવિની ઈશ્વરદત્ત કાવ્યશક્તિને પ્રોત્સાહન સમર્પ્યુ છે આ બોધવચનોએ દયારામના જીવનમાં એક વિરલ કવિના જીવન ઉપરાંત એક ભક્તના જીવનને સુવર્ણ અને સુગંધ પેઠે જોડ્યું છે. આ ઉપદેશોએ કવિના હૃદયના પક્ષપાતના પાત્ર પુષ્ટિમાર્ગના, એ માર્ગના આચાર્યશ્રી શ્રીમદ્-વલ્લભાચાર્યના, અને શ્રીમદ્વિઠ્ઠલેશ્વરાદિના સિદ્ધાંતોના આરુઢ પૂજક અને સમર્થ પક્ષકાર દયારામને બનાવ્યા છે. સત્સમાગમના વિરલ ઉપદેશો જીવનને વિરલ જ બનાવે છે.

આ બનાવ પછી ઇચ્છારામભટ્ટજીના માનીતા તીર્થ

**ડાકોરની યાત્રાઓ**

કવિએ વારંવાર જવા માંડ્યું. ડાકોરના મંદિરમાં ડાકોરજીના ચરણકમળમાં કે ગોમતીના તટ આગળ, દયારામ સ્વકૃત સંગીતમય કીર્તનો નજર કરવા લાગ્યા. મંદિરને કે તટને ભક્તિના ગીતનાદથી ગજવતા આ ભક્તના ભજન સાંભળવા ઘણાએ કે યાત્રાર્થે આવેલા લોકો સંખ્યાબંધ ભેગા થતા. પૂર્ણ શ્રદ્ધા, ભીંજવી નાખે તેવી હર્ષાશ્રુથી ઉભરાતી આંખો, હૃદયના દર્દથી ગદ્ગદિત ગીતવાણી, નર્તનની તલ્લીનતા આ સર્વનો સંગમ ભારતના ધર્મશ્રદ્ધાળુ લોકોના કેટલો બધો જમાવ કરે? આમ કવિને માર્ગશીર્ષ અને શ્રાવણ માસમાં કવિ ડાકોરની યાત્રાએ જતા અને ભટજીના સમાગમનો લાભ લેતા. દયારામે પોતાના કેટલાક પદો અને "અજામેળાખ્યાન" તથા 'ઓડાણાખ્યાન' ગ્રંથો ભટ્ટજીની આજ્ઞા કે ઈચ્છાનુસાર રચેલા છે. ડાકોરના દર્શનનો અનુભવ કવિએ અનેક પદ કીર્તનોમાં નોંધ્યો છે. જેવા કે,—

(૧) રંગરૂપાળા દ્વારિકાધીશરે ધન્ય જેણે નયણે નિરખ્યારે,
જેને તરસે છે વેદ વિધિ ઈશરે ધન્ય જેણે નયણે નિરખ્યારે.
× × ×

(૨) ચાલો નિરખીએ રણછોડરાયરે સંગ ડાકોરના,
× × ×

(૩) રૂપાળા રાય રણછોડ છેજી હો રાજ રૂપાળા શ્રીરણછોડ છે.
× × ×

(૪) દુર્લભ દર્શનરે શ્રીડાકોરનાથ તણું
જેને મળી આવ્યાંરે તેનું તો ઉગ્ર ભાગ્ય ઘણું.
× × ×

(૫) દરશન દેના હમે ઠાકોર ડાકોરવારે
× × × વગેરે.





# પ્રકરણ ૬ ઠું.

## દયારામભાઈએ કરેલી મહાયાત્રાઓ.

**કવિને મળેલો તીર્થોનો લાભ.**

હરિજરામ ભટજીના ઉપદેશ પછી ભારતવર્ષનાં તીર્થો જોવાની, તે વિષે જાણવાની, દયારામની ઉત્કંઠા વધતી ગઈ. એમના અત્યાર સુધીના આત્મશિક્ષણના પ્રદેશમાં ખીલી નીકળેલા અનુભવોમાં, કલ્પનાશક્તિઓમાં, અને જ્ઞાનસમૃદ્ધિઓમાં પરદેશાટનના અગણિત્ લાભોનો ઉમેરો થવાનો આ મહાપ્રસંગ પ્રાપ્ત થયો. એમના વતનગામ અને જન્મસ્થાન ભાગોળ અને ગામના પ્રકૃતિના દેખાવો કરતા અનેક ઘણા વધારે સુન્દર દૃશ્યો, દેવસ્થાના રહસ્યના પદાર્થપાઠો શિખવનાર પુરાણોએ ગાયેલા અનેક મૂર્તિરૂપ દેવો અને તેમના દેવાલયો, નવા નવા દેશો, એ દેશોના વિવિધ જાતના લોકો, તેમના વિવિધ જીવનવિધાનો, અનેક પ્રસંગોના અનુભવો આ સર્વ મનુષ્યની ખીલતી શક્તિઓમાં બેશક ઘણો જ ઉમેરો કરી શકે. ઉચ્ચ શિક્ષણના પછી જોઈતા આવા આવશ્યક શિક્ષણના અંગનો લાભ પણ દયારામને યોગ્ય ઉમ્મરે આવી મળ્યો છે.

**કવિએ યાત્રાઓ ક્યારથી શરૂ કરી.**

પાછળ તથા આગળ જેના ઉતારા આપવામાં આવ્યા છે તે દશમ સ્કંધની સંવત ૧૮૫૦ ની સાલ તથા ભરૂચ મુકામે કવિએ ઉતારેલા હિન્દી વૈદક ગ્રંથની સંવત ૧૮૫૧ ની સાલ એ બન્ને ઉપરથી

જણાય છે કે કવિ એમની ૧૮ વર્ષની વય સુધીમાં મહાયાત્રાએ નિકળ્યા ન હોતા ઈચ્છારામ ભટ્ટનો સમાગમ આ પછીના અરસામાં થયેલો હોવો જોઈએ ત્યારપછી એટલે સંવત ૧૮૫૩ માં કવિ પહેલી યાત્રાએ જવા તૈયાર થયા

**મામાની મના અને કવિનો નિશ્ચય.**

કવિ પહેલવહેલા મહાયાત્રાએ જવા તૈયાર થયેલા ત્યારે તેમના મામાએ તેમને ન જવા સમજાવતા, અને કહેલું કે, આપણે નાગરોએ તો વિદ્યાભ્યાસ કરી રાજ કાજમાં કુશળતા મેળવવી જોઈએ કલમ કડછી કે બરછી એ નાગરની મુખ્ય વિદ્યા છે તું આમ જાત્રાઓ કરતો ફરીશ તો વ્યવહાર કેમ ચાલશે? તેના ઉત્તરમાં દયારામ ભાઈએ કહેલું કે, વ્યવહાર તો પ્રભુ આધીન છે, શ્રી ભગવાનનું અનન્ય ચિંતન કરનારનો યોગ ને ક્ષેમ પ્રભુ વહન કર્યા જ કરે છે એટલે એની ચિંતા શું કામ જોઈએ? હું તો મ્હારે યાત્રાઓ કરી ભગવદ્દર્શનનો લાભ લઈશ વિશ્વભર અખિલ વિશ્વનું પોષણ કરે છે, ત્યારે શું તે પોતાના દાસની સંભાળ નહિ લે? મને તો પ્રભુ ઉપર દૃઢ વિશ્વાસ છે, માટે ભોજનની કે વસ્ત્રની ચિંતા કરવાની જરૂર નથી

**કવિએ શ્રીજીની પ્રથમ કરેલી ઝાંખી**

આ વખતે વણીભાઈ બહેચરભાઈનો લગભગ ૧૫૦૦ માણસનો મ્હોટો સંઘ વડોદરાથી યાત્રાર્થે નીકળ્યો દયારામે આ સંઘનો સંગાથ કર્યો અને પહેલા મુકામ શ્રીનાથજીમાં કર્યો શ્રીનાથજીની ઝાંખી કરવા કવિને અને એમની કવિત્વશક્તિને તાલાવેલી થવા લાગી એ દર્શન એમણે કર્યા શ્રીજીના સન્મુખ કીર્તનકારો સાથે બેસી એમણે કીર્તન કર્યાં, નવાં બનાવ્યાં, ને ગાયાં આ વખતે કવિએ

કોટીમન્મથમનમથન એવા શ્રીનાથજીનું આભૂષણે મંડિત આ પ્રમાણે નખશિખ પર્યન્ત સુંદર વર્ણન કર્યું છે —

મોહન મધુરાકૃત શ્રીનાથજીરે, નટવર નંદકુમાર,
મોદ પામે સહુની મતિ શ્રીનાથજીરે, નિજ જન પ્રાણઆધાર. ૧
મોરમુગટ મણીએ જડ્યો શ્રીનાથજીરે, કુંડલ લળકે કાન;
મનોહર મોતી વેસર તણું શ્રીનાથજીરે, શોભે છે બીને વાન. ૨
મનમોહન મધુરા કૃતિ શ્રીનાથજીરે, નટવર નંદકિશોર.
મોહ પામે સહુની મતી શ્રીનાથજીરે, ચાતુર ચિત્તના ચોર. ૩
લલિત ત્રિભંગી છેલડા શ્રીનાથજીરે, મદનમનોહર રૂપ,
આનંદઘન અલબેલડા શ્રીનાથજીરે, અખિલભુવનના ભૂપ. ૪
જીવન ગોપીજન તણું શ્રીનાથજીરે, રસિયા જનના રાય;
નિરખે સુખ પામે ઘણું શ્રીનાથજીરે, મન મોહે લોભાય.
મોર મુગટ મણીએ જડ્યો શ્રીનાથજીરે, પ્રભા લજાવે હંસ,
લળક અલક ભ્રૃકુટી અડ્યા શ્રીનાથજીરે, મુક્તાફળ અવતંસ. ૬
× × × × વગેરે.

આ વખતે કવિને શ્રીજીનાં શ્રીયુગલસ્વરૂપના પ્રત્યક્ષ દર્શન થયાં હતાં. તે વખતનું વર્ણન કવિ આ પ્રમાણે કરે છે.

(૧) શ્રીગોવરધનધર લાડીલોરે, સંગે શ્યામા પ્યારી.
યુગલસ્વરૂપ આ જોઇને, કરે આખડી મ્હારી. શ્રીગોવરધનધર.
× × × × વગેરે.

આ ઉપરાંત કવિ જ્યારે જ્યારે શ્રીજી ગયેલા, ત્યારે ત્યારે તેમણે જુદાં જુદાં પદો બનાવેલાં છે. જેવાં કે :—

(૨) સદગુણ સિંધુ શ્રીનાથજીરે, સૌહેજે સહુ કોને મોહ લાગે રાજ.
× × × ×

(૨) મોહ ગિરીધરલાલ હમારે પ્યારે, ઈ ઽ દાર દ્રગનકે તારે.

× × ×

(૩) શ્રીનાથજીનુ વદન કમળ જોયુ જેણે એકવાર શ્રીનાથજીનુ વદન૦

× × × ×

(૪) કેવા કહીને તમને વણવુ રે શ્રીનાથજી

× × × × વગેરે

આ પદો તદ્દન આમેહ્‌મ અને સુન્દર છે એ પદો ગાનારની ભક્તિભરી રમઝમથી યાત્રાળુઓ રાજીરાજી થઈ જતા ગાનારની કીર્તિ મહારાજશ્રી પાસે દર્શાવપરા પહોચી મતલબપૂર્વક મહારાજે દયારામને પાસે બોલાવ્યા, અને એમની વાણી સાભળી ઘણી પ્રશસા કરી

શ્રીનાથજીમા દયારામ, મહારાજના અને વૈષ્ણવોના પ્રેમાગ્રહથી કેટલોક સમય રહ્યા એ દરરોજ નવા પદ બનાવતા અને શ્રીજીની સેવામા અર્પણ કરતા મહારાજે એમને સુરદાસની ઉપમા આપી મહારાજની ભેટમા અને મડળીઓમાથી એમને અનેક ભેટો આવતા ત્યાથી અનેક ભેટો આવતી એ નિસ્વાર્થી ભક્ત ઉદારતાથી એ ભેટો શ્રીનાથજીને જ ભેટ કરી દેતા

કવિની પ્રેમલક્ષણાની કસોટીનો પ્રસગ અહી આવી મળ્યો હતો કવિ રોજ ખરા ભક્તિભાવથી મદિરમા શ્રીજી પાસે બેસી નવા નવા પદો બનાવીને ગાતા અને ઇષ્ટ દર્શનને માટે વિરહવ્યાકુળ થતા શ્રીજી આગળ અતરનો પરિતાપ પ્રગટ કરતા અને પોતાની ઇચ્છાઓ પ્રભુને સપ્રેમ નિવેદન કરતા વખતે ઠપકો પણ આપતા એ પ્રમાણે શ્રીજી પાસે રોજી માનવની નાયિકાની પેઠે રોષમા આવી કવિએ એક વખત ગાયુ કે —

**શ્રીજીને ઉપાલંભ.**

" શું કહિયે શ્રીજી શરણ પડ્યાને સંતાપો,
એ મ્હોટું કૌતક દુષ્ટ વિમુખ સુખ આપો રે   શું કહિયે. ૧
વ્રજનો પરિકર અતિ વલ્લભ તેહને કેદમાં નાખ્યો,
વૈષ્ણવ વેરી અતિ વિષયી વાસવ તેહને પાળ્યો.   શું કહિયે. ૨
વળી પાપે પ્રહ્લાદને પીડ્યો જગત તે જાણે,
અસુર પાપી કોઇ ના પીડ્યો તે પ્રમાણે.   શું કહિયે. ૩
પોતાના કીધા પાંડવ સાધુને સંતાપ્યા,
અતિખળ દુરિજન કૌરવને સઘળા વૈભવ આપ્યા.   શું કહિયે. ૪
હરિશ્ચંદ્રને વિશ્વામિત્રે બહુ દુખિયો કીધો,
તે કૌશિકને દંડ તમે કશો ના દીધો.   શું કહિયે. ૫
માધવ તુલસીદાસ વ્યાધિનું દુઃખ ના ખોયું,
પાપ પૂતળું પારધી પામ્યો કશુ ના જોયું.   શું કહિયે. ૬
દરશણનો લોભી અંગદ તેહને દૂર કઢાડ્યો,
નિંદક શત્રુ શિશુપાળને વૈકુંઠ પમાડ્યો.   શું કહિયે. ૭
દીપ કોશ કળિ તેહેને રાજ્યાસન દેવું ભાવ્યું,
ધર્મધામ પરિક્ષત તેહનું તે રાજ્ય મુકાવ્યું.   શું કહિયે. ૮
અજામેળ ગુણિકા વસ્યાં વૈકુંઠ ગમે છે,
વ્હાલો વૈષ્ણવ હનુમાન ભૂતળમાં ભ્રમે છે.   શું કહિયે. ૯
નિજ દુઃખ દાયક અઘાસુર તેહનુ તેજ પીધું,
પિતા પોતાના દશરથ તેહને ના નિજપદ દીધું.   શું કહિયે. ૧૦
શિશુ હત્યારી પુતના ઉપર દયા ભાવ લાવ્યા,
શુક મુનિ સુરખા સાધુ વૈકુંઠે ના વસાવ્યા.   શું કહિયે. ૧૧
સહિત જંતુ શ્વાન મુએલો મહાપદ લીધો,
નિજ સમ ઉદ્ધવ તેહેને ભૂતળમાં મૂકી દીધો.   શું કહિયે. ૧૨

મંત પીડ્યાની ટેવ તમને શી પડી છે,
કોણ જાણે તેમાં વસ્તુ રૂડી શી જડી છે. શું કહિયે. ૧૩
તમને કપરો દેતાં કાળજડું મારૂં મુંજે,
દયો કહે મુને બહુ દુઃખમાં હરિ ભજવા ના સૂજે. શું કહિયે ૧૪

**શ્રીજીનો રોષ.**

ભજન પુરૂં થઇ રહ્યા પછી કવિ પ્રભુને પ્રણામ કરી બહાર ગયા. એમ કહેવાય છે કે, આ ભજનથી શ્રીજીને બહુ માઠું લાગ્યું પોતાનો અંતરંગજ્ઞાનીભક્ત છતાં આ પ્રસંગે તે મેવ્યપ્રતિ સેવકનો ધર્મ છોડીને ન કહેવાનું કહી અપમાન કરી ગયો, તેથી પ્રભુ અસંતોષી થયા. પછી રાજભોગ સમયે ગોસ્વામી શ્રી ટીકાયત મહારાજ શ્રીજીને ભોગ ધરાવવા આવ્યા ત્યારે તેમને જાણે નિદ્રા આવી ગઇ હોય એવી એકાગ્રલીનવૃત્તિ થઇ ગઇ. તે પછી શ્રીજીએ તેમને દર્શન દઇ કહ્યું કે, "ડભોઇ ચાણોદનો સાઠોદરો નાગર કવિ દયારામ મારી સનમુખ આવીને મને ન કહેવાનું કહી ગયો; મારૂં અપમાન કરી ગયો; માટે એની દાઢી બંધ કરી એને મંદિરમાંથી કાઢી મૂકશો, તોજ હું રાજભોગ આરોગીશ." એ સાંભળતાં તુરતજ ટીકાયતશ્રીની આંખો ખુલીગઇ, અને તેમણે સેવકોને આજ્ઞા કરી કે, દયારામે શ્રીજી બાવાને ગાળો ભાંડી છે માટે તેને મંદિરમાંથી કાઢી મૂકો. હુકમ થવાની સાથેજ દયારામને ધક્કા મારીને ગામ બહાર કાઢી મૂકવામાં આવ્યા.

**કવિની પ્રેમ-ભક્તિની કસોટી.**

પછી દયારામભાઇ અનાસ નદીના કિનારે જઇને બેઠા. એમના અંતરમાં અનિવાર્ય* ક્લેશ થયો. આમ થવાનું કારણ શું તે હવે શું કરવું, તે તેમને કંઇપણ સુઝ્યું નહિ. તે બેભાન જેવી સ્થિતિમાં આવી પડ્યા. છેવટે કવિએ વિચાર કર્યો જે અહીંથી

તિરસ્કાર પામેલો હુ બીજે ક્યાંહાંએ જઇને રહેવા જેવો રહ્યો નથી; અને મોટાનો અપરાધી જાણી બીજો કોઇપણ દેવ મને સંઘરનાર પણ નથી, અને વળી તેમ કરવાં જતાં અન્યાશ્રયનો મહાદોષ લાગે; માટે હવે તો જે થાય તે અહીંજ. આજથી અન્ન જળનો ત્યાગ, અને શ્રીજીની સ્વરૂપમા દૃષ્ટિ અને ચરણમાં ચિત્ત સ્થિર રાખીને અહીંજ બેસી રહેવું. આમ સ્થિર ચિત્ત ત્રણ દિવસ ને ત્રણ રાત કવિએ અખંડ એકવૃત્તિ શ્રીજીમા જોડી પરિતાપમાં ને પરિતાપમા અષ્ટાક્ષરનો નિરંતર જાપ જપતાં કાઢી નાખ્યા. આથી કવિનો અહંભાવ થોડો ઘણો હશે તે તમામ ગળી ગયો. પછી દીન ભાવથી બે હાથ જોડી તેમણે જ્યારે ગાયુ કે—

( ૧ )

શરણ પડ્યો છું રે શ્રીહરિ, નથી મારે અવર આશ વિશ્વાસ,
શ્રીવલ્લભવરનારે લાડિલા, અનન્ય આપ તણો હું દાસ. શ૦ ૧
નહી કોઇ દેવીને દેવતા, નહી કોઈ આપ તણો અવતાર,
ઘરનો શ્યામરે ગાવલો, મન કર્મ વચને નંદકુમાર. શ૦ ૨
માહારે નથી બળ સાધનરે ધરમનુ, નથી બળભક્તિ જ્ઞાનવિવેક;
સેવા સમરણે ના મળે, મેં નથી સતસંગ કર્યો ક્ષણ એક શ૦ ૩
પણ બાનું તમારૂં રે જોઇને, સુજને જચ્ચ કહે હરિભક્ત,
હુ જૂઠોરે જીવણજી, નથી માહારૂં મન તમથી આસક્ત. શ૦ ૪
તે અંતે ઉઘડીરે વાગશે, પ્રાભુ દેશો જો માહારાજ,
બળવત બાનુરે લાજશે, હું નિરલજને શાની લાજ. શ૦ ૫
પણ એક ભરોસોરે એહ છે, અંતરજામી છો તમે માક્ષ;
બરદ વિચારીરે કૃપાનિધિ, સહજે કરશો કૃપા કટાક્ષ. શ૦ ૬
મોંઘમ રાખેરે મોટમ ઘણી, ઉઘડું પાડે ઓછ્ય જણાય;
સાચો મંત્રહરે સૂડું કરે, જુઠું નભવે જગજશ ન થાય. શ૦ ૭

જેહેવો તેહેવો છું હું રાજનો, દીન લહી કરીયે કરૂણાદાન,
દાસ દયાનીરે વિનતી, કૃષ્ણ કૃપાનિધિ ધરજો કાન. શ૦ ૮

( ૨ )

દરશણ દ્યોનીરે શામને, મારા ગુણનિધિ ગિરિધરલાલ,
નાથ નિવારોરે વામને, આપો આપ ઉપર અતિ વાહાલ. દ૦ ૧
શ્રીનટવરન દરશ ન દના, ભાવે મુને મદન મનોહરરૂપ,
ચિતના ચાહેઠેરે માહેરૂ, મુને અનુભવ વ્યાપક બ્રહ્મ અનૂપ દ૦ ૨
જપુ નહી અજપારે જપતે, ન ગમે સુણવા અનહદ નાદ,
યજ ગમાધિરે ના ગમે, ના ગમે સ્વર્ગ મુક્તિના સ્વાદ. દ૦ ૩
અન્ય ઉપાસનારે ના ગમે, વિના એક પુરણ પુરૂષોત્તમ
ફીકા લાગેરે સાધન સહુ, પડી મુને પ્રેમભક્તિમાં ગમ. દ૦ ૪
મુને શ્રીવલ્લભસુતરે ગુરૂ ગમ્યા, સહુ વિધિ શ્રીકૃષ્ણજી સમાન.
જીવના સાધનરે ના જોવું, વાહાલો નિજગણે કરે નિજ્જનદ દાન.દ૦ ૫
અગ્વ તપાસ્યુ રે ફરીફરી, કિંચિત કયહું ના દીઠો માર;
સુખ એક દીઠુ રે સરવથી, સેવા સમરણ નંદકુમાર. દ૦ ૬
શ્રીમદાપ્રભુનીરે કેહેણથી, મુજપર રીઝો રાધાનાથ,
સાચુજ અવિદ્યારે તો ટળે, હરિજી આવો મ્હારે હાથ. દ૦ ૭
શ્રીવૃંદાવનનીરે કુંજમાં, જ્યા કરે જુગલ કિશોર વિલાસ;
દાસ દયાની રે વિનતી, મુને દાસી કરી રાખો નીજ પાસ દ૦ ૮

( ૩ ) રાગ ભેરવી

હો શ્રીનાથજી મોપે ગહે કયો રિસાય,
મેરે પિયુ સુખદાય, હો શ્રીનાથજી ટેક૦
દરસપરસકી પ્યાસી, તલપત અખિયા,
શ્રીમુખ દેહો દેખાય, હો શ્રીનાથજી. ૧
દોષ મમકે દૂર રહત હો,

કિંકરી કરો દાસ જાય, હો શ્રીનાથજી. ૨
હાં હા કરી કર જુરી નહિં ધમ કહું,
આચરણ પસારે પડ પાય, હો શ્રીનાથજી. ૩
કરતા બડાઇ પૈહો સમરથ પ્રભૂ
દીન દાસી તરસાય, હો શ્રીનાથજી ૪
અમન આરા પૂરક દયા પ્રીતમ,
અબ મોહે બેહો અપનાય, હો શ્રીનાથજી ૫

આમ કવિએ તદ્દન દીનભાવથી પદ ગાયાં તેજ વખતે મંદિરમાં રાજભોગનો સમય હતો ટિકાયત મહારાજ જેવા ભોગ ધરાવવા જાય છે તેવા જ પ્રથમની પેરે શ્રી નાથજીએ તેમને દર્શન દઈને કહ્યું કે, " ત્રણ દિવસથી હું તો રાજભોગ આરોગતો જ નથી ત્રણ ત્રણ દિવસથી મારો ભક્ત દયો અન્નપાણી વગર બેસી રહ્યો છે ને હું તે શી રીતે રાજભોગ આરોગું ? માટે તેને બોલાવી પ્રથમ તેને મહાપ્રસાદ લેવરાવો તો પછી હું રાજભોગ આરોગીશ ' મહારાજે કહ્યું કે એણે તો આપનું અપમાન કર્યું હતું ને આપના કહેવાથી તેની દોઢી બંધ કરી હતી ત્યારે શ્રીજીએ કહ્યું જે હું તો નાગર હતો તેથી કદાપિ એમ કહી દીધું પણ તમે કેમ વિચાર ન કર્યો ? માટે હવે બોલાવી લાવો આ પછી તુરત જ તેઓ છૂટ્યા ને કવિને મંદિરમાં બોલાવી લાવ્યા ત્રણ દિવસના અપવાસથી શિથિલ થઈ ગયેલા શરીરવાળા કવિ તો આવ્યા ના મહારાજે તેમને સર્વ વૃત્તાંત કહ્યો અને કહ્યું કે, તમે મહાપ્રસાદ લ્યો તો શ્રીજી બાવા રાજભોગ આરોગશે કવિ ગદ્ગદ થઈને મનમાં કહેવા લાગ્યા કે, પ્રભુને મેં દુઃખ દીધું ! મારે લીધે એમને ત્રણ દિવસ સુધી ભૂખ્યા રહેવું પડ્યું ! પછી મહારાજને તેમણે કહ્યું કે મારા પ્રભુ ભૂખ્યા છે ને હું શી રીતે જમું ? મહારાજે કહ્યું કે કવિ હવે ના કરો ને પ્રસાદ લ્યો શ્રીજી બાવા તમારા

જગ્યા વગર રાજભોગ અરોગતા નથી ને તમે હઠ કરો છો તો એમ એની હઠનો નિકાલ ક્યારે આવશે? માટે મારો ને દુરાગ્રહનો ત્યાગ કરો પછી સૌના સમજાવવાથી કવિએ મંગળભોગનું પ્રસાદી દૂધ લીધું. ત્યાર પછી શ્રીજી રાજભોગ આરોગ્યા. ભોગ સરાવી દર્શનનો સમય થતા કવિ નિજમંદિરની આગળ આવીને ઉભા રહ્યા. દર્શન ખુલતાંજ

**કવિને શ્રીજીનાં થયેલાં દર્શન.** કવિને ભગવાનના લીલાસ્વરૂપના દર્શન થયાં. દર્શન કરતાંજ કવિ દેહભાન ભૂલી જડવત્ બની ગયા ટીકાયત મહારાજે જ્યારે ચરણોદક છાંટયું અને કેટલીક હાકો મારી ત્યારે કવિ શુદ્ધિમાં આવ્યા પછી તેજ વખત કવિએ :—

(૧) સર્વના શિરોમણિ શ્રીનાથજી રે લોલ,
છે આપના સ્વરૂપ વિષે સર્વ મારા વ્હાલાજી હો !
સર્વે સેવાયુ તમોને સેવતા રે લોલ,
સંગમાં ભૂષણ આયુધ છે રે લોલ,
સેવામાં રહ્યું તજી ગર્વ ! મ્હારા વ્હાલાજીહો ! ૧
બ્રહ્મ લોક મુગટ મહારીતનો રે લોલ;
સાંખ્ય જોગ કુંડળ બેઉ કરણ' મ્હારા વ્હાલાજીહો !
ધર્મ છે વૈકુંઠ ચમર ધર્મ છે રે લોલ,
દેવી જીને સ્વરૂપ ગિરિધરણે' મ્હારા વ્હાલાજીહો ! ૨
ચક્ષુ અર્ક ચંદ્રમાં છે મન વિષેરે લોલ !
'ભ્રૂકુટી મ ગજ કેઈ એન ! મ્હારા વ્હાલાજીહો !
અધો અધર લજ્જા લોભ બે રે લોલ !
કાંતિ તત્વ કમળનેનઃ મ્હારા વ્હાલાજીહો ! ૩

દત વન માળા હાસ્યને વિષેરે લોલ !
વૈજ્યતી ભકતનો નિવાસ',    મ્હારા વ્હાલાજીહો ! ·
કેશ મેર દિશા શ્રવણને વિષેરે લોલ '
વદન વન્હિ નાસા વાયુ વાસ' ।    મ્હારા વ્હાલાજીહો ! ૪
પ્રશુન તો જનોઇ પ્રાણનાથજીરે લોલ !
પીતાંબર સાર છંદ સાત'    મ્હારા વ્હાલાજીહો !
શ્રીવત્સનાઠન મહાલક્ષ્મીરે લોલ !
જીવ તત્ત્વ કૌસ્તુભ સાક્ષાત્    મ્હારા વ્હાલાજીહો ! ૫
વેદ ત્રણ તત્ત્વ છે ગરૂડજીરે લોલ !
ગેર મજ્યા રૂપે કરે સેન    મ્હારા વ્હાલાજીહો !
કૌમોદકી ગદા મહા કાળ છે રે લોલ !
મોરલીનુ સ્વરૂપ મહાબ્દિ    મ્હારા વ્હાલાજીહો ! ૬
છે ખટ ઐશ્વર્ય કણી કમળમાંરે લોલ !
મુદ્રિકા વરદાન છે અભય    મ્હારા વ્હાલાજીહો !
સાર મનીન તેજ ચક્ર શીખ છે રે લોલ !
કમળ વિશ્વ ધનુષ કાલ સ્થાન    મ્હારા વ્હાલાજીહો ! ૭
પણ્યા જોટિકા શ્રી દ્રિ છે રે લોલ !
તિનક શુદ્ધ સ્નેહનુ સ્વરૂપ    મ્હારા વ્હાલાજી હો !
નખશીખ આભુષણ મહુ ભક્ત છે રે લોલ !
વનસ્પતિ રોમાવળી રૂપ,    મ્હારા વ્હાલાજી હો ! ૮
વીર્ય છે સમુદ્ર નદી નાડિયોરે લોલ !
પગતલ પર રત પતિ ઘર અન્ત    મ્હારા વ્હાલાજી હો !
અગણિત બ્રહ્માંડ રોમ કૂપમા રે લોલ !
ઉદર વિષ જગત છે સમસ્ત    મ્હારા વ્હાલાજી હો ! ૯
શુદ્ધ ભક્તિ રૂપ રાણી રાધિકારે લોલ !

યશોમતી મુક્તિ મૂર્તિમાન — મ્હારા વ્હાલાજી હો !
ગોપી ઋચા વેદમંત્ર ગોપ છે રે લોલ !
ક્ષેમ ગોપ શાસ્ત્ર કહે ગાન — મ્હારા વ્હાલાજી હો ! ૧૦
નિગમ વસુદેવજી જાણીએ રે લોલ !
બ્રહ્મવિદ્યા દેવકીજી માન — મ્હારા વ્હાલાજી હો !
ઇત્યાદિક સકળ સહિત શ્રી હરિ રે લોલ !
દાસ દયાના પ્રભુ વિખ્યાત — મ્હારા વ્હાલાજી હો ! ૧૧ ”

અને :—

(૨) મ્હારા અંત સમય અલબેલા, મુજને મૂકશોમાં;
મ્હારા પ્રાણ જીવન ધન છેલા, અવસર ચૂકશોમાં. ૧
હરિ હું જેવા તેવા તમારો, મુજને મૂકશોમાં;
શ્રી ગુરુ સોંપે ગ્રહો કર મ્હારો, અવસર ચૂકશોમાં. ૨
મ્હારા દોષકોષ સંભારી, મુજને મુકશો માં;
શરણાગતવત્સલ ગિરિધારી, અવસર ચૂકશો માં. ૩
હરિ મ્હારે ધરમ નથી કોઇ સાધન, મુજને મૂકશોમાં;
નથી સત્સંગ સમરણ આરાધન, અવસર ચૂકશોમાં. ૪
શ્રીપતિ સર્વાત્મા સર્વોત્તમ, મુજને મૂકશોમાં;
મ્હારા પ્રાણજીવન પુરુષોત્તમ, અવસર ચૂકશોમાં. ૫
સમરથ કરુણાસિંધુ શ્રીજી, દયાને મૂકશોમાં;
મ્હારે ઓથ નથી કોઇ બીજી, અવસર ચૂકશોમાં. ૬

(૩) કૃપાળુ કૃષ્ણ સમું નથી કોઇ રે મેં તો નિશ્ચે જાણ્યું છે.
(૪) દયાળુ અખિલ જગમાં એક રે મ્હારો સજનો વ્હાલો છે.
(૫) તુમસેં ન કોઇ કૃપાળુ મહિમન. તુમસે
(૬) મેરે નાથ ગિરિધારી શ્યામ સ્વામિની પ્યારી.

(૭) કહા લગી બરનુ મે આપ બડાઇ, તુમસે હો તુમ ગોકુલરાઇ

(૮) કર મન ઓહીરે છેનસો પ્યાર.

આવા આવા ઉત્રદીનતાના અને તાદરા સ્વરૂ નાં પદો ત્યાંને ત્યાંજ કવિએ બનાવીને ગાયાં

કવિને અત્રે કેટનાક સગીતના ઉસ્તાદોનો અને ભકતોની નવીન કાવ્યકૃતિઓનો લાભ મળ્યો શ્રીનાથજીથી વિદાય લેતી વખતે મહારાજે કવિને એક પ્રસાદી ઉપરણો આપ્યો આ પ્રસાદીઉપરણો કવિ ઘણા વર્ષો સુધી સાભિમાન ઓઢતા

આ પ્રમાણે કવિનો શ્રીજીદ્વારમા સારો સત્કાર થયો હતો, પરતુ કાકરોળીમા શ્રીદ્વારકાધીશના ધામમા એથી પણ વધારે સારો સત્કાર થયો હતો એમ જણાય છે

શ્રીનાથજી અને કાકરોળી પછી દયાનાભાઇ ગોકુળ મથુરા અને વૃન્દાવન તરફ ગયા હતા કવિ કહે છ —

"પ્હે પ્રથમ શ્રી યમુના પુનિત જળ કર્યું શુદ્ધ સ્નાન."

આમ પહેલવહેલા શ્રીયમુનાનાં દર્શન કવિએ કર્યા તે વખતે શ્રી યમુનાજીની સ્તુતિનુ નીચેનુ પદ બનાવીને તેમણે ગાયુ હતુ —

યમુના દર્શન

દુસ્સાધ્યથી છોડાવો દુર્મતિ ટાળો માજી
શ્રીગોપિજન વલ્લભ અતિવ લભ મને ગ શ્રીયમુનાજી
અખણ્ડ અનપાયની આપો મા સુદૃઢ પ્રેમભક્તિ
પ્રપચવિસ્મૃતિપૂર્વક દ્યો મા શ્રીકૃષ્ણાસક્તિ
માનસી સેવા મુખ્ય વ્યસન દ્યો શરણાગતી સાચી
શ્રી કૃષ્ણ કૃપા હેતુ દો દીનતા નહી કિંચિત કાચી
"

દૃઢ આશ્રય શ્રીવલ્લભવરનો અચિંતગુણગાઉં
મા સતત રહે શ્રીકૃષ્ણ નામ મુખ દૃ મગી ન થાવે
આપ સમાગમથી મા સકલ સિદ્ધિદા ગમાજી. શ્રીગોપીજનવલ્લભ.
કામ ક્રોધ મદ લોભ મોહ માત્સર્ય કરો દૂર
શ્રીકૃષ્ણ મીલનમા અંતરાય જે તે કરીએ ચૂર
અસુર દુષ્ટ કળિકાળ કર્મ પ્રતિબંધક ભય ટાળો
મા કુતર્ક કુભાવ કુવાસના કુત્સિત કૃતિ જટ બાળો
દુઃસંગ દોષ મુને જળપંકજ પ્રમાણ નવ લાગે
મા બલિ વિભીષણ પ્રહ્લાદની પેરે ભય પામી ભાગે
કરો કૃપા એવી થઇ મુજપર સિરપ બજો રાજી. શ્રીગોપીજનવલ્લભ.
મારી ચૂર્ણ કરો સહુ ચિંતા જન્મમરણ સહુ ભય કાપી
માયા મોહથકી મુકાવો નિજાનંદ આપી
સાધન ધર્મ ન કિંચિત છે અનુચિત કૃતિ તનમનની
મા સેવનસ્મરણ તમારૂં કરવા અસક્ત છું જનની
જેવો તેવો દાસ ક્ષમા અપરાધ કરો માય
મા કુપુત્ર તો કદિ હોય કુમાતા કદાપિ નવ થાય
શરણ પડ્યો સંતાપ હરો શી વિનતિ કરૂં ઝાઝી શ્રીગોપીજનવલ્લભ.

તુર્ય પ્રિયા શ્રીકૃષ્ણવલ્લભા યમુને જગમાતા
મા નર્ક નિવારણી યમભય હરણી ભવતારણી ત્રાતા
સ્વભાવ દુર્જય વિજય કરણી માડી દાસ દુઃખ હરણી
સકલ પાપ સંતાપ નિવારણી અતિ અદ્ભુત કરણી
શ્રી વલ્લભશરણાગત લહિ માગી પૂર્ણ કરો તૃષ્ણા
યુગલરૂપ મમ હૃદય વસાવો કૃપા કરી કૃષ્ણા
દાસ દયો મ્હારો સત શ્રીમુખ સહિત કહો ગાજી શ્રીગોપીજનવલ્લભ.

યમુનાજીનાં દર્શન કરી ભક્તકવિશ્રીએ પોતે શ્રી ગિરિરાજજીમાં શ્રીરાધાકૃષ્ણના યુગલ સ્વરૂપના દર્શન કર્યાં અને શ્રીગિરિરાજજીમાં એ દર્શન કરતી વખતે ગિરિરાજપ્રભુની નીચે પ્રમાણે સ્તુતિ કરી —

(૧) આજ કે દિન ધન ધન મેરી માઇ, દેખે છેલ છબ કુવર કન્હાઇ.

(૨) આ સામળીયા સાથે મ્હારો નેહ લાગ્યો રે,
આ પાતળીયા સાથે નેહ રે "

(૩) " પરમ કૃપાસાગર મહા સમર્થ શ્રી ગિરિવરધારી
અતિદુર્લભ વરદાતા અક્ષય, અખંડ હિતકારી પરમ કૃપાસાગર ૧
મધુપુરી માળીએ પુષ્પ કરના પ્રભુને અર્પણ કીધા
ભક્તિવૈભવ મહાસુખદાન પ્રવાસવશ દીધા પરમ કૃપાસાગર. ૨
પદ્માને પણ દુર્લભ જે સુખ કમળ સ્હેજે પામી
ચંદન ચર્ચ્યા માન થકી અક્ષય દુઃખ ને વામી પરમ કૃપાસાગર ૩
ક્ષણ માત્ર મળમાસ કર્યો, પુરૂષોત્તમસમ શી ખામી. ?
સર્વ માસમાં શ્રેષ્ઠ થયો, એ સૌ સંતાપ વિરામી પરમ કૃપાસાગર ૪
સુદૃઢ પ્રતીતિ પ્રાપ્ત પિંગલા વર્ણસાધન જગ જાણી
પરમ જ્ઞાન સ્હેજે મળ્યું કદર્ય, કથા કૃષ્ણ વખાણી પરમ કૃપાસાગર ૫
અજામિલ પારધી ગિધ્ધ ગણિકા, સહજ પરમ પદ પામ્યા
દ્રૌપદીની સેવા માની ઉદ્ધવની, વર્ણાશ્રમ સકળ વામ્યા પરમ કૃપાસાગર ૬
ઉત્તાદિક વૈભવ ઘર બેઠા, વિપ્ર સુદામો પામ્યો
શ્રીકૃષ્ણભેટદર્શન નમનેથી, સકળ આપદા વામ્યો પરમ કૃપ સાગર૦ ૭
બોડાણા કાજે પુરી છોડી ડાકોર પ્રભુ આવ્યા
અજબ કુવરીની પ્રીતિ જોઇ મેવાડે સિધાવ્યા. પરમ કૃપાસાગર૦ ૮

પુંડરિકને કરૂણા કરવા, વૈકુંઠેથી આવ્યા,
ઇંટે આસન ઉભા રહી, ભકતાધીન દર્શાવ્યા. પરમ કૃપાસાગર૦ ૯

પ્રહ્‌લાદ કારણ શ્રી નરહરિ, સ્થંભે પ્રગટ જણાયા
અનંત સદ્‌ગુણ પુરૂષોત્તમના કંઇક દયે યશ ગાયા પરમ કૃપાસાગર ૧૦

અને પછી શ્રી ગિરિરાજ્જી ટક નામનું સ્તોત્ર બોલીને સ્તવન સંપૂર્ણ પ્રેમભક્તિએ કર્યું.

**આદિ વૃન્દાવનમાં લીલા દર્શન**

ભગવદ્‌ભકતરાજ કવિશ્રી **દયારામભાઈ** જ્યારે આદિવૃન્દાવનસ્થાને ચંદ સરોવર ઉપર ગયા ત્યારે તે અલૌકિક સ્થાનમાં તેમણે જે જે દિવ્ય દષ્ટિએ દર્શન કર્યા તેનું વર્ણન તેમણે તેજ સ્થળે શ્રી વૃંદાવન વિલાસ નામનો પ્રબંધ ચાર ચોસ્નો રચીને કરેલો છે તેમાં કરેલું છે એ ઉપરાંત નીચેના પદો પણ તેમણે ત્યાં જ બનાવીને ગાયા હતા —

( ૧ ) હેજી મોતીવાના બનામે પાઇ
( ૨ ) સુખ રાધા મોહન ના થેઇયા તા થેઇયા થેઇયાજી સુખ રાધા૦
( ૩ ) સંગ સખી સુખ તાથેઇયા, વ્હાઔર સખી સગ થેઇ થેઇયાં,
રૂમઝુમ રૂમઝુમ ઝણણણ ઝણણણ બ્હાં ઘુઘરૂ બાજે દરીકે પૈયાં.
( ૪ ) સો તતતત થેઇ તા ગીડ ગીડ ધ્રામ તતતત થેઇતા
તતથા તથેઇયા રૂમક ઝુમક છૂમ છૂમ છમ
નૃત્યત પિય પ્યારીયા સો તતતત થેઇતા૦
(૫) સો દ્રગન લાગીયારે સો દ્રગન લાગીયા
આજ મેરે સાંવરો સનુની મોહનિ સુરત
બાંકી ચિતવની પ્યારીયાં સોદ્રગન લાગીયાં

વૃંદાવનની આસપાસનાં બાર વન અને ચોવીસ ઉપવનો, રાસળ

કવિએ વ્રજ ચોરાસી કોશની કરેલી પરિક્રમા.

બરસાના, નંદગ્રામ વગેરે વ્રજનાં ગામ, અને ત્યાંના એકે એક મંદિરોનાં દર્શન લેતા થતી વ્રજ ચોરાશી કોશની પરિક્રમા કવિએ કરી, અને શ્રીકૃષ્ણનો ભક્તિરસ, હૃદયની વીણામાં કવિએ પૂર્ણ ભક્તિભાવે ઝીલ્યો ગુજરાત તથા હિન્દને સમર્થ રીતે એ વીણાના સુરો કવિએ સંભળાવ્યા છે વ્રજના આ કવિને મન વ્રજ અને વ્રજમહિમા આગળ ઇન્દ્રભૂમિ, કૈલાસ, કે વૈકુંઠ, અને એમના મહિમા કાંઈ વિસાતમાં નથી વ્રજના ઉપર મોહી પડેલા એ કવિએ ગાયું છે કે —

વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું, મુને ન ગમે ચતુર્ભુજ થાવું,
ત્યાં શ્રીનંદકુંવર ક્યાંથી લાવું   વ્રજવહાલું ૧
જોઈએ લલિત ત્રિભંગી મ્હારે ગિરધારી, સંગે જોઈએ ત્યાં રાધા પ્યારી,
તે વિના આંખ ન ઠરે મ્હારી   વ્રજવહાલું ૨
ત્યાં શ્રીયમુના શ્રી ગિરિવર છે નહિ, મુને આસક્તિ છે ઘણી એ બેની,
તે વિના મ્હારા પ્રાણ પ્રસન્ન રહે નહિ   વ્રજવહાલું ૩
ત્યાં શ્રીવૃંદાવન રાસ નથી, વ્રજવનિતા સંગ વિલાસ નથી,
વિષ્ણુ વેણુ વાયાનો અભ્યાસ નથી   વ્રજવહાલું ૪
વૃક્ષે વૃક્ષે વેણુના ધારી, પત્રે પત્રે હરિ ભુજચારી,
ત્યાં એક વ્રજરજ ચો મુક્તિ વારી   વ્રજવહાલું ૫
ત્યાં વસવાને શિવ ગોપી રૂપ થયા, હજુ બ્રહ્મ વ્રજરજને તરસતા જ રહ્યા,
ઉદ્ધવ સરખા તે તૃણ કૃષ્ણ થયા   વ્રજવહાલું ૬
સુખસ્વર્ગનું કૃષ્ણ વિના કડવું, મુને ન ગમે બ્રહ્મસદન અડવું,
ધિક જન સુખ પામીને પાછું પડવું   વ્રજવહાલું. ૭
શું મરું શ્રીજી હું સાયુજ્ય પામી, એકનામા તમો ના મ્હેરા સ્વામી,
મ્હારે દાસપણામાં છે શી ખામી   વ્રજવહાલું. ૮

વ્રજજન વૈકુંઠ જોઈ વળ્યાં, ના ગમ્યું ત્યાં પ્રહ્લાનંદમાંહે ભળ્યાં,
સ્વરૂપાનંદ સુખ અતિશે ગળ્યાં. વ્રજવહાલું. ૯
ગુરૂબળે ગોકુળવાસી થાશું, શ્રીવલ્લભ શરણે નિત્યે જાશું,
**દયા પ્રીતમ** સેવીને રસજશ ગાશું. વ્રજવહાલું. ૧૦

વહાલું વ્રજ અને ત્યાં રમેલા નંદકુમાર જ્યાં હૃદયમાં અને આંખોમાં સમાય, ત્યાં કવિએ સ્વર્ગની કે અપવર્ગની પણ પરવા રાખી નથી. કવિના અહીંના અનુભવે કવિએ એમની સમર્થ કવિતામાં એકે એક સ્થળમાં મૂર્તિમંત કર્યા વગર રાખ્યા નથી. ત્યાંથી કવિ દૂર થયા હશે પણ કૃષ્ણના વિરહાનળથી બળતી રાધિકા પેરે એ રમ્ય સ્થળ માટે સદા પુકાર કરી રહ્યા હશે કે:—

" ક્યાં તે શરદક્ષપા ચંદ્રમા ? ક્યાં તે ત્રિવિધિ સમીર ?
ક્યા સુખપુંજ નિકુંજ ? ક્યાં તે શ્રી યમુનાતીર ?
ક્યાં તે મોહન છબિ માધુરી ? વન રાસ વિલાસ ? ", ( પડ્ઋતુ )

વ્રજદેશ અને એની પરિચિત વસ્તુઓ માટે કવિનું દર્દ કેટલું બધું તીવ્ર છે ! કૃષ્ણવિલાસી વૈષ્ણવ કવિના હૃદયમાં આ દેશ, અનેક ભાવનાઓ પાસે નૃત્ય કરાવવા એવો છે. વ્રજની યાત્રા દયારામને ઘણી ગમતી અને એમ કહેવાય છે કે એ ત્યાં જતા ત્યારે ગુજરાતમાંથી કેરીના ગોટલા લઇ જતા. એ ગોટલા વ્રજમાં વાવતા અને જાતે આંબાઓને પાણી પાતા. " દયારામની બગીચી " એ નામથી ઓળખાતી અમરાઇ હજીપણ વ્રજમાં છે.

કવિના ગુરૂ અને બ્રહ્મસંબંધ.

આ પછી દયારામભાઈને ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રી વલ્લભલાલજી મહારાજે વડોદરા મુકામે બ્રહ્મસંબંધ કરાવ્યો હતો. આ વિધિથી કવિએ—

" સર્વાત્મ નિવેદન કર્યું, સર્વે સમર્પ્યું કૃષ્ણ."

શુધ્ધ સ્નાન કર્યા પછી, હાથમાં તુળશીદળ લઇ, ગુરૂની અને શ્રીજી-
ા સ્વરૂપની સન્મુખ આ આત્મનિવેદનનો ફળાત્મક વિધિ કરવામાં આવે
). આ બ્રહ્મસંબંધ કવિની અહંતામમતાનો ત્યાગ કરાવે છે, અહંતાનું મૂળ
વદેહ અને મમત્વ કરાવતો આર્થિક વૈભવ, આ બન્નેને કવિએ આત્માસહિત
કૃષ્ણાર્પણ કર્યાં. કવિ પરમ ભગવદીય થયા અને એ કહે છે તેમ એમની–

" આ લોકને પરલોકની, છૂટી ગઇ સહુ તૃષ્ણ."

કવિના ગુરૂ શ્રીવલ્લભલાલજી મહારાજે શ્રીમદનમોહનજીનાં સ્વરૂપ અને સેવા કવિને આપ્યાં. આ શ્રીમદનમોહનજીની સેવા દયારામભાઈ એમના સ્વધામ પધાર્યા સુધી કરી છે; અને એમના મૃત્યુપત્રમાં પણ એ સેવા ચાલુ રાખવાની યોજના કરી છે, કવિએ બ્રહ્મ સંબંધ લેવાના સંબંધમાં નીચેની દંતકથા ચાલે છે.

" એક વખત ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીવલ્લભલાલજી મહારાજ વડોદરે પધ રેલા હતા. દયારામભાઇ તે વખતે વડોદરામાં સંગીત કર્યા કરતા હતા. પ્રસંગોપાત દર્શન કરવા જતાં વૈષ્ણવોએ મહારાજશ્રીને કહ્યું કે એ વ્યાસ બહુ સારા ગવૈયા છે, જો આપની ઇચ્છા હોય તો આજ્ઞા કરો ત્યારે એમને બોલાવીએ. મહારાજશ્રીએ કહ્યું કે, કાલે રાજભોગ વખતે લાવજો. બીજે દિવસે વૈષ્ણવો કવિને રાજભોગ વખતે મહારાજશ્રી પાસે લઇ આવ્યા. રાજભોગ થઇ રહ્યા પછી કવિ પોતાના શિષ્યો સાથે ઠાકોરજી સામે સાજ મેળવીને ગાવા બેસ; અને મહારાજશ્રી નિજમંદિરમાં કમાડ અડધાં બંધ કરી સાંભળવા ઉભા રહ્યા. કવિએ " ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે " એ પોતાની બનાવેલી ગરબી ઉત્તમ સોરઠ રાગમાં ભાવ સાથે ગાઇ. રાગની છાયા બાઝી ગઇ અને સાંભળનારાઓ સ્તબ્ધ થઇ ગયા. એ ચીજ પૂરી થઈ એટલે મહારાજે કવિને પ્રસાદ અને બીડું

આપ્યું, અને કહ્યું કેઃ—ચીજ તો બહુ ઉમદા છે, પણ બનાવવાવાળાનું ચિત્ત ભટકતું છે. પાસે બેઠેલા વૈષ્ણવોએ કહ્યું, એ ચીજ તો એમની પોતાની બનાવેલી છે; અને એવાં ઘણાં કીર્તનો એમણે બનાવ્યાં છે. મહારાજ પછી કવિનાં વખાણ કરી કમાડ બંધ કરી અંદર ચાલ્યા ગયા, અને સૌ સૌને ઘેર ગયા. પણ "બનાવવાવાળાનું ચિત્ત ભટકતું છે." એ વાક્ય કવિને તે વખતથી બહુ ખટકવા લાગ્યું. તેમને મહારાજ ઉપર બહુ શ્રદ્ધા બેઠી અને મનમાં નિશ્ચય કર્યો કે, જેમણે મારા મનની વાત જાણી તેજ મારા ગુરૂ, ને એમને જ ગુરૂ કરૂં તોજ સાર્થક થાય. પછી કવિ ઘેર ગયા પણ તેમને ચેન પડયું નહીં, તેથી તે મંદિરમાં પાછા આવ્યા અને મહારાજને મળવાની ઈચ્છા દર્શાવી. મહારાજ પોઢેલા હતા, તેથી થોડી વાર બેસી સમય મેળવી મુલાકાત લીધી અને દંડવત્ પ્રણામ કરી વિનંતિ કરી કે— "કૃપાનાથ! મને શરણે લ્યો, અને બ્રહ્મસંબંધ કરાવો. કેમકે તમે મારા મનની વાત જાણી તો તમે મારા ગુરૂ થઇ ચૂકયા. અને તમેજ મારો સંસારસાગરમાંથી ઉદ્ધાર કરશો." મહારાજે કહ્યું કે, આ સંપ્રદાયમાંતો સ્થિર ચિત્તવાળાનું કામ છે, તમારાથી તેમ રહી શકાશે નહિ. પણ કવિએ કહ્યું કે તમારી કૃપાથી મારૂં ચિત્ત હવે સ્થિર થયું છે, કદી તે ચળશે નહિ, માટે મને કૃતાર્થ કરો. ત્યારે મહારાજે કહ્યું જે આજે વ્રત કરી કાલ સવારે આવજો. પણ કવિને તો ખરેખરી તાલાવેલી લાગેલી હતી, તેથી કહ્યું જે આ ક્ષણભંગુર દેહનો શો ભરોસો! માટે મને તો આજે જ દાન આપો. પછી કવિની અતિ આતુરતા જોઇ મહારાજે તેમને વિધિ અનુસાર તે દિવસે જ બ્રહ્મસંબંધ કરાવ્યો. વિધિ પૂરો થતાં જ કવિનામાં જે થોડો ઘણો આસુરી ભાવ હશે તે જતો રહ્યો અને તેમનું મન નિર્મળ કાચ જેવું થઇ ગયું. તથા તેમને ભગવલ્લીલાનો સાક્ષાત્કાર થયો. એજ વખતે કવિએ "શ્રીગુરૂદેવ મુજ અભિલાષ પુરશો તે દીન કયારે આવશે." એ ધોળ નવું બનાવીને ગુરૂશ્રીને ગાઇ સંભળાવ્યું.

દયારામભાઈના ગુરૂ અને ગુરૂપ્રતિના પૂજ્યભાવ વિષે અત્રે ઇશારો કરવો જરૂરનો છે આ બાબતમા અન્ય ચરિત્ર કારોએ દયારામભાઈના ગુરૂઓ ઉપર તેમજ એમના તે ગુરૂઓ તરફના વર્તન ઉપર, કેટલાક અયોગ્ય દોષોનુ આરોપણ કર્યું છે તે વખતના મહારાજાઓ અતીવ પવિત્ર અને વિદ્વાન હતા અને ગુરૂપદને સર્વાંશે યોગ્ય હતા એમ દયારામભાઈનો અનુભવ તો કહે છે. જેની આગળ કવિએ આત્મનિવેદન કર્યું હતુ તે ગુરૂ પ્રતિનો પૂજ્યભાવ કવિ આલેખે છે કે.—

કવિનો ગુરૂ પ્રતિ પૂજ્યભાવ.

"શ્રીવંનભકુળ પ્રગટિયો શ્રીપુરૂષોત્તમનો વંશ
આચાર્યભાનુ વૈશ્વાનર, દિવ્યાગ્નિકેરા અંશ
તિનકાયિત શ્રીમત્સદગુરૂ, ગોસ્વામી વલ્લભલાલ,
બ્રહ્મવિદ્યા દાન દઈ, દાસને કરિયો ન્યાલ"

કવિએ હરિ કરતા પણ ગુરૂને વિશેષ મહાપદ આપ્યુ છે —

"ધ્યાનમૂળરૂપ શ્રી ગુરૂ, પૂજનનુ મૂળ ગુરૂપાય
મંત્રમૂળ ગુરૂવાક્ય છે, મૂળ મોક્ષનુ ગુરૂકૃપાય
ગુરૂકૃપા વાંછિત ફળ થાય, હરિ રૂઠે તો ગુરૂ કરે સહાય;
(પણ) ગુરૂ કોપે ક્યૌં નહી ઠેમાણુ, અધિક આચાર્યથી કો નવ જાણું,
ક્રોધી ગુરૂ તો હરિ હજી, કામી હોય તો કૃષ્ણ કહીએ
લોભ દાખે તો વામનજી, પણ હરિ સાચા એમ લહીએ"

(ભક્તિપોષણ)

કવિને મન ગુરૂ સર્વસ્વ છે, અને કવિનુ સર્વસ્વ ગુરૂ એજ અર્પેલુ છે સ્વવૃત્તાનમા કવિ ગુરૂને અમર કરી નહી કરી શકાય એવુ ઋણમોચન કરવા પ્રયત્ન કરે છે —

"કર્મ જ્ઞાન સહિત ભક્તિ, યથા ક્રમ અનુસાર;
હિત વાત્સલ્ય સહિત સેવા, એક નંદકુમાર.
શ્રીગોપીજનવલ્લભ પ્રભુ, આનંદમય સર્વાંગ;
ક્ષણે ક્ષણે અધિકાધિક રાજે, પૂર્ણ સાંગોપાંગ.
અગણિત આનંદરસાત્મક, રિસે રસિક રસાળ;
નટવર લલિત ત્રિભંગ છબિ, ભક્તજન પ્રતિપાળ.
શ્રીમદનમોહન પ્રગટપ્રભુ, સેવ્ય કરી રુજમાથ;
પધરાવીઆ પુષ્ટિપ્રભુ, અનાથ કર્યો સનાથ.
હું સનાથણી ગુરૂદેવનો, કરી કૃપા અપરંપાર;
અલૌકિક કર્યું દાન રહેનો, શું શું કરૂં ઉદ્ગાર?"

ગુરૂકૃપાએજ કવિ અપાત્ર મીટી સત્પાત્ર થયા છે. કવિની સુપ્રત શ્રીનાથજીને કરનાર ગુરૂનીજ કૃપા છે; અને કવિ કહે છે તેમ—

"શ્રી કૃષ્ણ કીર્તન ગાન કરવા, શિખ ગુરૂએ દીધી;
મ્હેં સાદરે તે પ્રમાણી, માથે ચ્હડાવી લીધી."

કવિ જીવનચરિત્ર લખવાની આપણા ગુજરાતમાં પહેલ કરનાર અને દયારામના અક્ષર દેહરૂપી કાવ્યોને પૂજનાર નર્મદે પોતાની પ્રથમની ચકડોળે ચડેલી સ્થિતિમાં અમુક વ્યક્તિઓને લઇને દયારામના ઇષ્ટ પુષ્ટિમાર્ગ ઉપર તોપોનો મારો ચલાવ્યો છે, તેમજ એ સુધારક કવિને પડખે રહીને સુધારક કરસનદાસે પણ એ માર્ગની તે વખતની વ્યક્તિઓનાં છિદ્રોનું જ અન્વેષણ કરવામાં બાકી રાખી નથી; તેથી એ માર્ગના સર્વ અનુયાયીઓને એકજ કોટિમાં મૂકવા એ ન્યાયયુક્ત નથી, પણ ગુજરાતના લેખકવર્ગે એ બનાવ પછી એ સંપ્રદાય અને એના અનુયાયીઓ ઉપર ટીકા કરવાની એક જ પ્રકારની વૃત્તિ બાંધી લીધી. આ વૃત્તિમ

છાટા આ જમાનાની પૂર્વે થઈ ગયેલા દયારામ ઉપર અને એમના ગુરૂઓ સુધી પણ દયારામના ત્યારપછીના જીવનચરિત્રકારોદ્વારા પહોચ્યા! દયારામે પોતે એમના ગુરૂઓમા એ દોષો જોયા નથી, એ એમના કવનો કહે છે, તો આપણા પોતાના દૃષ્ટિદોષો શા માટે તે ઉપર ઢોળવા?

**કવિએ કરેલો વ્રજ વાસ.**

દયારામભાઈએ વ્રજવાસનો લાગી મુદ્દત સુધી લ્હાવો લીધો યમુનાજળનુ પાન કરવુ, ત્યાની રમણરેતીમા લોટવુ એ લ્હાવા એમણે સપ્રેમે લઇ લીધા એમની મનિકલ્પનાઓ અહીં, ભાગવતે વ્યાપક રુપે બોધેના ભક્તિરસના પાતાળોમા પેઠી એ પાતાળોના, પ્રો ધ્રુવ કહે છે તેમ, "પૂર્ણ માધુર્યના આસ્વાદનમા ડૂબીને સવિશેષ પાન ઇચ્છનારા જયદેવાદિક તો કૃષ્ણાવતાર, અને તેમા પણ કૃષ્ણની વ્રજલીલા, અને વ્રજલીલામા પણ ગોપિકાઓ સાથેની ક્રીડા, અને ત્હેમા પણ રાધા સાથેનુ રમણ એમાજ પોતાનુ હૃદય મગ્ન કર્યું, અને ભાગવતની ખામી પૂરી" વ્રજની રસસામગ્રીમા હૃદયને મગ્ન કરનારા અને ભાગવતની ખામી પૂરનારા કવિઓમા કે એવા વિરલ ભોગી ભક્તોની ગણનામા દયારામભાઇ પણ ઉમેરાયા, એ એમના કાવ્યપ્રદેશમા વિહરનારને સુવિદિત છે

**કવિએ કરેલી મહાયાત્રાઓના તીર્થોનુ વર્ણન**

કવિએ કરેલી તીર્થાવલિનો અનુક્રમ યથાર્થ રીતે આલેખવા આપણી પાસે સાધન નથી અને તેથી એને અંગે થયેલા કવિના અગાધ અનુભવો પણ અનુક્રમમા આપી શકાય એમ નથી સંવત ૧૮૮૪ મા કવિએ પૂરા કરેલા પુષ્ટિમાર્ગના રહસ્યના ભેદુ "રસિકવલ્લભ" ગ્રંથના કાવ્યાત્મક અનુક્રમ ઉપરથી આપણે કવિના અનુભવ જાણીશુ. વ્રજદેવોને નમન કરી કવિ કહે છે કે—

" પછી ગયો નિમિષારણ્ય, બ્રહ્માવર્ત મૌરભક્ષેત્ર
ત્યાથી ગયો માયાપુરી હરિદ્વાર પરમ પવિત્ર
કર્યું સ્નાન શ્રીગંગાજીમા, પૂજિયા પ્રભુ તતખેવ
જ્યા પધાર્યા છે દયાપ્રિતમ, શ્રીમદ્ગ્નલદેવ

ત્યાથી હુ હિમાલય ન્હીં ચોજી, શ્રીબદ્રિનાયક પદ પરિરોજી
જે નરનારાયણ મહા ધામજી તપ્તકુડ ત્યા પૂરણ કામજી
અલકનંદા ને ગગા પાસજી મજ્જન કીધુ મન ઉલ્હાસજી
ત્યાથી કેદારેશ્વર દેવજી, ગગોત્રી ન્હાયો તતખેવજી

તતમેવ માનસરોવરે નાહી, ગયો શ્રીકુરૂક્ષેત્ર
શ્રીસરસ્વતીમા સ્નાન કરી હરિ નિર્ખિયા ભરી નેત્ર
શ્રીમુક્તનાથ શ્રીહરિક્ષેત્રને પુલહાશ્રમ પવિત્ર
ગડકી શાલિગ્રામ શ્રીહરિ ભક્તજનના મિત્ર
શુચિ પચલદ કૌશિકી નદી નદ સોણુ તીથ વમત
પછી પુણ્ય ક્ષેત્રાનદ મુક્તિસેન છૂટે જત

શ્રીજનકપુર શ્રીઅયોધ્યાપુરી સ્નાન સરયુ તીર
શુચિ સ્વર્ગદ્વારી ઘાટ જોઈને, નિરખ્યા શ્રીરઘુવીર
ત્યાથી ગયો હુ પ્રાગરાજ, ત્રિવેણી સગમસ્નાન
શ્રીવેણીમાધવ પૂજ્યા વટ અક્ષય તીર્થ મહાન.
પછી ચિત્રકૂટ પવિત્ર સ્થળ, જ્યા રમ્યા સીતારામ
જન દયાપ્રિતમ પૂર્ણ પુરોત્તમ, સહુ સુખ ધામ

પછી શ્રીકાશીપુરીમા જઈનેજી, શ્રીગગા ન્હાયો શુચિ થઈનેજી
પૂજ્યા શ્રીવિશ્વેશ્વર દેવજી, બિદુ માધવ કીધી સેવજી

પચકોશી યાત્રા કીધીજી, પાવનપુરીને પરિક્રમા દીધીજી
ક્ષેત્ર ગયા જઇ કીધા શ્રાદ્ધજી, પૂર્વજ તરિયા ટળિયા બાધજી

ત્યા બાધ ટળિયા સકળ પીધુ, ફલ્ગુ સરિતા સ્નાન
શ્રી ગયા ગદાધર પૂજ્યા, વિષ્ણુ સહીત મહાન.
પછી ઝાડ ખડી વૈદ્યનાથજી પૂજ્યા જ્યોતિર્લિંગ
પછી કપિલદેવજી અર્ચિયા ન્હ્યા ગગા સાગર મગ
વૈતરણી ક્ષેત્ર ગયો પછી, મહાનદી શુચિ જળસ્નાન
પછી શ્રી સાક્ષીગોપાળ, નિરખ્યા વિપ્ર કન્યાદાન
પછી શ્રી પુરૂષોત્તમ પુરી ગયો નિરખ્યા શ્રી જગન્નાથ
બળભદ્ર, સુભદ્રા, સુદર્શન, દર્શન ચારે સાથ

મહા માહાત્મ્ય મહાપ્રસાદ લીધે, ચતુર્ભુજ હોય જન
મહોદધિ ઇંદ્રદ્યુમ્ન ન્હાયો, ત્યાહા પુણ્ય અનત
શુચિ માર્કંડેય શ્વેતગગા વરે કૃષ્ણનુ દર્શ
જન દયાપ્રિતમ શ્રીપુરૂષોત્તમ, ક્ષેત્ર અતિ ઉત્કર્ષ

પછી ગયો આઘ કૂર્મ ક્ષેત્રજી, મજ્જન દર્શે શુચિ તનુ નેત્રજી
વળતી નિરખ્યા ગિરિ પદ્મનાભજી, મહાદ્રિ નરહરિ લખી લાભજી
મગળ ગિરિ શ્રીપણાનૃસિંહજી પિયે પ્રત્યક્ષ પણો ક્ષીર ગજી
ગોદાવરી વેણામરી સ્નાનજી, રૂપ હૃદે મુખ હરિ ગુણ ગાનજી,

ગુણગાન ગોવિંદ યનપદ પાપ રહે નહિ લેશ
આગળ શેષાચળ શિખર નિરખ્યા, નાજે શ્રીવ્યકટેશ
પછી તજેગીમા ત્રિપતિ પુરી શ્રી રામચન્દ્રજી ભાજે,
પછી કાચી શિવ વિષ્ણુપુરી શ્રીવર્દરાજ વિરાજે
શુચિ પક્ષીતીર્થ ને કામકોટિ, કુભકર્ણ સુક્ષેત્ર,

નદી કાવેરી શ્રીરંગસ્વામી, નિરખી મફુલિત નેન.
પછી દક્ષિણ મથુરા દ્વારકા, નિરખ્યાં રાજગોપાળ,
શ્રીરામ પહોંચ્યા નિર્મિનવગ્રહ, પુજિયા લઘુ કાળ
શ્રીસેતુમધવજી રામેશ્વર, પુજિયા અઘ દુ ખ ભગ,
પછી ધનુષ્યતીર્થે સ્નાન કીધા, ઉભય સાગર સંગ.
તુંગભદ્રા કૃતમાળા પયસ્વિની, તામ્રપર્ણી નીર,
હેમ સ્નાન પાને દયાપ્રિતમ, કૃષ્ણભક્તિ ધીર.

નિરખ્યા હરિ તોતાદ્રિ ધામજી, શ્રીઆદિકેશવ અભિરામજી
મેટેલકોટામાં શ્રીહરિ રૂપજી. કુમારીકન્યા ક્ષેત્ર અનુપજી.
પદ્મતીર્થ પચાપ્સર ક્ષેત્રજી, અનંતપુર શ્રીપદ્મનેત્રજી;
પદ્મનાભજી શ્રીસહનામજી, જનાર્દન શ્રીપૂર્ણકામજી.

છે પૂર્ણ કામ શ્રીરંગનાથજી, ચલપેન્ગાયજી નામ,
શ્રીસ્વામીકાર્તિક ગોકર્ણેશ્વર, પપામર અભિગમ.
શ્રીશૈલશિખરે મલ્લિકાર્જુન, વૃષભશૈલ મહેન્દ્ર
શ્રીરામહૃદ અર્ધનારીશ્વર, પછી નિરખ્યા શ્રીકૃષ્ણચંદ્ર.
પછી પંઢરપુર શ્રીવિઠ્ઠનેશ્વર, ચંદ્રભાગા તીર
નદી ભીમરથી શ્રીભીમાશંકર કૃષ્ણા નિર્મળ નીર.
શ્રીમહાલક્ષ્મી કોલ્હાપુર, પછી સપ્તશૃંગી દેવી
શ્રીગૌતમીગંગા પુનિત પય, દેવ મુનિજન સેવી
શ્રીત્ર્યંબકેશ્વર નીલગિરી, કનખલતીર્થ શુભનામ
નાહી નિર્ખિયું સ્થળ પંચવટી, લક્ષ્મણમહ સીતારામ.
દંડકારણ્યની યાત્રા કરી, પછી સૂર્યતનયા સ્નાન,
જન દયાપ્રિતમ પ્રિયા ભગિની, તીર્થ પરમ મહાન.

નદી પયોષ્ણી મજ્જન કીધુંજી, રેવાસાગર ન્હાઈ પય પીધુંજી,
પરશુરામ લોટેશ્વર તીર્થજી, ભૃગુક્ષેત્ર ન્હાયો શુભ અર્થજી
યજ્ઞ કર્યાં જ્યાં બળી બડભાગીજી, શ્રીવામનજી ભીક્ષા માગીજી,
શુકનતીર્થ ઈશ્વર ૐકારજી, રેવોરી સંગમ માહાત્મ્ય અપારજી,

છે અપાર મહિમા ચડીપુરી, શ્રીશેષશાયી ભગવાન્,
શ્રી યામક્ષેત્ર ને શુકાશ્રમ, શતભેદ ક્ષેત્ર મહાન્
ૐકારનાથજી નિરખિયા, નર્મદા નિર્મળ સ્નાન,
માહિષ્મતીપુરી પરમ પાવન, શાસ્ત્રમા એમ ગાન
પુરી અવતી મહાકાળેશ્વર, સિપ્રાતીર્થ પાવન
શ્રીદ્વારિકાપુરી પછી ગયો, જ્યાહા સદા જગજીવન
ગોમતીસાગર ચક્રતીર્થે, કર્યું સ્નેહે સ્નાન,
પછી શખોદ્ધાર બેટ નિર્ખિયા, કૃષ્ણ શ્રીભગવાન્,
શ્રીત્રિકમ માધવ પુરુષોત્તમ, નિર્ખિયા કુવર કલ્યાણ
રુક્મિણી રાધા જાબુવતી, સત્યભામાદિ પ્રભુપ્રાણ
વિધિવત્ કરી સહુ નારાયણસર, તીર્થ અતિ ઉત્કર્ષ
પછી પિંડતારક પ્રભાસ ન્હાયો, સુદામાપુરી દર્શ
કુડદામોદર ગિરિનાર યાત્રા, જીર્ણગઢ જ્યા ગ્રામ
જન દયાપ્રિતમ ભક્તસ્થળ, નરસિંહ મહેતા નામ

ગોગડ સોમેશ્વર સુર સેવાજી, નાગેશ્વર ઘુષ્મેશ્વર દેવાજી
અરબુદાચળ અતિ જ પ્રબળાજી, આરાસુરમા દેવી અબાજી
સિદ્ધપુરે હુ વળતો ધાયોજી, સરસ્વતી પ્રાચી જળ પૃત ન્હાયોજી,
બિંદુસરોવર મજ્જન કીધુજી, ગોવિંદમાધવ દર્શન લીધુજી

લીધુ પરમ સુખ શકાર, ગોમતી સ્નાન પૂરણ કોડ,

સાક્ષાત્ શ્રીદ્વારિકાપતિ, નિરખિયા શ્રીરણછોડ.

મહીસાગર ન્હાઇ પાવાગઢ, કાલિકાદેવી મેવ;
પછી મેવાડે જઇ પૂજી, શ્રીએકલિંગજી મહાદેવ.

પછી શ્રીજીદ્વારે હું ગયો, જે પરમ પાવનધામ;
મ્હેં નિરખિયા શ્રીનાથજી, પરબ્રહ્મ પૂરણકામ.

મહતીર્થ ગુરૂપુષ્કર તીર્થ, ત્યાં સ્નાન કરી હરિ દર્શ;
ચર્મણ્વતી વેદિકા સુરનદી, ન્હાઇ પામ્યો હર્ષ.

પછી વ્રજમંડળ ફરી આવિયો, એ મુખ્ય નામોચ્ચાર;
જો વિધિવત્ વર્ણન કરૂં તો ગ્રંથ થાય વિસ્તાર."

**તીર્થક્ષેત્રોનો મહિમા.**

કવિએ કરેલી તીર્થાવલિની આ લાંબીલાંબી નામાવલિ હજી કવિ કહે છે તેમ સંપૂર્ણ 'વિધિવત્' થઇ નથી. અને વાંચનાર! આપણે પણ એને સંપૂર્ણ જોવાનો લોભ નહીં રાખીએ, પણ આપણા ભારત જેવા વિશાળ દેશના આ પવિત્ર પ્રવાસે કવિના જીવનમાં શા શા ઉંડા અનુભવો ભર્યા એનું કંઇક દિગ્દર્શન કરીએ. કવિની કાવ્યકૃતિઓની ધડધડ પડતી જળધારાઓનાં મૂળ આવા આવા કવિના અનુભવશિખરોમાં છે, ભૂગોળમાં આવા આવા તીર્થોની કોઇ કપિરાજની પૂછડી જેવી લાંબી નામાવલિ આપણે ઘણીવાર ગોખી નાખી હશે, પણ એ નામોમાં આપણો ધાર્મિક ઇતિહાસ કેટલો ગર્ભિત રીતે સમાયલો છે? આ તીર્થો ભારતવર્ષને ખૂણે ખૂણે અને તે પણ સુંદર ભાગોમાં વિખરાયલાં છે. આખા દેશમાં પવિત્ર ઉદ્દેશો સાથે કરેલું આ તીર્થાટન અને તીર્થાટનમાં સ્થળે સ્થળે સ્હામું આવતું વિવિધ પ્રકારનું અદ્ભુત સૃષ્ટિસૌન્દર્ય, કલ્પના-

પ્રદેશના મહાકલેવરને કેટલે વિસ્તારી મૂકે એ કલ્પવું અઘરૂં છે કલ્પના પ્રદેશના આ મહાકલેવરને અનુભવની અનેક રક્તવાહિનીઓ પણ જીવન-પર્યંત કેટલું બધું પોષણ આપે એ કલ્પવું પણ અઘરૂં છે આવા મહા કલેવરને સમારમાં લાંબો વખત ટકાવી રાખનાર પ્રવાસની વિટંબનાઓ પામેથી મળતા શારીરિક સ્વાસ્થ્ય અને તેને અંગે પ્રબળ માનસિક સ્વાસ્થ્ય કવિને આ પ્રવાસે કેટલા બધા આપ્યા હશે ? રામાયણ, મહાભાગત, ભાગવત કે બીજા અનેક પુરાણોના રહસ્યો જાણવાનો અવશ્ય લાભ આ આ પવિત્ર સ્થળોના નામ માત્રથી થાય છે તો એમના ખાસ દર્શનથી તો કેટલો બધો થાય ? મોક્ષદાયિની કહેવાતી ભારતની મહાનગરીઓ, આર્ય આશયોને બલિષ્ઠ કરતા તપોવનો, ભારત ભૂમિની કર્મ ભૂમિઓ, ભવિષ્યવાણીઓ સફળ કરનારા પરતીર્થ જેવા તીર્થો, સાત જન્મ સુધી વૈધવ્ય મળે માટે સ્ત્રીઓ માટે જેના દર્શન વર્જિત છે એવા કાર્તિકસ્વામી જેવા વિચિત્ર તીર્થો, ભગવાન્ શંકરાચાર્યના વિવાદસ્થાનનું સ્મરણ કરાવતી માહિષ્મતી નગરી, કવિવર કાળિદાસની જન્મભૂમિ અવંતી નગરી, "પગાવ ભાયગ નરસિંહ મહેતાને, વ નબ દેવાયે" એ શબ્દથી શરૂ થતી લાવણીમાં કવિએ જેની કીર્તિ મહારાષ્ટ્રમાં ઘેર ઘેર પ્રસારી છે એ નરસિંહનું જન્મસ્થળ જીર્ણગઢ વા જૂનાગઢ, આ તીર્થસ્થળોએ કવિજીવનમાં નિર્વિવાદ રીતે અનેક સસ્કારોના થરને થર ગોઠવ્યા હશે હૃદય, મન અને આ ત્માને પવિત્ર ચિન્તનમાં ગાળનાર આજ પ્રવાસે તેઓની યૌવનના બોજે એના કવિજીવનના ચારિત્ર્યના પવિત્ર બીબા તૈયાર કર્યા હશે આવા તીર્થાટનમાં ભમતા એકાએક પ્રફુલ્લિત અને પવિત્ર થઈ જતુ એક અન્ય કવિહૃદય, સામાન્ય બુદ્ધિને અવાસ્તવિક લાગે એવું ગાવા મડી જાય છે કે —

"લેતા વિરાટ પગલાં સખિ ! વિશ્વગોળે
વર્ષો સહસ્ર દૂરતા મૃગનાની કાળે,

મારી જનગ સખિ ! સાગર એક કુલ્યા
નિહાળ્યુ ભારત સુમાલિક વદનીય." (ગ. ન્હાનાલાલ)

કાવ્યક્ષેત્ર જેવા આદર્શ ક્ષેત્રમા લોકપ્રિયતાની વિજયમાળા મેળવવાનુ સામર્થ્ય કવિએ આ ઉત્પાદક તીર્થાટનમાથો ઘણે અંશે મેળવ્યુ છે

**તીર્થયાત્રાઓથી કવિની પ્રતિભાને મળેલું પોષણ.**

મહાકવિઓના કાવ્યોની હારમા સાભિમાન બેસી શકે એવી પ્રતિભાવાળા કાવ્યો કવિએ લખ્યા છે તે આ પ્રવાસોની વિવિધ ઋતુઓના અનુભવોને આદર કરવાથીજ. વસત ઋતુ બેસતા રાધિકા પાસે કવિ એક સહિયરને કહેવડાવે છે કે —

" જો વયસ્યા ! વદે રાધિકા, ઋતુ આવી વસત,
સજોગી સુખસાગરી, વિરહી દુ ખદા અનત

ફુલ ભાસલનુ અલિ તજ્યુ, ભજ્યુ તે મધુ પેખી,
રસિક પ્રિતમને ન સાભરે, સ્નેહ તે ઋતુ પેખી

કુસુમિત વન ઉપવન થયા ગુંજે ભૃગ મદમાતા,
મદનરતિ જાણે બ્રજ લહી, મગ્ન મગળ ગાતા !

ત્રિવિધ સમીર વૃદાટવિ, પરભૃત કલ બોલે,
લલિત સુમન મધુ કણ સ્રવે, હરિવણ C? છોલે.

પ્રફુલ્લિત દ્રુમ સહકારના, દ્વિજ પ્રમુદિત ઝુલે
અનુપમ મ્હોરી એલચી, લગી ગોરતની લૂમે ' [ષટ્ઋતુ]

પ્રવાસમા આવતી સુદર વસ્તુઓનુ સુદર રીતે નિરીક્ષણ કરી આપણો કવિ સુદર થઇ આમ ભવ્ય બને છે. 'સ્વર્ગના સ્વપ્ન'' કહેવાતા કાશ્મિરને અને એની મનુષ્યકૃત શોભાને—

" એક ભૂતલે ભગનખંડ માટે છે જુવરુ મહુતણ રે,
કાસ્મિર મડળ અતિ સુન્દર નગ્ર સોહામણુ રે."

એ શબ્દોમા વર્ણી એની કુદરતી શાંત વનસ્પતિઓનુ પણ કવિ કેવુ વર્ણન આપે છે !

" જે વનમા કદળી વૃક્ષ બિરાજે છે ઘણા રે
જેમા નીપજે સુલભ કપૂર ન શોભામા મણા રે
ત્યા મહિત સુગધિ શીતળ વાયુ વાય છે રે
જેનો સ્પર્શ થતામા સ્વાભાવિક વૈર સમાય છે રે"

વળી મહારાષ્ટ્રનુ સ્ત્રી સૌન્દર્ય ચિતરતા કવિ કહે છે કે —

" મહારાષ્ટ્ર વધુઓ તણી મુખ શોભા કહી ન જાય,
સુધાકર ચદ્ર તે લખી ક્ષય થયો તે લજવાય."

પણ આવુ બાહ્ય સૌન્દર્ય કવિએ અનેક સ્થળે આલેખ્યુ નથી, અને આ લેખ્યુ હોત તો ગુજરાતને બીજો વર્ડ્ઝવર્થ કવિ મળત દયારામે એ સૌન્દર્યનો ઉપયોગ એમની શબ્દ ગુથણીમા, શબ્દોના લાલિત્યમા અને ભાવોમા કર્યો છે

આ લોભકારી મહાપ્રવાસમા ત્યા ત્યા કવિએ નેત્ર ભરી હરિ નિરખ્યો છે અને " રૂપ હૃદે મુખ હરિગુણગાનડે ' એવી રીતે એ ફર્યા છે

આ સ્થળે એક નોધ લેવી જરૂરની છે અને તે ઘણી ઘણી ચર્ચાઓથી ગુથાતી કવિકૃત મનાતી " કાશી પુરીની લાવણી " વિષેની છે. એમ મનાતુ કે કાશીપુરીમા કવિએ આ લાવણી લખી છે એ વાત તો સત્ય છે એ લાવણી લખનાર સ્માર્ત હતા અને " પૂર્ણ ચરન અભિલાખ '

મારી ઉરગ સખિ ! સાગર એક કુદ્યા
નિહાળ્યુ ભારત સુમાત્વિક વદનીય " (ગ ન્હાનાલાલ)

કાવ્યક્ષેત્ર જેવા આદર્શ ક્ષેત્રમા લોકપ્રિયતાની વિજયમાળા મેળ-વવાનુ સામર્થ્ય કવિએ આ ઉત્પાદક તીર્થાટનમાથી ઘણે અંશે મેળવ્યુ છે

**તીર્થયાત્રાઓથી કવિની પ્રતિભાને મળેલું પોષણ.**

મહાકવિઓના કાવ્યોની હારમા સાભિમાન બેસી શકે એવી પ્રતિભાવાળા મહ્યો કવિએ લખ્યા છે તે આ પ્રવાસોની વિવિધ ઋતુઓના અનુભવોને આભાર કરવાથીજ વસત ઋતુ બેસતા રાધિકા પાસે કવિ એક સહિયરને કહેવડાવે છે કે —

" જો વયસ્યા ! વદે રાધિકા, ઋતુ આવી વસત,
સજોગી સુખમાગરી, વિરહી દુખદા અનત
કુસુ જાસવતુ અલિ તજ્યુ, ભજ્યુ તે મધુ પેખી,
રસિક પ્રિતમને ન સાભરે, સ્નેહ તે ઋતુ પેખી
કુસુમિત વન ઉપવન થયા ગુંજે ભૃગ મદમાતા
મદનરતિ ભાસે બ ન લહી, મગન મગળ ગાતા !

ત્રિવિધ ગંભીર વૃદાટવિ પગભૂન ..સ ભોને
લલિત સુમન મધુ કણ સવે, હરિવણ ઉર છોને.
પ્રફુલ્લિ રના, ?
અનુપમ ી,

પ્રસગમા ઙ
કવિ સુદર થઇ છે
અને એની મનુ

પહેલી યાત્રામાં કવિના લગભગ સાત વર્ષ ચાલ્યા જાય છે આ યાત્રાના સબંધમા એક વાત એવી સભળાય છે કે, શ્રીજી મુકામે મહારાજે કવિને ત્રણ દિવસનુ અનશન વ્રત લેવડાવેલુ, એ વ્રતની છેલ્લી રાત્રિએ કવિહૃદય જેને રટતુ હતું, તે શ્રીજીએ એમને દર્શન દીધા એમની સાથે એ એમને નજમા તેડી ગયા અને કૃષ્ણની રાસલીલા દેખાડી આશીર્વાદ આપી કવિને એ રાસલીલા ગાવાની આજ્ઞા કરી. આ વખતથી કવિને કૃષ્ણ અને કૃષ્ણલીલાની સાત્વિક ધૂન લાગી હતી એ ધૂનના વિસ્તરતા પ્રદેશમા દિવ્ય દૃષ્ટિ વડે અને એ દૃષ્ટિએ પોતાના ઇષ્ટના ઇષ્ટ દર્શન કરી લે દયારામભાઇના કાવ્ય ચિત્રોમા ચિતરાયલી એ ધાર્મિક દર્શનોની સુદરતા, ઝીણવટ, કળા અને રસિકતા જ્યા ત્યા દેખા દે છે.

**રાસલીલા ગાવાની શ્રીજીની આજ્ઞા.**

પહેલી યાત્રામા એક બીજો પણ ન્હાનકડો ચમત્કારી બનાવ બનેલો છે દ્વારકા જતા જતા કેટલાક ગામડાના જુદા જુદા વાણીઆ પાસેથી દયારામે માલ ખરીદ્યો. બીજા બધાના પૈસા ચૂકતે કર્યા, પણ કવિ એક જણના પૈસા આપવાનુ વિસરી ગયા, ને ગામ છોડી દ્વારકા તરફ ચાલ્યા ગયા બહુ દૂર ચાલી ગયા પછી એ વાત યાદ આવતા તુરત પાછા ફર્યા વાણીઆને વેર આવી નામુ દેખાડવાનુ કહ્યું તો પૈસા ચૂકતે આપવામા આવેલા જણાયા ! આ જોઇ દયારામને પસ્તાવો થયો કે મ્હારી એક ન્હાની ભૂલ સારૂ મ્હે નાહક કૃષ્ણપ્રભુને તસ્દી આપી ! કવિએ "અનુભવ મંજરી" ગ્રથમા પ્રત્યક્ષાનુભવમા આ પ્રસગ નોંધ્યો છે —

**દ્વારકાંની યાત્રા અને ચમત્કાર**

> "રીઝ હુ દીનો દામ બોહોત અવનમ વનય કર,
> માહ્રું નન મુદ્રા દે આપે પ્રભુ મો તનુધર "

કોઇ પણ વાતનું દરદ નથી, એમ સદ્દગત નર્મદ લખે છે. તેમ અન્ય કેટલાકને એ 'ભારી વર્ણનવાળી' પણ લાગે છે. કવિ તો વૈષ્ણવજ જન્મેલા છે. અને મહત્વતાની ખામી ન હોય તો લાવણીમાં એક સુંદર વર્ણનાત્મક કવિતા છે એ કોઇ પણ જોઇ શકે એમ છે. કવિના ઉત્સાહી અનુભવનો ઇતિહાસ એમાં પદે પદે આલેખાયલો છે અને—

" પતિતપાવની નિકટ કાશિ ગંગા ઘેરી ગાજે,
મનિ કુંદન જ્યો મિલે મગ ઐસી શોભા છાજે."
દ્વિજ બદનરુપ સદન હરી સરસ્વતી કાશિમેં બાસી."

× × ×

વગેરે પંક્તિઓમાં કેટલા ગંભીર ભાવ ભર્યું, કલ્પનાત્મક અને સુંદર કવિત્વ છંટાયલું છે! વળી કવિનું આ પ્રથમ કાવ્ય નથી એ ખરૂં છતાં શોભાપ્રદ કાવ્યનો નમુનો કહી શકાય. કવિત્વશક્તિની બક્ષિસ આ પહેલાં કવિને કાવ્યદેવી તરફથી મળી ગઇ છે. માતાપિતાનું દર્દ વિસારે મૂકાવનાર પણ આ વખત પહેલાં કવિને કોઇ એક મળી ગયો છે, અને તે એકનો જ પક્ષપાતી હર્ષી કવિ યથાર્થ જ ગાય છે કે—

" કૃષ્ણચરન અભિલાખ દયાને લાવની ગાઇ."

આ હિંદી લાવણીપરથી વળી એ પુરવાર થાય છે કે, દયારામે આ વખતે હિન્દી કાવ્યોના અધ્યયનનો આરંભ કરી દીધો હતો. રા. બદરીનાથ ભટ " સરસ્વતી " માસિકમાં કહે છે કે—

" વ્રજ ભાષાને ઉસકી સુષુપ્ત કવિતા સરસ્વતીકો જાગૃત કિયા. યહ હિન્દી–ભાષિયોં કે લિએ કુછ કમ ગૌરવકી બાત નહીં. પર કાશી કી લાવની મેં ખડી બોલી ઔર [illegible] દોનોંકા પ્રભાવ પ્રત્યક્ષ દેખ પડતા હૈ."

પહેલી યાત્રામાં કવિનાં લગભગ સાત વર્ષ ચાલ્યાં જાય છે આ યાત્રાના મધ્યમા એક વાત એવી સંભળાય છે કે, શ્રીજી મુકામે મહારાજે કવિને ત્રણ દિવસનું અનશન વ્રત લેવડાવેલુ, એ વ્રતની છેલ્લી રાત્રિએ કવિહૃદય જેને ઝંખતુ હતું, તે શ્રીજીએ એમને દર્શન દીધા એમની સાથે એ એમને વ્રજમા તેડી ગયા અને કૃષ્ણની રાસલીના દેખાડી આશીર્વાદ આપી કવિને એ રાસલીલા ગાવાની આજ્ઞા કરી.

**રાસલીલા ગાવાની શ્રીજીની આજ્ઞા.**

આ વખતથી કવિને કૃષ્ણ અને કૃષ્ણલીલાની સાત્વિક ધૂન લાગી હતી એ ધૂનના વિસ્તરતા પ્રદેશમા દિવ્ય દૃષ્ટિ ઉઘડે અને એ દૃષ્ટિએ પોતાના ઇષ્ટના ઇષ્ટ દર્શન કરી લે. દયારામભાઇના કાવ્ય ચિત્રોમા ચિતરાયલી એ ધાર્મિક દર્શનોની સુંદરતા, ઝીણવટ, કળા અને રસિકતા જાણ્યા જેવા દેખાય છે.

પહેલી યાત્રામા એક બીજો પણ ન્હાનકડો ચમત્કારી બનાવ બનેલો છે દ્વારકા જતા જતા કેટલાક ગામડાના જુદા જુદા વાણીઆ પાસેથી દયારામે માલ ખરીદ્યો. બીજા બધાના પૈસા ચૂકતે કર્યા, પણ કવિ એક જણના પૈસા આપવાનુ વિસરી ગયા, ને ગામ છોડી દ્વારકાં તરફ ચાલ્યા ગયા બહુ દૂર ચાલી ગયા પછી એ વાત યાદ આવતા તુરત પાછા ફર્યા વાણીઆને ઘેર આવી નામુ દેખાડવાનુ કહ્યું તો પૈસા ચૂકતે આપવામા આવેલા જણાયા ! આ જોઇ દયારામને પસ્તાવો થયો કે મ્હારી એક ન્હાની ભૂલ સારૂ મ્હે નાહક કૃષ્ણપ્રભુને તસ્દી આપી ! કવિએ "અનુભવ મંજરી" ગ્રંથમા પ્રત્યક્ષાનુભવમા આ પ્રસંગ નોંધ્યો છે —

**દ્વારકાંની યાત્રા અને ચમત્કાર**

> "ફીર કુ દાનો દામ બોહોત અવગમ વચય કર,
> આઇ ગ્ર સુધ દે આપે પ્રભુ મો તનુ ધર."

કવિના મનમાં અને આત્મામાં અનેક જ્ઞાનપ્રદેશોમાં ઘૂમવાની વગ વાળી ઇચ્છાઓ જગાડનાર આવી એક યાત્રાએ કવિને તૃપ્ત કર્યા નહીં. પછીની યાત્રામાં એમના આઠ વર્ષ વીતી ગયા છે. બીજીમાં ચાર વર્ષ, તથા ત્રીજીમાં એકેક વર્ષ વીત્યાં કહેવાય છે.

**કવિએ કરેલી બીજી તથા ત્રીજી મહાયાત્રા**

યાત્રાએ જવાની કવિની આ ઉત્તરોત્તર વધતી જતી ધૂન ઘણાકને વિલક્ષણ લાગે પણ કવિ તો પ્રિયતમ પાસે જતી પ્રેમાળ પ્રિયતમાની માફક એ સ્નેહનગરમના લાભ અનેક વાર લેતા જતા કદી થાકયા નથી. કૃષ્ણની પ્રિયતમા જેવા દયારામભાઇએ વ્રજમંડળ જવામાં ભાગ્યનો ધન્યધન્યતા માની છે, વ્રજરજમાં લોટવામાં જન્મ મરણને ખોયા છે અને જમુનાજળમાં સ્નાનપાન કરવામાં પાપકર્મ ધોયાં છે, એટલું જ નહીં પણ કાનની કવિતા કહે છે તેમ —

' ચોગરદી ચોરાશીની પારકમા કીની તેને ચોરાશી નથી ભમવું,
વન ઉપવન માંઇ આનંદ આવ્યો તેને હરિની સંગે કર્યું રમવું.
શ્રી ગોવર્ધન શ્રીમહારાણી જેણે પ્રેમ ધરી પૂજ્યા,
તેના એ મીઠાં મત પટેરી પ્રાણી તેને હરિના ચરણ સૂઝ્યા.
સેવ્યા સમર્થ જેણે શ્રીનંદનંદન શ્રી ગોકુળ વસીને,
દયાનો પ્રિતમ તેને પ્રેમે પોતાનો કરી હાથ ગ્રહે હસીને.'

કવિના આ ગુણપતિના સૌભાગ્યમૈત્ર માટે, સૌભાગ્યમદ માટે, કે વાનવારના ધન્યર્ય અભિમાન માટે આપણે શા માટે વાંધા લેવા ? મહત્ત્મ પ્રીતિના લોહચુંબક્વાળાં ખેંચાતા કવિના પ્રેમાળ હૃદયમાં કવિએ ઉપર ઉપરથી સ્નેહરસ સિંચ્યો છે. દુનિયા અને દુનિયા દારી તરફ કાવ્યો આમ કરી વૃત્ત નિરાશવૃત્તિ

**કવિએ અન્ય ભાષાઓમાં કરેલાં કાવ્યો.**

ધાની દીધી અને રાગમાત્રને, દુનિયાની રંગભૂમિ ઉપર જીવનના અદ્ભુત વેષ ફેલાડી જનાર એક કૃષ્ણ માટેજ ખાસ રાખ્યો. કવિમનની અનેરીતે યાત્રાસમયમા પ્રવૃત્તિની પાનડીઓ ઉપર રહેતી વૃત્તિઓને એમણે એજ કૃષ્ણ તરફ દોરાની છે એજ કૃષ્ણને વિષય કરી અને કીર્તનાગરની અને ગુરણીઓથી શોભાની કાવ્યસામગ્રીનું લેખનુ સાહિત્ય કવિએ આ પ્રવાસમા જોયુ કે ભિન્ન રુચિના ભારતવાસીઓની ભિન્ન રમવૃત્તિ લઈ સતોષ નહી પામતા એમની ભિન્ન ભાષાઓ તરફ કવિએ મન ો ડ્યુ છે તે આ પ્રવાસના લાભ સમયમા હિન્દીમા, મરાઠીમા, મારવાડીમા કે જેજે દેશ પ્રવાસમા આવે તેવા દેશની ભાષામા લોક ભાષાસાભળી કવિએ કોઈ સ્થળે સમર્થ અભ્યાસ કર્યો, તો કોઈ સ્થળે તે તે ભાષામા કૃષ્ણના કાર્યો કર્યા કૃષ્ણ માટે અત્યત આસક્તિ પામેલા, એની દાસી થવામા પરમાનદ માનતા, કવિએ ચાર ભાષાના એક દુહામા કહ્યુ છે કે —

> ગોપી નાહી સાગાયચી, (મરાઠી)
> એવો તુ નદલાલ, (ગુજરાતી)
> મદ મુસકી મો મન હરો, (વ્રજ)
> રૂદ ગઈ તેંડે ધ્યાન. (મારવાડી)

(જેની અદ્ભુત લીલાની વાત થઈ ન શકે એવો તુ નદલાલ છે વળી તેં મદ સ્મિત કરી મ્હારુ મન હરી લીધુ છે, તમને નિહાળી હુ તમારા જ સ્વરૂપમા ગરક થઈ ગઈ છુ )

આવા તુરુ ત્રિયડિયા કાવ્યપદો કવિએ પોતાના વિનોદાર્થે ઘણા એક બનાવ્યા છે વિવિધ ભાષાઓના વિવિધ પદો કવિએ વિવિધ દેશનાં ભાગે વિવિધ રસવૃત્તિના શ્રોત એમા બેસી ગાયા છે કેવળ માતૃભાષા પ્રત્યે કવિએ વત્સલતા દર્શાવી નથી. અનેક ધર્મ કે સપ્રદાયો તરફ સમદૃષ્ટિથી

કવિએ એક સરખો પ્રેમ દર્શાવ્યો છે. તુલસીદાસ, કબીર કે સુરદાસ હો; નરસિંહ મહેતા, મિરાં, ભાલણ, પ્રેમાનંદ કે શામળ હો; તુકારામ હો કે અન્ય કોઈ કવિ કે ભકત હો; એમની કવિતાને કવિ હૃદયપૂર્વક ભેટ્યા છે, એમની કવિતાનો કવિએ અભ્યાસ કર્યો છે, એ વિવિધ દેશની વિવિધ કવિતાઓના મહાસંગમમાંથી કવિએ એમની પોતાની એક ન્યારી કવિતાની મેર જેવી સુંદર તેવી સ્વતંત્ર ઉપજાવી ગુજરાતને હિન્દ તરફ વાળી છે.

આરૂઢ વૈષ્ણવોના પ્રિય વનરૂપ દયારામે મનમરજાદ પહેલી યાત્રામાં સંવત ૧૮૫૮ ના વર્ષમાં લીધી હતી. પોતાને હાથે રસોઈ કરીને જમવું ને ઠાકોરજીને માનસિક ભોગ ધરાવવો એમ કાચી મરજાદ પાળનારાઓ કરે છે. પાકી મરજાદ કવિએ બીજી યાત્રામાં સંવત ૧૮૬૧ માં લીધી છે એમાં સ્વયંપાકી થવા ઉપરાંત સેવ્ય સ્વરૂપને સાક્ષાત્ ભોગ ધરાવી વૈષ્ણવો જમે છે તે રીત ધારણ કરેલી છે.

**કવિની મન મરજાદ**

ત્રણ યાત્રાઓના બન્ને વચગાળાઓમાં કવિ થોડુંક ચાંદોદ, થોડુંક ડભોઈમાં તો થોડુંક ભરૂચ, સુરત, અમદાવાદ વગેરે સ્થળોમાં રહેતા. ઠાકોરનાં દર્શન અને ઇચ્છારામ ભટ્ટનો પ્રોત્સાહક સત્સમાગમ કવિને વારંવાર આકર્ષતાં. શ્રીજીનાં સાત સાત વારનાં દર્શનથી પણ કવિનું હૃદય તૃપ્ત થયું ન્હોતું. શ્રીજીની છેલ્લી ઝાંખી કવિએ સંવત ૧૮૮૭–૮૮ માં કરી, ને ત્યાર પછી ત્યાં કે લાંબા પ્રવાસે જવાનું પંપ વર્ષની વય, થયે વૃદ્ધાવસ્થાની એસની ઋતુને લીધે બંધ કર્યું.

આ ત્રણ મહાયાત્રાઓમાં કે તે વચ્ચેના ગાળાઓમાં સાહિત્ય પ્રવૃત્તિના ફુવારાની સેરો કવિએ ઉડતી રાખી છે. છુટક રસભર્યાં પદો ગરબીઓ ઉપરાંત એમણે ચિરસ્થાયી અને ગંભીર ગદ્યમાં અને લાંબા પદ્યરૂપે કાવ્ય લેખો લખ્યા છે. " પત્રલીલા તથા અજામિલાખ્યાન " જેવા લેખો સંવત

૧૮૬૨ મા અને ૧૮૬૭ મા અનુક્રમે પૂર્ણ લખાઈ ગયા છે પણ એ સાહિત્યપ્રવૃત્તિનુ વિશેષ દિગ્દર્શન અને વિવેચન આપણે આગળ કરીશુ

**કવિનુ તત્ત્વશોધન.** દયારામભાઇ મહાયાત્રાએથી પાછા ફર્યા તે દરમિયાન એમનો જીવનવિકાસ કેટલો થયો ? એમના જીવનના કોમળ ભાગોમા થયેલી એકલ દશાએ તેમજ માતાપિતાદિ સ્નેહીજનોના અસમાન પ્રહારોએ એમના જીવનને જેવુ વેરાન કર્યું તેવુ તત્ત્વશોધક વૃત્તિવાળુ કર્યું એ એકલદશાને અને એ તત્ત્વશોધક વૃત્તિને ઇચ્છારામભટ્ટજી જેવાના સત્સમાગમનો આશ્રય મળ્યો આવી પરિસ્થિતિઓમા ઘડાતા કવિના મહાન્ જીવનને પોતાના આન્તર અને બાહ્ય સ્નેહીજનોની સમીક્ષા અને સમાલોચના કરવાની જરૂર પડી સાચુ અને શાશ્વત્ સ્નેહીજન કોણ છે એ એમના ચિન્તનપ્રોત્સાહક અને ધાર્મિક પ્રયાસે એમને ચાલાકાર રીતે શિખવ્યુ કવિએ પોતાના મનને સમઝાવ્યુ કે —

"સાચુ તે સગપણ રે સમજ મન ! શ્યામતણુ,
બાકી સહુ જુઠુ રે કશુ નથી કામ તણુ "

જ્ઞાનસૂર્યનો પ્રકાશ પડ્યો અને એમની શકાઓના, એમની મુશ્કેલીઓના વાદળો વિખરાઇ જઈ ચાલ્યા ગયા જીવનમા ભેદતા આત્માના અમૂલ્ય આશા, પ્રેમ, શ્રદ્ધા એ અને અમરતા એમણે હૃદયારૂઢ કરી સુદૃઢ કર્યાં મનુષ્યના નૈતિક અને આધ્યાત્મિક જીવનવિકાસ, આર્યધર્મની પવિત્ર સુન્દરતા, અને ઉચ્ચપદ અપાવતી શક્તિઓનો મ્હારે શી શી રીતે લાભ લેવો, કેવી રીતે અને ક્યા રહી લેવો એ એમણે નક્કી કર્યું નવલરામભાઇ જેને જીવનમથનના કાળની ગદ્ધાપચીશી કહે છે, એ એમનો જીવનકાળ પરદેશોમા પસાર થઇ ગયો જીવનની જવાબદારીથી વિમુખ ગણાતા આ મથનકાળની અન્તે કવિના જીવનનુ માખણ એમની હૃદયની ઉર્મિઓ

દ્વારા આપણે ઉપર્યુક્ત " પત્રલીલા " કે " અજામિલાખ્યાન " માં જોઇ શકીએ છીએ; અને એમના વિજ્ઞાનાનંદનો અનુભવ પ્રકાર તેમના વિવિધ પ્રકારનાં અનેક કાવ્યોથી જોઇ શકીએ છીએ.

એમના અપ્રસિદ્ધ ગ્રંથો અનેક છે અને તે દરેક ગ્રંથ જૂદી જૂદી અનેક બાબતોના તત્ત્વોના સમુદાયથી ભરેલો દ્દષ્ટિએ પડે છે.

રસિક રંજન નામક ગ્રંથમાં કવિશ્રીએ જ સ્પષ્ટ કવનમાં લખ્યું છે કે—

॥ कहे बेको काव्य, पें कविको कलेजा हें ॥

કહેવામાં તો " કાવ્ય " એમ ટુંકું કહેવાય, પણ તેમાં નિરૂપણ કરેલી બાબતો ઉપરથી કવિના હૃદયનો તત્ત્વાશય જાણવા ઇચ્છનારને તે બહુજ ઉપયોગી અને સ્વાત્માનંદ પ્રાપ્ત કરવાના ઉપાયરૂપ છે.





# પ્રકરણ ૭ મું.



## કવિના કેટલાક જીવન પ્રસંગો.



**કવિનો ડભોઇમાં સ્થાયી મુકામ.**

દયારામભાઇ સંવત ૧૮૯૫ માં બત્રીશ વર્ષની ઉમ્મરે મહાયાત્રાથી પાછા ફર્યા અને બીજે વર્ષે ડભોઇમાં એમણે સ્થાયી મુકામ કર્યો. ચાણોદમાં એમનું કોઇ સગું ન્હોતું. એમની જ્ઞાતિ પણ ક્ષીણ થતી જતી હતી. ડભોઇમાં એમના મોસાળિયા, જ્ઞાતિજનોની વસતિ અને વૈષ્ણવોની મ્હોટી સંખ્યા વગેરે ઓર અનુકૂળતાઓ હતી. ચાણોદમાં આવતી યાત્રાળુઓની બારે માસની ધમાલ પણ સાહિત્યસ્મરના શાન્તિપ્રિય જીવનને પ્રતિકૂળ લાગે, છતાં કોઇ કોઇ વાર એ વતનની પણ એ મુલાકાત લેતા. વડોદરા, ભરૂચ, સુરત, ઉમરેઠ, સીનોર અને અમદાવાદ પણ એ જતા. એમના 'શ્રી મહાપ્રભુજી'ના અને 'શ્રી ગુસાંઇજી'ના ઉત્સવો પ્રસંગે તો ખાસ કરીને 'શ્રીજી' જતા. આરૂઢ વૈષ્ણવના જીવનના આદર્શને દયારામભાઇએ પોતાના જીવનનો આદર્શ કર્યો. વિશેષમાં બ્રાહ્મણના દેહના અભિમાની

**સ્વદેશીપ્રસાર અટૂપ.**

એ રસિક બ્રાહ્મણજીવનનો આદર્શ એમાં ભેગો વણી દીધો. કવિજીવનની એમની કોડીલી અભિલાષાઓએ માત્ર ગુજરાતના નહીં પરંતુ સમગ્ર ભરતખંડના કે

બંધુ અને કવિભગિનીઓનાં કવિજીવનો જોઈ લીધાં લોક જીવનના હૃદયોમાં સ્થાયી સ્થાન મેળવવાને લગભગ બધા પ્રાચીન કવિઓની કાવ્યકૃતિઓમાંથી જાણે સાર ખેંચ્યો ન હોય એવી રીતે એમણે એમની નવીન અને નોખી કાવ્યકૃતિની મૂર્તિ ગુજરાત આગળ રજુ કરી. વળી સાક્ષર શ્રી કેશવલાલ-ભાઈ કહે છે તેમ 'નરસિંહ, ભાલણ ને પ્રેમાનંદનો ઘટ પરિચય આપણે દયારામભાઈની વાણીમાં જોઈએ છીએ' પણ એ ફક્ત કવિ કાહ્નનો દેવાદાર રહ્યો નથી મહેતાને નામે નવા 'પદ' જોડીને, ભાલણની 'દશમલીલા'નો પોતાની વાણીમાં ઉદ્ધાર કરીને, અને પ્રેમાનંદના 'ઓખાહરણ'માં ભારોભાર ઉમેરો કરીને, દયારામભાઈએ બહીઋણ વાળી દીધુ જણાય છે સૂરદાસાદિ હિન્દી કવિવર્ગના રમ અલંકારો અને દૃષ્ટાંતો પણ આ ઉપરાંત એમણે ગુર્જર કવિતામાં સેળભેળ કર્યા છે. એમની આવી અનેક દેશી તત્ત્વોવાળી રસસામગ્રીથી એમની કવિતાએ ઉત્તરોત્તર શક્તિ અને સ્વસ્થતા ધારણ કરવા માંડ્યા. એમની કવિતાએ તાકર્યાં તીર મારી હૃદયે હૃદયમાં મચોટ અસર કરી તેનું કારણ એ કવિતાની આવી સર્વ દેશીયતા છે. એ કવિતામાં કંઈ ક શ્રેષ્ઠ અને ભીની ભીજમાની દરેકને માટે છે. પછી તે દરેકજણ ગમે તે ભાષાનો વિદ્યાર્થી હો કે કલાવાન્ હો; રાજકર્તા કે રાજ્યાશ્રય પુરુષ હો; ઉપદેશક હો કે પ્રેમી હો, દુખી હો કે સુખી હો; પાપી હો કે અપાપી હો, શેરીમાં ફરતા હો કે ખેતર ખેડતો ખેડુત હો.

આવી હૃદયરજની કવિતાના રસિક અને સૌંદર્યવાન વૈષ્ણવ બ્રાહ્મણ કવિને લોકહૃદયોએ ભક્ત તરીકે નમવા માંડ્યું.

**કવિની ઉદરનિર્વાહ-ની ચિંતાનો ત્યાગ.** બુદ્ધિએ, હૃદયે અને કલાએ તે યુગના ગુજરાતમાં 'પહેલું પદ શોભાવનાર દયારામને આ સ્થિતિમાં નિર્વાહની ખામી રહે?' શ્રદ્ધાળુ વૈષ્ણવોજ એમના નિર્વાહની ચિન્તા રાખતા અને જોઈએ તે કરતાં પણ વધુ એમને ઉદાર-

તાથી ઉપદેશના બદલા તરીકેજ નહીં પણ સત્પાત્ર જાણી આપતા ✓નિર્વાહની ચિન્તા કવિને ન્હોતી એટલુંજ નહીં પરંતુ બીજા કોઇ પ્રકારનીયે ન્હોતી કવિ કહે છે કે —

" શીદ કરે ચિત્ત ! ચિન્તા, છે શિર ભગવતારે ભગવતા ✓

અને ' ચિન્તાચૂર્ણિમ ' ગ્રન્થમા —

" ચિન્તા ન કર કોઇ વાતની રે ! છે શિર શ્રીજી સરિખા સ્વામી "✓

તેમજ ' ભક્તિપોષણ ' ગ્રન્થમા —

" ભોજન વસનની ચિન્તા કરી વૈષ્ણવે ન થાવું ઉદાસ,
વિશ્વભર પૂરે વિશ્વને તે કેમ ભૂલે નિજ દાસ ?
દાસ આશ પૂરે સહુ વણ માગે વણ કહે સહાય કરે અનુરાગે
હરિ ભજનમા કાંઇ ન ન રહે ખામી નથી અજાણ્યા અન્તરયામી "

વળી ' કનેયકુમાર ' ગ્રન્થમા ચિન્તાને કવિ 'સકળ દોષની માત ' કહે છે અને એ ચિત્તમા વસે —

" ત્હા લગ નહીં અવકાશ હરિ બસવે લાયક હિયે.

આમ એમની દૃઢ શ્રદ્ધા પ્રમાણે કવિને કોઇ પ્રકારની જીવિતભર ચિન્તા કે ન્યૂનતા રહી ન્હોતી એ વખતમા ખાધા ખર્ચનો સરવાળો માસને ચાર રૂપિયા કરતા વધારે થતો નહીં ત્હેમા ઘણું ખરૂં એ એકવાર જમતા એમને થોડીક જમીન હતી ત્હેના ઉત્પન્નની વાર્ષિક આવક પદર રૂપિયા આવતી ડભોઇના ચોતરાથી મહાજને એમના માટે લાગો નક્કી કરી આપ્યો હતો થોડા વખતમા દિન પ્રતિ દિન ગામે ગામ એમના શિષ્યો, હરિજનો, પૂજકો અને સ્નેહીઓ વધતા ગયા ભીજનમોના, શુભદિવસોમા વૈષ્ણવોને ઘેર એમની કથા અને કીર્તનોની બેઠકો થવા લાગી અનેક જણ કવિ આગળ કૈને કે બક્ષીસો મૂકતા એમની લો પ્રિય તાની ભરતી પૂર જોરે થઇ રજવાડાના દરબારો, અધિકારી વર્ગ અને

અન્ય શ્રીમંતો પણ એમને અનેકવાર પાલખી ઘોડા મોકલી બોલાવતા. પણ બેદરકાર સુખિયા કવિને તો યાચના પ્રત્યે અણગમો હતો. વડોદરાના નગરશેઠ હરિભક્તિ તરફથી કવિને વર્ષાસન મળતું. કવિએ આ પ્રમાણે દેહાન્ત અયાચક વૃત્તિ સેવી છે છતાં એમનું જીવન સાધારણ વૈભવશાળીના ઠાઠમાં પૂરું થયું છે.

**કવિની દિનચર્યા**

કવિતારસે ગમાં અને નિત્ય કર્મમાં કવિનો દિવસનો મ્હોટો ભાગ વીતી જતો. બ્રાહ્મમુહૂર્તમાં એ ઉઠતા. શૌચ વિધિ પરવાર્યા પછી તારાસ્નાન કરી શુદ્ધ ઉભય વસ્ત્ર ધારણ કરી પ્રાતઃકાળથી આરંભીને બપોરના ૧–૨ વાગ્યા સુધી બ્રાહ્મણ અને વૈષ્ણવના ધર્મ અનુસાર ચરણામૃત લઇ, ઉર્ધ્વપુંડ્ર તિલક તથા મુદ્રા ધારણ કરી સંધ્યાવંદન કરી ગાયત્ર્યાદિનો ધ્યાન પૂર્વક જાપ કરતા. પુષ્ટિમાર્ગની પ્રણાલિકા અનુસાર શ્રીપ્રભુની સેવા સામગ્રી સર્વે જાતેજ તૈયાર કરતા. પછી રાજભોગ ધર્યા પછી વૈષ્ણવોની સાથે બેશીને મહાપ્રસાદ લેતા. રાજભોગ થયા પછી ઉત્થાપનનો સમય આવતાં સુધી સંપ્રદાયના તથા બીજા પ્રમાણભૂત ગ્રંથો વિચારતા. તે વખતે ત્યાં જે હાજર હોય ત્હેને પણ તેમાંનો સિદ્ધાન્ત રહસ્ય રૂપે સમજાવતા. વળી તે સમયમાં ન્યાત જાતમાં કે બીજે કંઈ વ્યાવહારિક કાર્યમાં જવાનું આવે તો જઇ આવતા ઉત્થાપન પહેલાં પ્રભુને માટે મેવો વગેરે કંઇ લાવવાનું હોય તે પોતે જાતેજ લઇ આવતા; અથવા કોઇ પ્રેમી માણસ લાવી આપવાનું કહે, તો ત્હેની પાસે મંગાવતા, પણ ત્હેણે કેવી કેવી શુદ્ધિ સાચવવી તે સમજાવતા અને ત્હેને ત્હેના બધા પૈસા તરત ચૂકવી આપતા. તે ઘણું કરીને એકજવાર જમતા અને નિત્યનિયમ તરિકે રોજ ભગવત્કથાના પ્રસંગો કહેતા.

દયારામ [illegible] ની વિધિપ્રમાણે [illegible]

**કવિનું ભક્તિમય જીવન.**

ગોસ્વામીના બાળકોના પ્રાકટ્યના ઉત્સવો નિયમસર અને અચૂક કરતા આ અને કૃષ્ણજન્માષ્ટમી વગેરે સર્વે પર્વોને દિવસે એ મ્હોટી મંડળીઓ ભરતા શ્રોતાઓના જમાવથી ભક્તિરસની અદ્ભુત રમઝટ જામતી ભક્તિરસમાં નખશિખ તરબોળ થયેલા કવિ રસભરેલ થઇ અભિનય કરી ગાતા અને નૃત્ય કરતા એની ભક્તિરસથી ઉભરાતી અશ્રુભરી આંખો, અને પ્રેમાર્દ્ર ગદ્ગદિત કંઠે કીર્તન કર્યા, કોમળ મનના શ્રદ્ધાળુ પ્રેમી વૈષ્ણવોની આંખમાંથી અશ્રુધારા પડાવતી કવિનો ઉપદેશ દેવોપદેશ ગણાતો કવિના વચન દેવવચન લેખાતા કવિનો નિર્ણય દેવનિર્ણય જેવા છે'ના નિર્ણય તરીકે વદાતો એમના કાવ્યાત્મક ઉપદેશની તીવ્ર અસરોએ કેટલાકને હમેશનો વનવાસ અપાવ્યો છે તેમાંના એક ડાયરના વૈષ્ણવ સંતુભાઇ હરભમત અને સાઠોદરા નાગર રવાડી રણછોડજી રાજારામ એ બે નામો હજીયે ડભોઇમાં યાદ કરાય છે શ્રીકૃષ્ણ સાથે એકતાર થવાના એમના સંગીતાત્મક અને કાવ્યાત્મક ઉપદેશો સંસારની ક્ષુદ્રતાથી બહિર્મુખ થઇ એ નિત્યધામમાં રમણ કરવા પ્રેરના હૃદયવેધક ઉપદેશો સાંભળવા આપણી ખુલ્લી હવાની જાહેર સભાઓના શ્રોતાઓ કરતા અનેકગણા શ્રોતાઓ બનતા અને કવિના મુખામૃતની

**કવિનો શ્રોતૃવર્ગ**

ધારાઓનું પાન કરવા તૂટી પડતા અનેક શ્રોતાઓની હદ્ (મેદની) પુષ્કળ ભરાઇ જતી. નરસિંહની માફક નાગરોની ટોળી જ્ઞાતિએ નિર્ભિમાની અને સમર્થ દયારામની સામી થવા હિંમત ધરી નથી ઉલટું એમની જ્ઞાતિના ગૃહસ્થો ને વેદપાત્ર ભિક્ષુકો એમના પૂજકો થઇ ગયા હતા. વડનગરા નાગરો, દક્ષિણી બ્રાહ્મણો, શ્રીમાળી, નાગોરા, ઝારોળા મ્હોટી ચોવિશી, ન્હાની ચોવિશી, ઉદિચ્ય સહસ્ર, અને ટોળકિયા, શ્રીગૌડ, ખાજ–ભીતરા ખેડાવાળ, અને મોઢ આદિ અનેક જ્ઞાતિના બ્રાહ્મણોએ,

દયારામભાઈના શ્રોતાવર્ગમાં નામ નોંધાવવામાં મગરૂરી માની હતી. ભક્તવર્ગમાં સ્ત્રીપુરુષો પોત પોતાની બાજુની હારમાં બેસી એક ગ ધે કથામૃત લૂંટતા આવા શ્રોતાઓની લાંબી લાંબી નામાવલિ હજુ મોજુદ છે પણ તેમનો જ્ઞાતિ સબંધે માત્ર નિર્દેશ કરવાનો બસ છે બ્રાહ્મણો પછી બીજી જ્ઞાતિઓ કવિના પૂજકવર્ગમાં છે, અને તેમાં મુખ્ય માથુર કાયસ્થ, મજમુનદાર, પાટીદાર અમીન, દશાલાડ વાણીઆ, ઝારોળા વાણીઆ, વિશાલાડ વાણીઆ પોરવાડ વાણીઆ, વાયડ વાણીઆ, કંસારા, મારવાડ સોની અને ત્રાગડ સોની તથા દેશાઈ વગેરે છે કવિની વિખ્યાતિની રેલ આ જ્ઞાતિઓને ખેંચી અટકી નથી, પણ ડભોઈની ભાગોળોમાં રહેતા મહંતો, સંતો, તળના કે પરદેશના પંડિતો, પુરાણીઓ ને કથાકારોજ માત્ર નહીં, પરંતુ જૈનો, અને દૂર બેસતા મુસલમાનો અને પારસીઓ વગેરે પણ એ રેલમાં તણાયા છે. આપણા દેશમાં ખાસ કરીને આપણા ગુજરાતમાં લોકોની મેદની ભેગી કરવા ધાર્મિક ધૂન કે ઝનન જેવું કોઈ બીજું સમર્થ સાધન નથી. પ્રજાજીવનમાં જાહેર જીવનનો આત્મા મૂકવાના અભિલાષી દેશભક્તોને આવી કોઈ ધૂનનો અભ્યાસ અહીં મળે એમ નથી!

**કવિનો આત્મવિકાસ.** આવી દિનપ્રતિદિન વધતી અને ખીલતી કીર્તિની ચાંદનીમાં દયારામભાઈએ માત્ર એમને નમી પડનાર જનસમાજને તૃપ્ત કરવામાં આત્મતૃપ્તિ માની નહોતી એમના સ્વાશ્રયી જીવનને એમણે વધારે સ્વાશ્રયી અને વિરલ કર્યાં કર્યું. સમાજના અજ્ઞાની સમૂહ સાથે ભળવા છતાં એમણે એ સમાજની ધાંધળમાંથી દૂર રહી વિદ્યાદેવીના શાન્તિમય મંદિરમાં પોતાની શાંત પળોનો સદુપયોગ કર્યો છે. આ શાંતિપળોમાં એમણે એમના અભ્યાસને, લેખન પ્રદેશને, અને ઉપદેશપ્રદેશને હૃદયની અને આત્માની ઉચ્ચકળાની દૃષ્ટિએ ઉત્તરોત્તર વિસ્તાર્યાં છે.

એમનાં પ્રિયપુસ્તક "શ્રીમદ્ભાગવત." "શ્રીમદ્ ભગવદ્ગીતા" અને

**કવિની કાવ્યસેવાની મહાન્ પ્રવૃત્તિઓ**

સ્વસાંપ્રદાયિક ગ્રંથો જેવા અન્ય કોઈ ન્હોતા. સાહિત્યની દૃષ્ટિએ વખાયેલા આર્ય-ધર્મના એ રસસાગર જેવા ધર્મકાવ્યની ઝાંખી દયારામભાઈએ એમની રસિક વાણીદ્વારા ઉતારી છે એમને મન ભાગવતની પ્રણાલિકા પૂજ્યતમ હતી. એ પ્રણાલિકા ઉપર કદી પગ ન મૂકવો, એજ એમનો પહેલો સિદ્ધાન્ત હતો; અને એજ સિદ્ધાંતનો ઉપદેશ એ બીજાને પણ આપતા. એમના સમકાલીન બંધુઓના જીવનના—માત્ર ગુજરાતના નહી પણ સમગ્ર ભારતવર્ષના એ પૂર્ણ જ્ઞાતા થયા હતા એમના દેશબંધુનું અધમ પ્રસંગનું જીવન એમણે સ્થળે સ્થળે પૂર્ણાંશે નિહાળ્યું હતું એ અધમતાનો ઉદ્ધાર કરવા સમભાવી અને દયાળુ દયારામભાઈના કોમળ કવિજીવનને દેશબંધુનો અભ્યાસ કરવાને ઉત્સાહ થઇ આવ્યો લોકોત્તર જીવન ગાળનારા કવિજનોની પ્રવૃત્તિ જગતના હિતને માટેજ હોય છે મહાકવિઓને આપણે દ્રષ્ટાની કોટિમાં મૂકીએ છીએ એમનો ભૂતકાળના પાયા ઉપર વર્તમાન રચવાનો હોય છે આખો દેશ જોઇ નાખી "ગુણિયલ ગુર્જર દેશ" ના વતની દયારામભાઇને પોતાના ગુજરાતના કવિપૂર્વજોની દેશકાળને અનુકૂળ સેવા પણ જોઇ જવાની હતી મહાકવિ પ્રેમાનંદના જેવું લેખકમંડળ જો કે દયારામભાઇની આજ્ઞા ઉઠાવવા ન્હોતું એ આજ્ઞા—અનેક ભાષાઓમાં ઉત્તમ કાવ્ય લખવાની આજ્ઞા—દયારામભાઇએ પોતાનેજ કરી અને પોતેજ એ ઉઠાવી ગુજરાતના કે આપણા આખા દેશના અન્ય કોઇપણ કવિએ, દયારામભાઇએ જેટલી ભાષાઓમાં કવિતા કરી છે તેટલી ભાષામાં કરી નથી. પ્રેમાનંદના સત્કાર મંડળમાંના વલ્લભે હિન્દીમાંથી, રત્નેશ્વરે મરાઠીમાંથી, વીરજીએ ઉર્દૂ ફારસીમાંથી અને સુંદરે સંસ્કૃતમાંથી અનુકરણ કર્યાં છે. આ સર્વ નિરનિરાળા પાઠોના પરકુળો દયારામભાઇએ



ભક્તકવિ શ્રીદયારામભાઈના પ્રશિષ્ય
જોષી રણછોડભાઈ.

ભક્તકવિ શ્રીદયારામભાઈના પ્રશિષ્ય
જોષી ગિરિજાશંકરભાઈ.

સ્થિતિ નિર્ધન હતી દયારામભાઈની પાછળના એ બને ભાઈ પેલ, ત્યારથી એમની સ્થિતિ સારી ના માડી એમના વડીલોએ મહેનું એમને કેટલુંક દેવું હતું, તે પણ એમણે કવિને વચમા ગણી પતાવી દીધુ કવિના ગૌલોકવાસ સુધી આ શિષ્યો કવિના પૂર્ણ વિશ્વાસપાત્ર રહેતા પોતાના હસ્ત લિખિત પુસ્તકોની પ્રતો તથા કંઈક જુજ સ્મરણચિહ્નરૂપી અવશેષો વગેરે કવિએ આ શિષ્યોને સોપ્યા હતા કવિની કૃપા અને આશિષથી અમારી વંશવેલ ચાલુ ને સુખી છે, એમ એ શિષ્યો હંમેશ માનતા અને મનાવતા આ શિષ્યના વંશજો હજુએ કવિ પ્રત્યે સંપૂર્ણ પૂજ્યભાવ દર્શાવે છે

કવિના અન્ય ભક્તિમાર્ગી શિષ્યોમા આ ઉપરાંત (દિવ્ય ટોળ)

**કવિનો અન્ય શિષ્યવર્ગ**

ક્રિયાબ્રાહ્મણમા શુકલ કુબેરજી પ્રભુરામ, શુકલ દાભાઇ પ્રભુરામ ત્રવાડી દેશાઈ હરિનારાયણ ત્રવાડી દીપરામ હરિનારાયણ નાગર સાઠોદરા ગૃહસ્થમા પરમતરામ કૃષ્ણરામ, ગણપતરામ દયાશંકર, દયાશંકર સેવકરામ, વસંતરામ સેવકરામ, મહેતા હરજીવન નરભેરામ ત્રવાડી રણછોડજી ગજાગામ, અને વડનગરા નાગર ગૃહસ્થમા દેશાઈ ગણેશભાઈ નરભેરામ, કૃષ્ણરાય દેસાઈ, ગીરધરલાલ દેસાઈ તથા નંદલાલ દેસાઈ વગેરે હતા એમના સત્સંગમંડળમા હરીગાન ગામ કરનારાઓમા અમીન બેચરભાઈ દુર્લભદાસ, ત્રવાડી રણછોડજી હરિભાઈ ત્રવાડી રણછોડજી સેવકરામ, ત્રવાડી દેસાઈ દીપરામ, મહેતા ત્રિકમદાસ હરજીવનદાસ દેસાઈ રાયજીભાઈ નરભેરામ, (વડનગરા નાગર ગૃહસ્થ) વસંતરામ સેવકરામ, મહેતા હરજીવન નરભેરામ, (સાઠોદરા) ભગવાનદાસભાઈ, દવે નરોત્તમ હરિલાલ, (પોરવાડ વાણીઆ) દવે મંજલાલ મગનજી, (ઝારોળા વાણીઆ) હરિલાલ ભગત, (ઝારોળા બ્રાહ્મણ) દાજીભાઈ તથા બાલુભાઈ, દલપતરામ મુનરજી, નાગોરા બ્રાહ્મણ ગુરુપનામ પ્રેમાનંદ કૃપારામ,

નરસિંહરામ, દયારામ હરિનારાયણ, રામનારાયણ, ખેડાવાળ નરશીભક્ત, (વીશાલાડ વાણીઆ) દલપત રણછોડ (દશાલાડવાણીઆ) નાનસા પરભુદાસ, કાયસ્થ મજમુનદાર મુળજીભાઈ મયારામ અને અમૃતલાલ વગેરે હતા. આ ગૃહસ્થો પૈકી જે વખતે જે હાજર હોય તે કવિનાં પદ વગેરે ઉતારી લેતા, કવિના ગ્રંથોની પ્રતો આ ગૃહસ્થો અન્યોન્ય માંથે દરીઆઈમાં ઉતારી વધારે સારી રીતે અને શુદ્ધતાથી લખતા. શુદ્ધ વર્ણો-ચ્ચારના ચહીઆ કવિ શુદ્ધ લખવાનો વારંવાર ઉપદેશ દ્રષ્ટાંતોદ્વારા આપતા. લહીઆઓમાં સહુથી મ્હોટા વિશ્વાસનું પાત્ર અમીન ઘેલાભાઈ દુલ્લભદાસ હતા. કવિના સઘળા ગ્રંથો આ ગૃહસ્થ શુદ્ધતાથી ઉતારી તેમને પ્રકાશ કરી સંભાળી રાખતા. મરતી વખતે એમના બે પુત્રો દામોદર ઘેલાભાઈ અને ગીરધરલાલ ઘેલાભાઈ તથા પત્ની અને ગુમાસ્તાને પોતાની બધી મિલકત કરતાં એ "અષ્ટસિદ્ધિ અને નવનિધિરૂપ" મિલકતની પહેલી સુપ્રત એમણે કરી હતી. કહેવાય છે કે ઘેલાભાઈએ તે કાળે એવું પણ કહેલું કે—"જ્યાં સુધી દયારામભાઈની આ પ્રસાદી આપણા ઘરમાં છે, ત્યાં સુધી તમે કદી દુઃખી રહેશો નહીં. સત્પાત્રને એ વાંચવા ઉતારવા આપજો પણ એમનું જીવની પેરે જતન કરજો."

**કવિનો શિષ્યપ્રતિ પ્રેમ.**

પોતાના આ અને બીજા શિષ્યો ઉપર કવિ પુત્ર જેવો સ્નેહ રાખતા અને ત્હેમની માનહાનિમાં પોતાની જ માનહાનિ માનતા. પોતાનો શિષ્ય કોઈ ઠેકાણે ઝાંખો પડે તે ત્હેમને મહા દુઃખદાયી લાગતું. ત્હેમનામાં આવો વાત્સલ્યભાવ હતો.

**કવિની કીર્તનની ધુન.**

આખ્યાન કે હરદાસી દ્વારા કવિ કૃષ્ણભક્તિનો સચોટ ઉપદેશ કરતા. ધ્રુવ, પ્રલ્હાદ, વામનજી વગેરેનાં આખ્યાન ઉપરાંત કૃષ્ણજીવનનાં અનેક પ્રકરણો શ્રોતાઓની

શક્તિ જોઇ કવિ જોતજોતામાં રાત્રિઓ પૂરી કરી દેતા. પોતે તબુરો લેતા અને શિષ્યો મૃદગ ને કીર્તનીયા લેતા, અને કોઇ સમયે દુક્કડ (નરઘા), બાણુ, સારગી, મજીરા વગેરે લેતા એક કીર્તન પ્રથમ લઇ ત્હેમાથી રસભેર કારો કહાડી મુખ્ય કથાનો મોહક રીતે જમાવ કરતા ભાન ભૂલીને હાવભાવ કરીને નૃત્ય કરી પોતે જેવા તલ્લીન થતા તેવા શ્રોતાઓને કરી દેતા એકાદશી ઇત્યાદી જાગરણ કરવાની રાત્રિઓ આવા ભક્તિવિનોદમા ભારે પડતી નહી, આખી રાત વ્યતીત થઇ જતી, તો પણ તે રસનુ પાન કરતાં કોઇ ધરાતા નહી ઓખાહરણનુ આખ્યાન કવિએ એક વખત ઘણાએક માસ સુધી અખડ રસભેર ચાલુ રાખ્યુ હતુ.

**કવિની લાવણી ટપ્પા ને ગરબા ગરબીઓ**

કવિ એમના 'પ્રભુ કૃષ્ણચંદ્ર બકા'' ના માન વિનોદી છતા એ વિનોદને નિરસ ગાઢ કરવા સારૂ બીજા વિનોદ રચતા કે વિનોદ વસ્તુઓને વિસારતા નહીં સત્ર જેવા માત્ર વિચારશીલ તત્ત્વજ્ઞાની નહી હોવાથી ઘર બહારના વિનોદ હોય પણ ઘણીએ વખત રસ લેતા પરિક્રમાવાસીઓના જગરા ઢુડો, તુલસીકૃત રામાયણની કથા ગાનાર સાધુઓ, ભવાયા, કનગીતિગવાળા, ફકીર, ઓલિયાઓ, અવધૂતો, બજાણીઆઓ, સારગી ઉપર ગુજરાન કરતા ભરથરીઓ કે નાથો, ભીખારીઓ, ટહેલીઆઓ, આ સર્વમાથી કવિ કઇને કઇ સાર ભર્યો વિનોદ લેતા એમાથી એમના હૃદયેશ્વર કૃષ્ણમાટે કઇ રાગ તો કઇ વસ્તુ શોધી લેતા કવિના કેટલાક મન્ત્રોના રાગોના મૂળ આ લોકદ્વારા કવિએ શોધ્યા છે ગત પરવારી કોઇવાર પોતાને ઓટલે નવરાત્રિ જેવા પ્રસગમા સ્ત્રીઓના ચોકના ગરબા ગાતી બાળાઓના ગીત સાભળવાએ બેસતા, અને તેમને તુચ્છ ગીત ગાવા છોડી દેવાનુ કહી નવા મનળ ગીત જેવા કે—

(૧) નંદનો નંદન છબીલો છોગાળો રે !
(૨) વ્રજ લાડીલાને ખંમા રે ખંમા રે ખંમા
(૩) નંદકુંવરજીનું પ્રાણજીવન ધન,
રાધા રંગીલી મૃગયા નયણી રે લાવ ।
(૪) પડવે પ્રાણજીવન પાખે ( પંદર તિથિનો ગરબો ).
(૫) રાધે કહ્યું માનની તું મ્હારૂં રે ( સાતવાર ને માન ચરિત્રનો ગરબો. )
(૬) રૂપાળા રાય રણછોડ છો છેલ ગાજ, રૂપાળા રાય રણછોડ છે.
(૭) શ્રીનાથજીનું વદન કમળ જોયું જેણે એકવાર, શ્રીનાથજીનું વદન કમળ જોયું.
(૮) રૂપ એક ગિરિધર ગોપી.
(૯) રુક્મિણી વિવાહ.

**કવિની ભાષાશુદ્ધિ ઉપર પ્રેમ.**

વગેરે જોડી આપતા અને તાલ સાથે ગાતાં શીખવતા. એમના 'મોહિની સ્વરૂપ' નો ગરબો ગાતાં ગાતાં એક બાળાએ એક વખત ભૂલ કરી, દયારામભાઈએ ત્હેને બોલાવી ધીમે ઠપકો આપી શુદ્ધ રીતે ગાવાનું કહ્યું. "હનુમાનગરૂડ સંવાદ" ની લાવણી અશુદ્ધ રીતે ગાનાર એક પરોણા ધુને એમણે ઉધડો લીધો હતો, ને "મ્હારૂં પદ ફરીથી આમ તું ગાય તો ત્હને બ્રહ્મહત્યાના સોગન છે" એમ બીચારાને ઝાંઝથી કહી કહાડી મૂક્યો હતો. કવિનાં ભજન ગાતા બે ટહેલીઆ બ્રાહ્મણો એક વખત ડભોઇમાં ફરતા ફરતા કવિ રહેતા હતા તે ફળીઆમાં આવ્યા. અશુદ્ધ પણ પોતાનાં ભજન ગાતા સાંભળીને કવિએ એમને બોલાવવા મોકલ્યા. જેનાં ભજન એ બ્રાહ્મણો ગાતા હતા, તે દયારામને નજરે જોઇ એ બ્રાહ્મણો પણ ચકિત થઇ ગયા. કવિએ

એમને ભિક્ષા આપી અને માગણી કરતા કેટલાક પદો ઉતરાવ્યા, પણ પાસે બેઠેલા વૈષ્ણવો સામુ જોઈ મુખમા હસી–મધુર મંદમંદ હસી–એમની 'પ્રેમામૃતવાણી' માંનો કુંડળિયો ગાયો કે —

> "પારસમણિને વાડકે ભટજી માગે ભીખ,
> ભટજી માગે ભીખ, નામ ચિન્તામણિ હરિનુ,
> સકળ મનોરથ સેં'જ સિદ્ધ ઔષધ નથી કરીનુ,
> તે તજી કરે કઠણ યોગ, તપ, વ્રત, મખ દીક્ષા
> ત્યાગી નવનીત, તક્ર શુદ્ધ લે ઉંધી પરીક્ષા,
> પરીક્ષા ન પોતા કને શ્રુતિ ન માને શિખ,
> (જયમ) પારસમણિને વાડકે, ભટજી માગે ભીખ"

**કવિનો જ્ઞાતિ કાર્યમાં ભાગ.**

વિનોદી છતા સમભાવી સ્વભાવને લીધે દયારામભાઈ તરફ જે તે વિશ્વાસપૂર્વક આકર્ષાતુ. સમાજના જીવનના માર્મિક પ્રદેશમા પ્રવેશ કરવાની એમની વૃત્તિ એ એમને લોકોમા છૂટથી ભેળવ્યા છે. કવિતાના શાંત વાતાવરણમાંથી નીકળી જગતના વ્યવહારમા પણ જરૂર પડે પ્રસંગાનુસાર એ બરાબર ભાગ લેતા. સ્વજ્ઞાતિ કે અન્ય જ્ઞાતિઓમા એમનુ વજન વિશેષ પડતુ. પંચાતના શંક વિવાદોમા પણ કવિને નિર્ણય કરી આપવા આમંત્રણ કરવામા આવતુ. સ્વમાનના આગ્રહી દયારામભાઈ સહુને તત્ત્વસ્વરૂપ સિદ્ધાન્તનુ રહસ્ય સમજાવી સર્વને રુચિકર થાય એવા ન્યાયપુરઃસર રીત્યા આપતા. અવિવાહિત અને વ્યવહારનો સ્વાર્થ ન હોવા છતા જ્ઞાતિના એક સભ્ય તરીકે પૂરેપૂરી રીતે જ્ઞાતિના સર્વ પ્રચલિત નિયમોને એ માન આપતા. જ્ઞાતિમા ચાંદલો મોકલવો, જ્ઞાતિભોજન થતા ત્યા શાક મોળવા વગેરે રસોઈ સામગ્રી તૈયાર કરવા જવુ, લાડકાનાડુ મોકલવા, વગેરે વ્યવહારુ કાર્યો કરવા પણ એ કદી [illegible]

નહીં. એક જણે આં વિષે એમ કરવાનું પ્રયોજન નિરર્થક છે એમ કહી કવિને હસતાં હસતાં ટકોર કરી. કવિએ ગંભિરતાથી ઉત્તર વાળ્યો કે, ' શા માટે નહી ? આત્માનું કલ્યાણ કરવાનું આ જન્મનું સાધન પ્રભુએ આ જ્ઞાતિદ્વારા પ્રાપ્ત કર્યું છે, તો એનું ઋણ આપણે માથે કેટલું કેટલું કહેવાય ? વળી મરણ કાળે પણ એજ જ્ઞાતિ આપણને ધર્મપૂર્વક અગ્નિસસ્કાર કરી સદ્‌ગતિએ પહોચાડે છે. "

એકાદશી ઇત્યાદી વ્રતો અને ઉત્સવ, અષ્ટમી આદિ જયંતી કે એવાં બીજાં પર્વ કયે દિવસે પાળવા એ વિષે કોઇને શંકા પડતી, તો કવિ ત્હેનો નિર્ણય સ્મૃતિશાસ્ત્રાદિ અનુસારે કરી આપતા. વ્રતોના પૌરાણિક ઇતિહાસ આદ્યંત કહી જતા અને એના મૂળ તથા ઉદ્દેશ બતાવી લોકોને કારણોથી વાકેફ કરી સાચા શ્રદ્ધાળુ બનાવતા.

**કવિનું સ્પષ્ટ વક્તૃત્વ.**

દયારામભાઇનો સ્વભાવ સ્વતંત્ર હતો, સમભાવી પણ હતો, ને તેવો જ આકર્ષક પણ હતો. આને લીધે એમના તરફ અનેક ગુણજ્ઞ મિત્રો, રસિક જનો, ને હરિજનો એમની મેળે ખેંચાઇ આવતા. ગમે તેવાને ખરૂં અને સ્પષ્ટે સ્પષ્ટ કહી દેવાની એમને ટેવ હતી. ઉત્તમરામ નામનો એ વખતનો એક વહીવટદાર એમને ત્યાં સમાગમ માટે આવ્યો. ભગવદ્‌વાર્તામાં ઘણો વખત થઇ જવાથી એ સરકારી માણસને ચટપટી થવા લાગી. વારંવાર ઘડીઆળ કહાડે અને વખત જુએ. દયારામભાઇથી એ મ્હોટાઇને ઉચિત વિલક્ષણ અસ્થિરતા ન સહન થઇ. માર્મિક શબ્દોના ચાબકા મારી કવિ બોલ્યા કે "ત્હમને આવી મ્હોટાઇ આપનાર ભગવાનની કથામાં રસ પડતો નથી અને ઉઠી જવા તલપાપડ થઇ ગયા છો, તો ત્હમારી મ્હોટાઇ હવે ત્હમારી પાસે બીજાં કયાં કયાં મ્હોટાં કામ કરાવવાની છે ?" બિચારો

વહીવટદાર તો કુમળો પડી ગયો. આ પછી અનેક વાર કવિને એ ખાસ મળવા આવતો. પણ દયારામભાઇનો સ્વભાવ સર્વ સાથે એકંદર મિલનસાર અને નમ્ર હતો, કોઇ વાર ક્રોધ થઇ જાય તો હેનો અત્યંત એમને પસ્તાવો થતો. મનુષ્ય જાતિ તરફના એમના વર્તન વિષે એમને પોતાને જ બોલવા દઇએ:—

**કવિનો જનસમાજ પ્રતિ પ્રેમ.**

"જીવ સર્વ હરિઅંશ છે, હેના વિચિત્ર ભાતી સ્વભાવ;
સર્વથી હળમળી ચાલિયે, આ તો છે સંજોગ નદી નાવ.

નાવ તરંગ નદી એમ જાણો, કોથી ના બિગાડીશ બેહિસનો પ્રાહાણો,
મહને સદા એક સ્થળ નથી રહેવું, કટુક વચન માટે કોઇને ન કહેવું—
—એવો શ્રીકૃષ્ણપાળ."                                    (ભક્તિપોષણ)

વળી દયારામભાઇની હાજરી જ્યાં હોય ત્યાં પ્રભાવશાળી થઇ પડતી. આંજી નાખે એવી એમની પ્રતિભા આગળ જાણીતા કે અજાણ્યા સર્વ કોઈ અંજાઇ જતા. "પ્રેમપયોધિ પાતળિયા" એવું જે વર્ણન એ એમના ઉપાસ્યનું આપે છે, તેવું એમના શરીરનું બંધારણ હતું. કોમળતા અને રમિકતા એમના અંતર તેમ બાહ્યમાં ઓતપ્રોત મળી ગઇ હતી. એમનો પોષાક સદા સ્વચ્છ અને સુઘડ રહેતો. ઝીણી અમદાવાદી હીરકોરી ધોતી. ઝીણા મલમલની તસતમતી પાસા બડી કે અંગરખું, તે ઉપર નાગપુરી લાલ રેશમી કોરનો સફાઇદાર ખેસ અને માથે લાલ-ચોળ કસુંબી રંગની નાગરી પાઘડી. કવિનો આ હમેશનો બહાર જવાનો પોષાક હતો. જ્યારે એ બહાર જતા ત્યારે પૂર્ણરીતે બરાબર પાંચે વસ્ત્ર પહેરીને જતા. એક જણે એક વાર ટોળમાં કહ્યું કે:—'દયારામભાઇ! આજ તો કાંઇ નવા થઇને પૂર્ણ હોંસમાં જાઓ છો!' 'એમાં

મળવાને જાઉં છું'' એમ કહી કવિએ પ્રત્યુત્તર આપ્યો કે, 'મ્હારા પ્રિયકૃષ્ણને મળવા જતાં આ રીતે ખાલી હાથે સોહાગમદભેર ન જવું !'

**કવિ ગોપિકાનો અવતાર.**

વલ્લભી સંપ્રદાયના વૈષ્ણવોમાં એક એવી આખ્યાયિકા ચાલે છે કે દયારામભાઈ પૂર્વ જન્મની કોઈ ગોપિકાનો અવતાર હતા. તે જન્મે શ્રીકૃષ્ણ ભગવાન સાથે કોઈ જાતનો પ્રણય કલહ થતા પ્રભુના દર્શનબંધ થયા અને વિરહ દશામાં વિગ ગુજરવાનું આવી પડયું. છેવટે ભગવાને અનુગ્રહ કર્યો કે કલિયુગમા કવિરૂપે અવતાર થશે અને સખી ભાવથી મ્હારી પ્રેમ લક્ષણા ભક્તિ કરતા વિરહ તાપથી અતિ વ્યાકુલતા થશે ત્યારે હું ત્હને બોલાવી લઈશ. કવિને આ જાતિ સ્મરણ પાછલી અવસ્થામા થઈ આવેલું અને ત્હેના સ્મરણમાં કવિએ ગાયેલું કેઃ—

" મ્હારો નેહ લાગ્યોરે આ શામળિયા સાથે !
મ્હારો નેહ લાગ્યોરે આ પાતળિયા સાથે ! મ્હારો નેહ૦
સાંભરી આવી મુને પ્રીત પુરવની,
તે અનુભવ આજ જાગ્યોરે ! આ શામળિયા સાથે !
મનનો માન્યો અન્તરનો દુજ્યો
વર મળિયો છે મુખે માગ્યોરે ! આ શામળિયા !
દયા પ્રિતમજીની નિત્ય સંગે રમતાં
ભવનો તે ભય સહુ ભાગ્યોરે ! આ શામળિયા ! " .

આ કાવ્યમાં " સાંભરી આવી મ્હને પ્રીત પૂરવની " અને "તે અનુભવ આજ જાગ્યોરે " એ વાક્યો કવિના પૂર્વ સ્મરણનું ભાન કરાવે છે. અને કવિની તે આશા પૂર્ણ થવાનું કવન " આજકો દિન ધનધન મોરી

સાઇ, દેખે છેન જેમ કુંવર કન્હાઈ" એ ભૈરવી રાગના અને વ્રજભાષાના દીનતા તથા વિરહના બીજા પદોમાં છે, તે એ વાતની સાક્ષી પૂરે છે કવિ ગોપિકાનો અવતાર હતા કે નહીં એ તકરારમા ન ઉતરીએ તોપણ એટલું તો પ્રસિદ્ધજ છે કે શ્રી કૃષ્ણચન્દ્રપ્રતિ કવિની અનન્ય પ્રેમભક્તિ હતી એ ભક્તિ સખી ભાવની હતી કવિને મન ત્હેમના પરમ પ્રેમાસ્પદ એ એકજ પુરુષ શ્રી કૃષ્ણ હતા ત્હેમના ઉપરના પ્રેમમાંજ કવિ મસ્તગુલ રહેતા, ગોપીભાવે ત્હેમને ભજવામાંજ કવિ જન્મની સાર્થકતા માનતા અને જગતને પણ તેમ કરવા ઉપદેશ કરતા,× વળી —

> " એકતા શ્રી રણછોડરાય મ સુંદર ઝાખી,
> મોસુ હરિ કરપલ્લવી પ્રસન્ન મિત્રતા દાખી
> કહુંત મ્હત અભીવચન પધારે મોહીગ મામી
> આઓ નંદનંદનકી સ્ત્રી કહી અંતરયામી "

(અ મ ૬૧-૬૨)

તેમજ

> " એમ્હા શ્રી મન્ન મોહનજી કહી વૈષ્ણવ કો યોં
> યહિ મગ મેરો હે ઔર મિથ્યાગતિ ક્યો
> એતો મેરી દયા મખીહે મો અતિ પ્યારી
> યાતે તુમ પીરી આજ કરો નીકે મનુહારી. "

(અ. મ ૫૩-૫૪)

એ કવિના વચનો પણ આ વાતની સાક્ષી પૂરે છે ગમે તેમ હો પણ આ પ્રકારે કવિ પ્રેમમસ્તાની ગોપિકા જેવા છે એમનું કોમળ હૃદય એમના પ્રિયતમ પ્રભુના વિરહતાપથી આક્રાન્ત તીવ્ર

× રા રા જગજીવનદાસ દયાળજી મોદીના "ગુજરાતી"ના દિવાળીના ખાસ અંકમાના એક લેખમાંથી

વિરહાગ્નિએ દગ્ધ રહેવું છે. વાંસુવો એક શ્રીકૃષ્ણ શિવાય સર્વ પુરૂષ-જાતિને સ્ત્રી માને છે અને સ્ત્રીના હૃદય જેવા કુમળા દીલથી ભક્તિ કરી જીવનને સફલ માને છે. "વ્રજમાં વશી હજી પુરૂષ રહ્યા છો એ ધન્ય ત્હમારો વિવેક!" એ મીરાબાઇએ જીવાગોસાઇને કટાક્ષમા કહેલા શબ્દો આ બાબત વધારે સ્પષ્ટ કરે છે.

**કવિ નંદદાસ-જીનો અવતાર.**

ઉક્ત આખ્યાયિકાની સાક્ષી દયારામભાઇનો પોતાનો અનુભવ પૂરે છે. વળી એ પોતાને અષ્ટસખામાના શ્રી નંદદાસજીનો અવતાર માનતા. "અનુભવમંજરી" પ્રથમ આ રિતે ઉલ્લેખ કરતા કવિ કહે છે કે —

"એકદા મેરી ગોદી પોઢે બોલે શ્રીજી
'તુ હે મોતે પ્રકટ મખા મેરે કહ્યો રીઝી
નંદદાસહી નામ તીહારો યે શ્રી મુખ બોલે
એહી નામ હે ચાર તિહારો યો ભગવદીયમો બોલે'."

**કવિની નિરભિમાનતા**

કૃષ્ણ પ્રિયતમને સર્વસ્વ અર્પણ કરી દેનાર દયારામભાઇ એટલા બધા નિરભિમાન હતા કે 'હુ' અને "મ્હારૂં" એ શબ્દોના ઉચ્ચાર પણ એમને અપ્રિય લાગતા. નમ્રદીનતાથી એ પ્રિયતમને ગર્વ અર્પણ કરવુ, એટલુજ નહી પણ નમ્ર દીનતાથીજ બોલવુ એમને ગમતું. પોતે માળીએ બેઠા હોય અને કોઇ બહારથી આવનારને પુછે કે.—"કોણ છે?" તેના પ્રત્યુત્તરમા તે "હુ" બોલતુ તો કવિ તરતજ બોલી ઉઠતા કે, "ભાઇ હજીયે ત્હમારૂ હુ ન ગયુ? આવવુ હોય તો ત્હમારા એ 'હુ' ને દૂર મુકીને આવો."

દયારામભાઇની વાણીએ લોકોને એક બાજુથી મોહનરા કર્યા હતા,

શીનો મોહ લોકને એટલો લાગતો હતો કે એવી જ્યાં થાય ત્યાં ગે-હો ત્રી મો ઘેલા થઇ સાભળવા આવતા દયારામભાઈ નામાના આવીને ત્યાં ા કથા ચાલુ થઇ એક વખત ગિરિજાશંકરની નરઘા વગાડવાના સહેજ ે થઇ શ્રોતામાં કોઇ બાવો બેઠેલો. હરો ત્હેન થી આ ખમાયું નહીં ત્હેણે ભા થઇ ગિરિજાશંકરની જાહેરમાં ભૂલ કહાડી ત્હેને છોભીલો કીધો. ારામભાઈનો આથી જરા મિજાજ તપ્યો તે બોલ્યા " બાવાજી! એણે ઇ એવી મ્હોટી ભૂલ કીધી નથી, અને ભૂલ તો સહુથી થાય " ાએ કહ્યું કે —' જેણે ઉસ્તાદી મેળવી હોય તે ભૂલ કેમ કરે?' ાને કહ્યું " આવી જાઓ જોઉં ત્હમે ભૂલમાંથી કેવા બચી જાઓ છો? " ાએ ઢોલક આગળ આણી નિઃશ્કપણે નરઘા પકડ્યા એટલે દયારામભાઈએ ાતે ગાયન શરૂ કર્યું બાવાજી બજાવવામાં એવા નિપુણ હતા કે, ખરે, કોઈ બીનકૂહ ભૂલ ન કરી! સ્હવારના ચાર વાગવા આવ્યા ને પ્રાત કાળનો ઓંત થયો પણ બાવાએ મચ્યું ન આપ્યું! આસપાસ વાત કેનાવાની શ્રોતા સિવાય બીજા સેંકડો લોકો આ રસિક ઝઘડો જોવા આ યા દયા ામભાઈએ ભય લાગ્યો કે બાવાજી માન મૂકાવશે છેવટે ત્હેમણે એક ખટપટ રાગ પસંદ કર્યો એટલું જ નહીં પણ ત્હેમાં પ્રમાદિની કુચરંણુ એવી લાવી મૂકી કે આખરે બાવાજી ગુચવાઇ પડ્યા ને બેઉએ તાળીઓ પાડી દયારામભાઈએ ધીમેથી કહ્યું, "સાગર આગાશ છે! બાવા જી ત્હમારી ઉસ્તાદીમાં ખામી નથી, ત્હમારા જેવો ઢોલક બજાવનાર મ્હેં આજ પર્યન્ત જોયો નથી," એમ કહી પોતાના ગળામાંથી સોનાની કંઠી કહાડી બાવાને બક્ષિશ કરી! " રાગની પરીક્ષા તો અનેરા કરે ' ×

કવિને અનેક વખતે ભાગવત ઉપર વૃત્તિ ચલાવનારા પુરાણીઓ સાથે ચર્ચા થતી સંસ્કૃત ભાષાના અભિમાનથી પુરા

× રા બ હરગોવિન્દદાસ કાંટાવાળા.

**કવિનો પુરાણીઓને ઉપદેશ.** ભોળાંઓ પ્રાકૃત ભાષાની અને પ્રાકૃતમાં કરેલા મ ત્યની નિ ા કરતા ભાગવતાદિ સંસ્કૃત પુરાણોના અર્થ પોતે સમજી શકતા તેથી પુરાણીઓ ગર્વ રાખતા આ ઉપરથી કવિએ તેમને માટે કાંઈ બનાવ્યું કે —

" ભાગવત ભણીને શું મેળવ્યું ઓ ભાઈરે તે ભાગવત ભણીને શું કીધું !
મારે જતું અદ્ધિ મણિ અજનાણે તેમ તે ઉદર પોખી લીધું રે ૧
પારસમણિનું પાન હાથમાં, ઘેરઘેર ભિક્ષા માગે
જ્યા લગી વસ્તુજ્ઞાન ના ત્યા લગી દુઃખ દારિદ્ર ના ભાગે ૨
દુઝણી ગાયને ગોતુ માનીને પય જેમ પર લેઈ જાય,
તેમ તું બોધ કરી પૂજા પામે આપ ધા ય ભોઈ થાય ૩
જેમ મણિયાગર પોઠી લાખ્યો, તે મુગ્ધી શું જાણે ?
જ્યા લગી સાર ના સમજ્યો ત્યા લગી તું પણ તેજ પ્રમાણે ૪
રતિ કૃષ્ણની ધર્મ તો મન દયા અભિન પર આવે
ત્યારે હું જાણું ભાગવત ભણ્યો ગર્વ ઈર્ષ્યા નવ આવે ૫
જર જશ હિ તૃષ્ણા મ ા જ્યા લગી ત્યા લગી હરિ મન રીઝે
આટલા ઉદ્યમ તેમા ક્યો એ સુધી સમજ્યું નવ ખીજે ૬
દયા પ્રિતમ શ્રીજી શ્રીભાગવત એ રૂપ જે બધે
નિસ્પૃહ ગાઢ અભ્યાસ જેથી જીવન મુક્ત નહી સધે ૭ "

કવિ પુરાણીઓને કહેતા કે " તમે પુરાણીઓ તો પોપટ જેવા છો શબ્દોના ગૂઢ રહસ્ય કે ભાવાર્થ તો અમે કવિઓ જ સમજી શકીએ તમે પુસ્તક ભણી જાઓ ખરા પણ જ્યા સુધી એમાથી સાર રૂપ વસ્તુ સમજો નહીં ત્યા સુધી બધુ નકામુ છે "

એક વખત અવિધા પારડીના શાસ્ત્રી જેશકર ડમોઠ આવેલા

**કવિના શાસ્ત્રી સાથે પ્રશ્નોત્તર.**

ત્હેમને સંસ્કૃત વિદ્યાનો ગર્વ હતો ત્હેમણે કહ્યું, ' કવિ ગુજરાતીમાં કવિતા કરે છે ત્હેમાં શું ? સંસ્કૃત વગર વિદ્વાનની કિંમત નહીં ગુજરાતી કંઈ વિદ્વાનોની ભાષા નથી ' આ ઉપરથી દયારામભાઈએ ત્હેમને નીચેનું પદ લખી મોકલી તેના ઉત્તર માગ્યા —

" કરો મારા પ્રશ્નનો ઉત્તર જ્ઞાની ! પૂછું પંડિત બુધ્ધ્યભિમાની
હરિએ કરી નથી એવી વસ્તુ શી ? હરિ શું નવ જાણે ?
હરિના ઘરમાં શું નથી ? શું ના નીપજે વિશ્વને ઠાણે ? ૧
શ્રી હરિ નામ કોને નવ તારે ? ધર્મ પાપ થાય કોહોને ?
પાપ તે ધર્મરૂપ કોહોને થયાં ? જુઠું જાણી શાથી સાચું માને ? ૨
અહંકાર પોતાનો કોણ નવ જાણે ? ક્યારે થાય ધર્મ અધર્મ ?
પ્રેત ઉદ્ધારના પર ભક્ત ક્યા ? હરિભક્ત દ્રોહી ક્યા નર્મ ? ૩
સંચિત, ક્રિયમાણ, પ્રારબ્ધ એ ત્રણમાં કોણ છે આદિ ?
દેહ પ્રથમ કે કર્મ પ્રથમ કહો તો સંભવે નહીં બે અનાદી ૪
કરવું જીવ કરે કે ઈશ્વર કરે, નિશ્ચય બતાવો કોય
જીવનું કર્યું થાય તો દુઃખી ના હોય કોય. ૫
હરિ કરી મૂક્યું છે તે ખરું કે કરશે તે ખરું બેય કેહેની
અન્ય અકળ ગતિ દયા પ્રીતમ ન્યારી ન્યારી સર્વની કહેણી " ૬

આના ઉત્તરો તે શાસ્ત્રીથી થઈ શક્યા નહીં તેથી તે કવિ પાસે આવીને નમ્યા પડી ત્હેમનો ગર્વ ઉતરી ગયો જેથી કવિએ ત્હેમને બધા પ્રશ્નના ખુલાસા વિવેચન પૂર્વક કરી બતાવ્યા આ વખતથી તે શાસ્ત્રીને તે કવિને સ્નેહ થયો હતો.

એક વખત કેટલાક વેદપાઠી તેલંગી દ્રાવિડ બ્રાહ્મણો કવિને ત્યાં

વેદના અર્થ. નગરના આનાગરોએ કવિ આનગ કેટલાક વેદ મંત્રો એવી રીતે મ ભગાવ્યા તેથી કવિએ પ્રસન્ન થઇને હેમનુ સારૂ મન્માન કર્યુ, અને પછી હેમને કહ્યું કે "તમારા મુખમાં વેદબ્રહ્મનો વાસ છે તે જોઇ અમને બહુ આનંદ થયો છે પણ એમાના એકાદ મંત્રનુ પ્રવચન કરો તો જોઇએ" તે બ્રાહ્મણો વેદમંત્રો ભણી જાણતા હતા, પણ હેના અર્થ જાણતા નહીં, તેથી હેમણે કહ્યુ કે ત્યા સુધી અમારી ગતિ નથી, ફક્ત ઉદરપોષણ કરવા જેટલુ મુખપાઠ કરીને અમે તો ફરીએ છીએ આથી કવિને ગ્લાનિ થઇ ને હેમને શીખામણ દીધી કે અર્થ જાણ્યા વગર વેદભગવાનનુ પૂર્ણ સ્વરૂપ સમજાતુ નથી; તે સમજવા હમે પ્રયત્ન કરજો પછી પોતે ઋગવેદી હતા, તેથી ઋગવેદની એક ઋચા લઇને કવિએ હેના ઉપર પ્રવચન કર્યું આથી ત્યા આનનાગ સઘળા બહુ રાજી થયા પછી તે રાત્રે તે બ્રાહ્મણોને બોલાવી કવિએ મંત્ર જાગરણ કરાવ્યુ ને હેમા ઘણી સારી મંડળીને બોલાવી એ બેઠકમાં કવિએ શ્રોતાઓની ઈન્છાવી,—

( ૧ ) " પ્રભુપ્રસન્ન જ્ઞાની ગીત સુણો મહુ શાસ્ત્રના વચનવડે. "

× × × ×

( ૨ ) " માનજો સૌકો આ શિખામણ છે સારી
જેને પ્રસન્ન કરવા હોય શ્રી ગિરધારી "

× × × ×

( ૩ ) " રહે રાજી રાધાનાથ સૌ તજી તેજ કરો "

× × × ×

વગેરે પદો નવાં બનાવીને ગાયા ને પ્રભુ પ્રાપ્તિનો માર્ગ મનાવ્યો.

સખેદ મહેવાસના 'અગર સસ્થાનમા એક ઓલિયો' ફકીર ભમતો

પણ વૈષ્ણવોને નિરાશ ન કરવા એમ કહી તાવમાં ને તાવમાં કવિએ સાજા માણસ કરતાં એ વિશેષ ઉત્સાહથી ત્હેમનો ભગવદ્ભજન અને કથાવાર્તાથી સત્કાર કર્યો.

**કવિએ ચલાવેલો કાવ્યનો પ્રવાહ.**

દયારામભાઇની ખ્યાતિ જેમજેમ આખા ગુજરાત કાઠિઆવાડમાં પ્રસરતી ગઇ તેમ તેમ તેમણે એક પછી એક મ્હોટાં કાવ્ય અંથો પણ પૂરા કરવા માંડ્યાં. દરરોજ નવાં નવાં પદો બનાવીને કે નવીનવી ગરબીઓ બનાવીને એમણે કાવ્ય પ્રસાદની લ્હાણી કરવા માંડી. યૂરોપ જેવા ખંડમાં એમના જેવા ઉત્સાહવાળા કવિને જનસમાજ માથાઓ પેરે વધાવી લે, અને એમની ખ્યાતિ વિદ્યુત વેગે વિસ્તારી મૂકે; પણ આપણા દેશમાં એવા સમર્થ લેખકો માટે જનસમાજ તેજે ઉપર થાય એ હજી આપણે ભવિષ્યમાં અનુભવવાનું છે. કવિ બાયરને એક ઠેકાણે કહ્યું છે કેઃ " કીર્તિનો લોભી પણ કીર્તિહીન હું ઊંઘી ગયો, અને બીજેજ સ્હવારે જાગતાં મ્હને માલૂમ પડ્યું કે મ્હારી કીર્તિ સમગ્ર દેશમાં ફેલાઇ ગઇ છે ! " આપણા સાહિત્યકારોની કીર્તિ પ્રસારનારાં સાધન અનેક દ્રષ્ટિએ આપણને ઓછાં લાગે છે. દયારામભાઇનાં કાવ્યોને જનસમૂહના મુખમાં વસ કરતાં વાર લાગી નહીં. ચિરંજીવી અર્થવાળાં, લોકજનના હૃદયે પ્રવેશ કરનારાં અને લોકપ્રિય પ્રચલિત રાગોવાળાં એમનાં કાવ્ય જે

દેશમાં પ્રસાર્યાં, અને શૃંગારાત્મક કાવ્યો માણભટ્ટોએ પ્રસાર્યાં. શ્રોતાવર્ગના મ્હોટો જમાવ કરવાને માણભટ્ટો મંગળાચરણ અને કથાની વચ્ચે રસિક ગરબીઓ હજીએ ગાય છે પણ આવા કાવ્યોનો મ્હોટો પ્રસાર એક રસિક વર્ગદ્વારા થાય છે અને તે વર્ગ તે આપણી સ્ત્રીઓ. આ રસિક જાતિનું રસાળ હૃદય મહુ કરતા પ્હેલું વિંધાય છે રસિક ગરબીઓ ગાવામા અને તે ઝીનના-ઝીલાવવામા એમની કોમળ ગળીઓ જેની યોગ્ય છે તેવી ઉત્સાહી અને સ્પર્ધાશીલ હોય છે દયારામભાઇની ગરબા-ગરબીઓ-ખાસ કરીને "વ્યવહાર ચાતુરી" નો, "કાત્યાયની" નો, ને "મોહિનીસ્વરૂપ" નો ગરબો અને "દાણચાતુરી" ની "રાસલીલા" ની અને "બાળલીલા" ની ગરબીઓ, તિથિઓ, મહિનાઓ અને રાધિકના પોળો, પારણું વગેરે કોઇ નવરાત્રિમાં તો કોઇ જન્માષ્ટમીની રાત્રીમાં સ્થળે સ્થળે હજીએ ગાય છે. લોકપ્રિય અને લોકવંદ્ય રસિક સાહિત્યનો પ્રસાર કરનારાઓમા આપણી શાન્તજીવન ગાળનારી સ્ત્રીઓજ મ્હોટો ભાગ ભજવે છે. આપણું ગુજરાતીઓનુ જીવન કેટલેક અંશે વિલાસપ્રિય છે. સારે અવસરે ગોઠવણો વગેરે ભરી વિનોદ કરવા-કરાવવામાં આપણા લોકોની ખરી વૃત્તિ દેખાઇ આવે છે. આવે અવસરે કવિ જેવાને પહેલું આમંત્રણ કરવામા આવતુ. પાસેના વડોદરા શહેરના મરાઠા, હિન્દુસ્તાની અને મુસલમાન સરદારોની મીજલસોમા પણ કવિને તેડાં થતા. ગુજરાતના ખંડેર અને લટપટનો ધંધો કરનાર લોકોને શાન્ત અને કંઇક ધાર્મિક કરનાર સહજાનન્દસ્વામીના સંપ્રદાયનો ગુજરાતપર પણ ઋણ ભાર છે. આ સંપ્રદાયના કેટલાક સંતો-જેને સત્સંગીઓ કે મુક્ત કહેવામાં આવે છે તેઓ-દયારામભાઇ પાસે પિંગળનુ શિક્ષણ લેવા આવતા. કવિ એમની આગળ પોતાના રસ અને વર્ણન છલકાતા "વૃંદાવન વિલાસ" ના ચારે ચોક ગાતા ને "પિંગળસાર" માંથી કાવ્ય કરવાની પદ્ધતિ શિખવતા. આ સંબંધમાં એ માધુઓને કવિએ લખીને આપેલાં કેટલાંક કાવ્યો હજી મોજુદ છે.

આ સાધુઓમાં મુખ્ય પ્રેમાનંદ, બ્રહ્માનંદ તથા નિષ્કુળાનંદ હતા પ્રાચીન ગુજરાતી સાહિત્યનું મુખ્ય મથક અને સાહિત્યકારોનું વિશ્રામસ્થાન આ પ્રમાણે આ વખતે ડભોઇ ખાતે દયારામભાઇના તંત્રમાં હતું

**કવિની સત્સંગપર પ્રીતિ**

કવિને સત્સંગ બહુ પ્રિય હતો પોતે જાતે સત્પુરૂષ હતા અને સત્પુરુષની સોબતમાં જ હમેશાં આનંદ માનતા પોતાને ત્યાં વારંવાર સતમંડળ ભેગું કરતા તથા અન્યત્ર પણ સત્સમાગમનો લાભ લેતા. સત્સંગને માટે બહુ આગ્રહથી કવિ—

" સત્સંગ સજ્જનકો સાર સુનો ગુણીજન, સુનો ગુણીજન
સો મીને તાહિ કો જ્યા કો હરિ પ્રસન્ન "

વગેરે અનેક સત્સંગપ્રશંસાના કાવ્યોમાં કહે છે

**કવિનો વિવેક.**

" વિવેકને કવિ શ્રેષ્ઠ પદ આપતા ને તેથી કહેતા કે કોઇ માણસ પાસે નવે નિધિની સમૃદ્ધિ હોય, પણ દશમો નિધિ વિવેક ત્હેની પાસે ન હોય તો તે બધી સમૃદ્ધિ નકામી છે

' વસ્તુ વૃન્દ દીપિકા ' માં કવિએ ધર્મના ચાર પાદ ગણાવ્યા છે –

**ધર્મના ચાર પાદ**

" પ્રથમ સુ તપ, અરૂ શૌચ પુનિ, દયા, સત્ય ચો ચર્ન,
" મુખ્ય કલિમે એક હુત, કૃષ્ણનામ ઉદ્ધર્ન "

આ ઉપરથી તેમના એક શિષ્યે શંકા કરી કે—જ્યારે ઉદ્ધારને માટે ભક્તિ જ બસ છે ત્યારે તપ, શૌચ વગેરેની શી જરૂર છે ? આ સાંભળીને કવિએ જવાબ આપ્યો કે ભક્તિની સિદ્ધિને માટે એ સાધનોની પણ

નેત્રે પ્રવાહ વહે પ્રેમના, હરખે હ્રદય રુંધાયરે. ૩
પરદુઃખે દાઝે ઘણું રે, કરે કોઇનો ના દ્રોહરે;
ઇંદ્રિજીત સાચા સદા રે, ના પામે માયામાં મોહરે. ૪
અકળ લીલા નંદલાલનીરે, તેહેમાં લગ્ન જેનું મનરે;
પ્રીત બહુ પરઉપકારમાં, સદા પ્રસન્ન વદન રે. ૫
નટવર ઝળકે નેત્રમાં રે, કાન્તિ કરુણામય હોયરે;
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઇના ન જોયરે. ૬
વહાલા લાગે સહેજે સર્વનેરે, અતિ ઉદાર જેનું ચિત્તરે;
અનન્ય ભાવે ભજે કૃષ્ણને, જેને વહાલું નહિ વિત્તરે. ૭
હરિ ગુરુ વૈષ્ણવને વિષેરે, જેને સદા અતિ વહાલરે;
દ્દઢ વિશ્વાસ અતિ દીનતા, બોલે વચન રસાળરે. ૮
સેવા સ્મરણ સતસંગમાંરે, જેની આસક્તિ અતિરે,
કપટનો લેશ નહિ હદે, હરિ ચરણે સદા મતિરે. ૯
વ્યસનાવસ્થા વિઠ્ઠલેશ શું રે, સદા મુખે કૃષ્ણનામરે;
તે ભગવદીતણા દાસનો, દાસ સદા દયારામરે." ૧૦

આ પછી ફત્તેસિંહરાવ મહારાજ જ્યારે વડોદરે ગયા ત્યારે તેહેમણે પોતાના મ્હોટા ભાઇ સયાજીરાવ મહારાજ આગળ કવિના બહુ વખાણ કર્યાં. પછી સંવત ૧૮૭૭ માં એ સયાજીરાવ જ્યારે ડભોઇ પધાર્યા ત્યારે પોતે જાતે કવિને ત્યાં મળવા આવ્યા હતા. કવિએ પોતાના ઘણાં પદો ગાઇને એમને રાજી કર્યા. પછી સયાજીરાવ મહારાજે કહ્યું કે 'તમે ફત્તેસિંહરાવ મહારાજ કહેતા હતા તેમ ખરેખર નરસિંહ મહેતા જેવા છો, માટે નરસિંહ મહેતાના જેવા કાંઇ પદ ગાઓ' તેથી કવિએ તુરત બનાવીને—

"કૃષ્ણ કરુણા કરી રૂપ નટવર ધરી કોટિ કંદર્પથી અતિરે સારૂં

આપો દર્શન સો થાઉં પરમન હું ટમટમી નિરખવા મન મ્હારૂં.—૧
ભજન સમરણ તણું વીર્ય મ્હારે નહીં, જે થકી હું તાહરી કાંતિ નીરખું;
ઇંદ્રાદિક દેવને સ્વપ્ને આવો નહીં તે આગળ મ્હારૂં કોણ લેખું ! ૨
ભક્તિથી હીન હું દીન દામોદરા અન્ય એકો નથી મ્હારે દાવો;
મન તણા કોડ તે મન વિશે રહી જશે, નહીં સુણો નાથજી ! મ્હારી રાવો. ૩
કર્મ જોશો મ્હારાં તો કશું નહિ બને, દીન લ્હેશો તો કાંઇ એક હળશે;
ભ્રોગીની ભૂધરા ! રંક જાણી મ્હને કાર્ય સરશે ત્હારે બિરદ પળશે. ૪
કોટિ ભક્ત ભક્તિથી આવી મળ્યા શરણ શ્રીકૃષ્ણ ગુણ ગાત ગાતે.
તેમાં એક અધિક મુને પતિત લેઇ પાળજો, એમ જાણો દયો ધર્મ ખાતે" ૫

અને.—

"શ્રીદ્વારકાધીશ છો શીશ મ્હારે ધણી ઇશ નહીં અવર શ્રીશ વિશ્વનાથ !
શ્રીગિરિધરણ તવચરણને શરણ છું જન્મને મરણ હરી ગ્રહેજો હાથ. ૧
પાપ ગણુમાપ ત્રય તાપ સંતાપ સહુ કાપવા ખાપ છે નામ ત્હારૂં;
સર્વ સાધન રાજન અભિધાનં તવ અન્ય પ્રસન્ન નહિ મન મ્હારૂં. ૨
દામને ધામ તવ નામ શું કામનું ! ઠામ વિશ્રામ નહીં શ્યામ પ્રાણી;
ત્હારો હું દાસ અવિનાશ તુજ પાસ રહું, વાસ વૈકુંઠનો હું અભિલાષી. ૩
અચળ તવ ભક્તિ રમું મુક્તિ સતસંગ દો જગતથી દૂર આસક્તિ મ્હારી:
નિધિ દયા ધરી દયા જનદયા પૂરે દયા કર છું ત્હારો ગિરિવરધારી!" ૪

એ પદો ગાયાં આથી સંયાજીરાવ મહારાજ બહુ પ્રસન્ન થયા ને વડોદરે બોલાવી રાજ્યાશ્રય આપવાનું કહ્યું. પરંતુ કવિ તો નિઃસ્પૃહી હતા અને શ્રીકૃષ્ણ વગર કોઇની પરવા રાખતા નહીં તેથી ત્હેમણે એ વાતની પછી કશી દરકાર કરી નહીં.

ડભોઇમાં આવનારા શ્રી ગોસ્વામી મહારાજે કવિની વાણી સાંભળ-

ગોસ્વામીશ્રી છોટાજી મહારાજ.

વાનો ખાસ લાભ લેતા કેટલાક પોતાને મુકામે બોલાવી કવિની બેઠક કરાવતા અને કેટલાક તો ખાસ કવિને ત્યા તેમને મળવા જતા પ્રસંગ ૧૯૮૭ મા એક વખત અમદાવાદવાળા શ્રીનટવરલાલજીના મંદિરવાળા શ્રી છોટાજી મહારાજ ડભોઇ આવ્યા હતા, ત્યારે કવિને ત્યા અણચિત્યા ગયા હતા તે કવિનો "ભક્તિ પોષણ" ગ્રથ જોઇ બહુ પ્રસન્ન થયા હતા પછી ૨૫ દિવસ સુધી પોતાને મુકામે બોલાવી રો ૮ રાતે એ "ભક્તિ પોષણ" ગ્રથ ઉપરથી કવિ પાસે પ્રવચન કરાવ્યુ વળી પોતાને મુકામે કવિની ભજનની બેઠક કરાવી પોતે પણ તેમા ગાવા લાગી આનંદ લીધો હતો ડભોઇના લોકો આજે પણ એ પ્રસગને સભારે છે

શકા સમાધાન

દરેક બેઠકમા કવિ જીજ્ઞાસુઓની શકાનુ સમાધાન કરતા અને તેના દષ્ટાન્તમા દષ્ટાતરૂપ નવાનવાં પદ બનાવીને ઉપદેશ આપતા સવત ૧૯૮૦ મા એક વખત મજમુનદાર કૃપારામ માધવરામને ત્યા ગોસ્વામી શ્રી પુરુષોત્તમજી મહારાજની પધરામણી કરાવી ત્યારે દયારામભાઇને આમત્રણ થયુ હતુ આ બેઠકમા એક વૈષ્ણવે શકા કરી કે "પ્રભુ ઇચ્છા બલિષ્ટ કે પુરુષાર્થ" ત્યારે શ્રી ગોસાઇજી મહારાજની આજ્ઞાથી દયારામભાઇએ તેનુ સમાધાન કર્યું અને પછી નીચેનુ પદ બનાવીને ગાઇ સભળાવ્યુ —

'ચિત તું શિદને ચિંતા ધરે ? કૃષ્ણને કરવુ હોય તે કરે
સ્થાવર જગમ જડ ચેતનમા માયાનૂ બળ ઠરે,
સમરણ કર શ્રી કૃષ્ણ ચદ્રનુ, જન્મ મરણ ભય હરે— ચિ°
નવ માસ પ્રાણી કૃષ્ણચદ્રનુ ધ્યાન ગર્ભમાં ધરે,
માયાનુ આવરણ કર્યું ત્યારે લક્ષ ચોરાશી ફરે—

તું અંતર ઉદ્વેગ ધરે તેથી કારજ શું સરે ?
ધણીનો ધાર્યો મનસુબો હર બ્રહ્માથી ના ફરે.— કૃષ્ણને.
દોરી સર્વની એના હાથમાં ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વજાડે જંત્રી તેવા સ્વર નિસરે— કૃષ્ણને.
થનાર વસ્તુ થયાં કરે જ્યમ શ્રીફળ પાણી ભરે,
જનાર વસ્તુ એણી પેરે જાશે જ્યમ ગજ કોઠું ગરે— કૃષ્ણને.
જ્હારે કીધુ થાય તેટલું હરિ ઇચ્છા અનુસરે;
સદા કાળ તે રીત નજે નહીં શીદ હુંપદ મનધરે ? કૃષ્ણને.
જેવું જેટલું જે જ્યમ કાળે તે તેહને કર ઠરે,
કોઇથી ફેર પડે નહીં ત્હેમાં શાને કુટી તું મરે ? કૃષ્ણને.
જ્યારે દર્યું જો થાતું હોય તો સુખ સચી દુઃખ હરે;
આપપણું અજ્ઞાન ફ્રસ એ મળ વિચારે ખરે. કૃષ્ણને.
થવાનું વણ કીધે થાશે ઉપનિષદ્ ઉચ્ચરે;
તુ ગમ્ય ભરોસો રાધાવરનો દયા શા માટે ડરે ? કૃષ્ણને

તેઃ—

" ભજની શ્રી હરિ કરી સહુ કલ્પના પરી
કલ્પનાપરી કરી સહુ કલ્પના પરી !
ત્હારી કલ્પનાએ વાત કહે કહી સરી ?
નિત્ય નાણી જોય તોંડ શિદ મથે મરી ?
આ અમૂલ્ય સમય ગયો નહીં મળે ફરીરે, ભજની૦
જોની દુઃખ ચૂલ્ હ કોણ માગવાને જાય છે ?
તે જો સહજ સમય આવી પ્રાપ્ત થાય છે;
તેજ રીતે સુખ સર્વ શાસ્ત્ર ગાય છે,
ત્યારે હુંપદ માની તું શીદ દરદમાં દળાય છે રે ? ભજની૦

જેને નિમિત્ત નિર્મ્યું જેહ તેહ ત્યાં જશે;
પ્રભે પણ કદી ન કોઇ કોઇનું હરી.
ધાર્યું ધણીએ તેજ થયું થાય છે થશે;
તું વ્યર્થ વિટમણા કરેશ તેજ ઉગરશે રે. ભજની૦
કરવો ઉદ્યમ કહ્યો છે, પણ રૂડો રીતનો,
તુતો છેક ભર્જન ભૂલી કરે અનિત્યનો;
એકો અંશ પ્રભુવિષે તુને ન પ્રીતનો,
લાજે ના વિચાર ચિત્ત રાખે જીતનો રે. ભજની૦
રાખ દઢ ભરોસો એક નાથજી તણો,
જેહ થકી લાભ ઉભય લોકમાં ઘણો;
વિપરીત સુપરીત કરશે જાણી જન આપણો,
ટેક ધર દયા બણો તે કૃષ્ણથી બણો રે. ભજની૦"

આ પ્રમાણે પદો ગાઈ સૌ ઈશ્વર ઇચ્છાનુસાર થાય છે માટે કશી ચિંતા ન કરવી એવો સિદ્ધાન્ત સાબીત કરી બતાવ્યો.

એક બેઠકમાં સંવત ૧૮૬૯ મા ડભોઇના કાયસ્થ વૈષ્ણવ મજમુતદાર ઘેલાભાઇને ત્યા દયારામભાઇને કહેવામાં આવ્યુ કે—"આસ્તિક માણસો તો ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખે છે, પણ કેટલાક જંગલી જડ જેવા વિષયગામી હોય છે ત્હેમને આપના જેવા મહાત્માએ ઉપદેશ આપી સુધારવા જોઇએ." ત્યારે દયારામભાઇએ જવાબ આપ્યો કે—"વાત ખરી છે, પણ જે સુપાત્ર હોય તેને જ ઉપદેશ લાગે છે, બીજાને ઉપદેશ લાગતો નથી; કદાચ ઉલટું પરિણામ આવે છે, માટે તેવાને સુધારવા મહેનત કરવી નકામી છે. એતો પ્રભુની કૃપા થાય ત્યારેજ તે સુધરે" પછી તે ઉપર નીચેનું પદ બનાવીને ત્હેમણે તે બેઠકમાં ગાયુ ને તેનું હાર્દ બધાને સમજાવ્યું.

ભક્તકવિ શ્રીદયારામભાઇનું જીવનચરિત્ર
૧૮૦

શ્રમે ના કરશોરે કોટિ પ્રયત્ને ગર્વ ચગે નહી ગાય
માટે શ્રમના કરશોરે,
કલિજુ ભોળી તે કાળજ ભાજે, તે હરિ ભજન ભૂલાય,
માટે શ્રમના કરશોરે.

કામળા કરી કાળોક સો મણુ સાબુથી ના જાય,
શ્વાનની પૂછડી થાય ના સીધી કરે કોટિ ઉપાય માટે.
કુવતણુથી શિથંળ પાડિયો પુરણ પુરણે થાય,
પણ નકલ મગદ હોય ન કદા સોમણુ પારો ખાય માટે.
કસ્તુરી કપારે પાવો તોહે લસણુ તો ગંધાય,
કોસંડ આખડી બાધા માને વાઝણી કયહુ ના વાય. માટે
ફુળ ના ફૂલે ના નેતરે સુધા જો સિંચાય.
આઠ પહોર ઉકાળાયે તોહે ગાગડું ના બફાય. માટે
સહેજમાં અલભ્યલાભ હરિસનમુખ હોય,
વિમુખ યંગે શ્રમ વૃથા હોય તે પણ ખોય માટે
વાસ એરંડા થાય ન ચંદન મળીયાચળ જો વાય
જેને કાજે જે સરજ્યાં છે તે ત્હેમાં લોભાય માટે.
પરાપૂર્વથી પ્રભુના છે તે તો પ્રભુતણા ગુણુ ગાય,
દયો દુષ્ટ ને ડાંગા મૂકી ભજે શ્રી વ્રજરાય" માટે.

કવિના અનન્ય દેવ શ્રીકૃષ્ણુ ભગવાન્ હતા ત્હેમના ઉપરજ તેમની પરા ભક્તિ હતી છતાં ભગવાનના બીજા અવતારોને એ જો કે પૂજ્ય માનતા, તોપણ એમની ટેક તો શ્રીકૃષ્ણચંદ્ર ઉપરજ હતી. એમની એ અડગ ટેક જોઇને એમના વિરોધીઓ પણ ખુશ થઇ

**કવિની શ્રીકૃષ્ણની જ ટેક.**

જતા ... સંવત ૧૮૮૩ મા દ્રાવિડાચાર્ય સ્વામીશ્રી અનંતાચાર્યે

ડભોઈમાં શ્રી સામમવાઇ બાવાજીના મંદિરમાં કવિની બેઠક કરાવી. રામાનુજ સંપ્રદાયના મ્હોટા મ્હોટા આચાર્યો એ બેઠકમાં આવ્યા હતા ને બીજા ઘણા વૈષ્ણવો હતા. એ બેઠકમાં દયારામભાઇએ નીચેનાં :—

૧ " હનુમાનગરૂડ સંવાદની વાંચણી "
૨ " હરિને ભજે વળી અવર આરાધે."
૩ " શ્રી ગોકુળ પતિ ઘનસ્યામ જય અવધનાથ શ્રીરામ."
૪ " ભક્તસેવા"
૫ " ક્ષમાપરાધ બોડશી "
૬ " શ્રીકૃષ્ણ સ્તવનમંજરી "
૭ " દર્શન દ્યોની રે દાસને "
૮ " શરણ પડ્યો છુ રે શ્રીહરિ "
૯ " શ્રી ગોપશાપીજીનું ધોળ "

વગેરે પદો ગાયા પછી છેવટે "મેરા પ્રભુ કૃષ્ણચંદ બંકા, જગત મેં હૈ જીનકા ડંકા" અને "અબ હો શરન પર્યો મેરો દર અહીએ હો શ્રીજી !" એ પદો ગાયા. આ ઉપરથી કવિની ટેક જોઇ રામાનુજાચાર્યે કવિને મહાપ્રસાદ અને ઉપરણાની ભેટ આપી હતી અને કૃષ્ણ તથા રામની સ્તુતિનાં પદો સાભળીને પોતાની પ્રસન્નતા બતાવી હતી.

**દયારામભાઇના મિત્રો.** દયારામભાઇના મિત્રો વિષે જાણવાના સાધન થોડાં છે વિમામાના વખતમાં એ ડભોઈના મંદિરોમાના જ્ઞાની, આચાર્યો, અને મહંતો સાથે જ્ઞાન ચર્ચા કરતા કેટલાક દક્ષિણી વિદ્વાનો સાથે પણ એમને સામાન્ય મૈત્રીસંબંધ હતો નર્મદ કવિ ઉપર ગુસ્સો થનાર ભરૂચના રા ચિમનલાલ વિષે પણ ઘણું થોડું જાણવામાં આવે છે. દયારામભાઇના કવિ મિત્રોમા અમદાવાદવાળા માધવરામ ભા ઇ તથા

કવિ કૃષ્ણારામ પણ હતા. સામાન્ય રીતે આ કવિઓની જ્ઞાતિ એક બીજાને હલકો ઉતારી પાડવામાં આનંદ લે છે. પણ દયારામભાઈ અને માધવરામનો સંબંધ સ્નેહ ભર્યો છે અને તેઓ એક બીજાની બુદ્ધિ તરફ આદરભાવ દર્શાવે છે.

**કવિનો માધવરામ વ્યાસ સાથેનો પત્ર વ્યવહાર.**

કવિ ઘણીવાર અમદાવાદ આવતા ત્યારે વૈષ્ણવો એમનો ઘણા દિવસો સુધી સારો સત્કાર કરતા. સંવત ૧૮૮૬ માં કવિનો અને માધવરામ વ્યાસનો પત્રવ્યવહાર થયેલો. દયારામભાઈ તરફ માધવરામ વ્યાસની પૂજ્ય બુદ્ધિ લાગે છે. કવિની પધરામણી કરતી વખતે એમણે એક ગરબીથી +આમંત્રણ કર્યું છે, માધવરામની હૃદયભાવનાઓ દયારામભાઈએ કેવી રીતે સંતોષી તે એમના પરિશિષ્ટમાં આપેલા પત્રવ્યવહારમાં જિજ્ઞાસુ વાચકે જોઈ લેવી.

---

\+ હરિજન ! હરિમંદિર ચાલો, પ્રીતેથી હાથ મ્હારો ઝાલો,
હરિજન ! હરિ મંદિર ચાલો.
કૃપા કરી ભક્તિદાન આલો, મુજપર કરુણા દૃષ્ટે ન્યાળો, હરિજન.
શ્રી મહાપ્રભુ કુળદ્વારા સમર્પ્યું તે મને પ્રસાદી આલો, હરિજન.
ચાલો પધારો મમગૃહે પ્રીતે કરીશું હરિગુણગાન, હરિજન
વ્હાલાજીની વાતો કરીને કરીશું સત્યામૃત પાન, હરિજન.
કૃષ્ણકથા કીર્તન કરતાં લાગશે વ્હાલાશું તાન, હરિજન.
શ્રવણ કથા રસના લોભીજન માગે હમારો કાન, હરિજન.
જ્ઞાનોત્તમની પગરજ ભાવે તેવું થશે એણે દાન, હરિજન.
અહંતા મમતા સર્વ નિવર્તે થઈશ હું નિર્માન હરિજન
સહુ અવિદ્યા એણે ટળી જશે, થાશે બ્રહ્મવિદ્યાનું જ્ઞાન. હરિજન.
તાદ્રશીના સંગે કરી થાશે નિવેદનનું ભાન; હરિજન.

અમદાવાદમા કવિની પધરામણીઓ અને વિદાયગીરીઓ વાજતેગાજતે થતી હતી. વિદાયગીરી વખત પણ માધવરામે આર્દ્ર હૃદયે ગાયુ છે કે —

"પગી વેગે વહેલા પધારજો, રાખજો પ્રીતની રીતરે,
સદ્‌ગુરૂ સંતના સગમા વાટડી જોઉં છુ નિત્ય રે.
ક્યારે કીર્તન કેમ વિસરૂં ? લાગી છે શબ્દોની ચોટરે·
લહરે ચોગાશીમા ભમી ભમી આવી છે ભકતોની ઓથરે,"
× × × × વગેરે.

**કવિને કૃષ્ણારામ મહારાજ સાથેનો સમાગમ.**

દયારામભાઇના બીજા કવિ મિત્ર અમદાવાદના કૃષ્ણારામ મહારાજ હતા × યાત્રાર્થે નિકળેલા કૃષ્ણારામનો ચાડોદ જતાં દયારામભાઇ સાથે સમાગમ થયો હતો લોકજીવનમાં કૃષ્ણભક્તિનો પ્રસાર કરાવતી દયારામભાઇની લોકપ્રિય કાવ્યકૃતિઓએ,

"सर्व देव नमस्कार : केशव प्रति गच्छति"

એ સૂત્રને અનુસરનાર અનેક દેવદેવીઓને કાવ્યમાળા અર્પનાર કૃષ્ણારામનુ

---

જે બનશે તે ટહેલ કરીને સુખી થઇશ મહારાજ, હરિજન.
શ્રી વલ્લભ રસ અમૃત પીતાં, મુજ સુધરે સહુ કાજ હરિજન
નમન કરી કરજોડી કહું છું હરિ મંદિરિયે પધારી, હરિજન.
સેવા રસ નંદનંદન કેરો શિખવી કરો આભાગી હરિજન.
કહી વિનતિ દયા કરી સ્વીકારો, સુગુણનિધિ દયારામ; હરિજન.
મુજ મિષે બહુજન સુખી થાશે, હરિદાસ છો કૃપાનુ ધામ. હરિજન:
માધવરામ બહુ દિનનો તલખે જાણો છો કરુણાનિધાન, હરિજન
મહતસંગ દુર્લભ સહુ ઠામે છે દેવર્ષિનું ગાન. હરિજન.

× જન્મ સંવત ૧૮૨૪, અવસાન સંવત ૧૮૯૬

પણ આકર્ષણ કર્યું દયારામભાઈની લોકદત્તધરજની મન્યરાગરાગિણી-ઓનું શૃંગારામે એમના અનેક પદો અને ગરબીઓમા અનુકરણ કર્યું છે બન્ને પોતપોતાના કાવ્યો અન્યોન્યને મોકલતા અને હરિરસની ચર્ચા કરતા.

એ કૃષ્ણારામ મહારાજે એક વખત કવિને કહ્યુ કે તમારી વાણી ભાગવદ્ ભક્તિવિષયક અને ઉત્તમ છે, પરંતુ તે પ્રાકૃત છે, તેથી પ્રાકૃત જ નોને ભલે રુચિકર થાય પરંતુ અમારા જેવા પંડિતો તેનો આદર નહી કરે માટે વ્યાકરણ સિદ્ધ દેવવાણીના કાવ્ય કરો તો સારુ કવિએ કહ્યુ કે, સંસ્કૃતમાં તો વ્યાસ વાલ્મીકિ આદિ ઘણા મહાપુરુષોએ કવન કરેલા છે પરંતુ તેનો રસાસ્વાદ પ્રાકૃત જનો લેઇ શકતા નથી, તેથી તેમને માટે ભગવન્નામથી યુક્ત પ્રાકૃત વાણીની જ જરૂર છે કૃષ્ણારામ મહારાજ એક સાગ વૈયાકરણ હતા અને વ્યાકરણ જ્ઞાનનો તેમને ગર્વ હતો તેથી જ્યારે તેમણે પોતાનો દુરાગ્રહ ન છોડ્યો ત્યારે કવિએ નીચેનુ પદ બનાવીને તેમને આપ્યુ —

“શુ જાણે વ્યાકર્ણી વસ્તુને શુ જાણે વ્યાકર્ણી ?
મુખપર્યંત ભર્યું ઘૃત તદપિ સ્વાદ ન જાણે બરણી વસ્તુને
સુંદર રીતે શાક વધાર્યું, ભોગ ન પામે ભરણી,
અંતર માંહે વસે અગ્નિ પણ, આનંદ ન પામે અરણી. વસ્તુને
નિજ નાભિમા કસ્તુરી પણ, હર્ષ ન પામે હરણી
દયો કહે ધન દાટ્યુ ઘણુ પણ, ધનવંત કહાવે ન ધરણી. વસ્તુને

ખાસ દયારામભાઈને ઉદ્દેશીને કૃષ્ણારામે ઘણાક કાવ્યો રચેલા છે યારામભાઈના ‘ સદન મનાજિતને સોહલો રે ” એ ભીમની તરેહમા કૃષ્ણારામ, દયારામભાઈને બોધ આપે છે કે —

“ વિપ્ર પુરૂષ ! વિજ્ઞપ્તિ વાચજોરે,
વર્ણું ચતસ્ર તણો જે વિવેક,

તારક નામે હમને આપીયો રે,
અવળો થવા ન દેશો એક વિજ્ઞ પુરૂષ!

દ આપ્યો તે દરદ દુરાવવારે,
યા આપ્યો થાવા નિજ યાદ;
રા રાધાવર હૃદયે રાખવારે,
મ વર્ણવવા મતનો માદ. વિજ્ઞપુરૂષ!

દ આપ્યો દક્ષોને ઉપાસવારે,
યા મથવા યા અયાતયામે;
રા રાગે થાવા અનુરાગને રે,
મ મધુહામાં થવા મુકામ. વિજ્ઞપુરૂષ!

દ આપ્યો દમ દેહને માખવારે,
યા યાત્રા કરવાને સર્વ,
રા રુચિરા તિલકથી રાચવારે,
મ મદહીન થવા મન ગર્વ વિજ્ઞપુરૂષ!

દ દાક્ષાદિ વરણુ દાનન થવારે,
યા યાદવપતિ કવવા કાજ,
રા રાહા ભક્તિ તણે રાજી થવારે,
મ મહાજન તણો થવા સમાજ. વિજ્ઞપુરૂષ!

ચતુરાક્ષરે કરીએ ચેતામણીરે,
**દયારામની એ દયાનામ!**
મદન કદન મધુસૂદન એક છે રે,
જન માટે એ જુદા નામ. વિજ્ઞપુરૂષ!

જુદા જાણે એ નડશે જનનિકારે,
દામ થયે પડદો રહે દૂર,

કૃષ્ણારામ એમ અનન્ય કૃષ્ણનેરે.
ભજજો દયારામ! ભરપૂર. વિઠ્ઠપુરૂષ!

વળી "કામાનુજ ન થશો ક્રોધ વાક્યથી રે" એ શબ્દોથી આરંભાતું બીજું એક ઘણું લાંબું કાવ્ય પણ આ સમદર્શી કૃષ્ણારામે દયારામભાઇના એક ધોળના રાગમાં લખેલુ છે. એક વખતે દયારામભાઇ,—

"હરિદામા હરિદામા બનજા હરિદામા હરિદામા;
સુધાસિંધુકે સમીપ બસ કે મૂઢ! રહત કયો પ્યાસા?"

એ પદ ગાઈ વ્યાખ્યાન કરતાહતા. આ વ્યાખ્યાનમાં દયારામભાઇએ,"સુધા સિંધુકે સમીપ બસકે." ના અર્થમાં "સત્યામૃત સમુદ્રરૂપ પરમાત્મા સર્વત્ર બિરાજી રહ્યા છે, ત્હેમની સમીપ વસ્યા છતા તે સત્યાનૃતનું પાન ન કરતાં હે મૂઢ! તું તૃષાનું દુઃખ શા માટે વેઠે છે?" એમ કહી સુધા સિંધુનો બીજો પુરાણમાં આપેલો અર્થ યમુના પરત્વે કર્યો કેઃ—"યમુનાજી પાસે તું આવ્યો છે છતાં દીન દુઃખીઓ કેમ ભમે છે?" કવિએ ત્યાર પછી શ્રી યમુનાજીની આઠ પ્રકારની અલૌકિક સિદ્ધિઓ, તે દરેકમાં રહેલા ગુણ પ્રભાવવાળી ગણાવી બતલાવી. કૃષ્ણારામને આ તાણીતૂશીને કરેલો અર્થ રૂચ્યો નહીં, ને ત્હેનો એકાન્તમાં ત્હેમણે ખુલાસો માગ્યો. આપણા વિચક્ષણ કવિએ વિચક્ષણ અને વિલક્ષણ ખુલાસો આપ્યો કેઃ—

"આપનું નામાભિધાન 'કૃષ્ણારામ' છે, શ્રી કૃષ્ણ અને રામને ભગવદાવતાર તરીકે ભજો છો, એ મહાભાગ્યનું ચિહ્ન છે. પણ શ્રીકૃષ્ણ અને રામ (બલરામ) સર્વ સખા સાથે અખંડ શ્રી યમુનાજીના તટે વ્રજ, વૃંદાવન, ગોકુળાદિ વ્રજચોરાશીમાં મધુર વેણુનાદ સાથે સદા રમણ કરે છે. ભાગ્યવંતને પ્રભુ કૃપા કરી આનાં દર્શન કરાવે છે. તો ત્હમે પણ એ સુધાસિંધુ—યમુનાજી સમીપ જઇ વસો અને શ્રીકૃષ્ણ—બલરામનું ચિન્તન

કરી એ લીલા દર્શન પામો. ". કૃષ્ણના પક્ષપાતી કવિની આ કૃષ્ણભક્તિનો પક્ષપાત છે. એવું કહેવાય છે કે :—કૃષ્ણારામ એ સુધાસિંધુના–યમુનાજીના–તટે અનન્ય ભક્તિથી ગયેલા અને ત્યાં શ્રી કૃષ્ણનાં દર્શન પણ રહેમતે થયેલાં. કૃષ્ણારામે—

" નંદન વે નંદજીકા તરણીસુતા કે તીર;
દેખે હેં સગ જીનકું સબડી સખા અહીર. "

એ રેખતામાં કૃષ્ણ દર્શનનું અદ્દભુત વર્ણન આલેખ્યું છે.

**કવિએ શ્રીનાથજીની કરેલી છેલ્લી ઝાંખી.**

દયારામભાઇ આ પ્રમાણે શ્રીકૃષ્ણની એકનિષ્ઠાથી ભક્તિ અને વકીલાત કરતા; એમની રાસલીલાનુ રસિક અને મનોહર સાહિત્ય વધારતા; રસિક મિત્રો સાથે રસિક ચર્ચાઓ કરતા, કોઇમાં કવિ તરીકે પૂજાતા; કોઇમાં ભક્ત તરીકે વંદાતા; આત્મકલ્યાણ સાથે જનકલ્યાણ સાધતા, આમ એ રસિક જીવનને રસિક રીતે વ્યતીત કરતા હતા. શ્રી નાથજીની છેલ્લી ઝાંખી એમણે સંવત ૧૮૮૮ માં કરી, ત્યાર પછી એમણે ગુજરાતની બહાર પગ મૂકયો નથી.

**કવિની સાહિત્ય પ્રવૃત્તિ.**

આગળ અમે ઇસારો કર્યો છે તે પ્રમાણે આવી નાના પ્રકારની પ્રવૃત્તિઓ સાથે દયારામભાઇએ એમના સમર્થ ગ્રંથો સુમારે સંવત ૧૮૬૬ થી ૧૮૯૦ સુધીમાં લખી નાંખ્યા છે આ ચાલીસ વર્ષોમાં એમની લેખનપ્રવૃત્તિની ધારા સતત ગતિએ વહી છે. પ્રત્યેક ગ્રંથનું વર્ષ કવિએ આપ્યુ નથી. જે ગ્રંથોનાં વર્ષો કવિએ અંતે નોંધ્યાં છે, તે ગ્રંથોમાં અનુક્રમે "શ્રીમદ્‌ભાગવત દશમ સ્કંધ અનુક્રમણિકા" "સતસૈયા" "વસ્તુવૃંદદીપિકા" "શ્રીમદ્ ભાગવતનુક્રમણિકા" "સારાવલી" "રસિકવલ્લભ" અને "શ્રીમદ્‌ભગવદ્‌ગીતા માહાત્મ્ય"

વગેરે છે. આ ગ્રંથોનાં દિગ્દર્શન અને વર્ષો વિષે અમે આગળ બોલીશું. આ પ્રકરણમાં તો આપણે કવિના જીવનવિકાસ સાથે એમના સાહિત્ય-જીવનના વિકાસને જોઇશું અને બન્નેને સરખાવીશું તો બસ થશે કવિની સત્તાવન વર્ષની વય તરફ જોતા, આટ આટલી સાહિત્ય પ્રવૃત્તિ એનાં, અને યાત્રાઓનો વખત ત્હેમા સમાયલો છે એ વિચાર કરતા, એમના સાક્ષરજીવન માટે આપણને માન અને વિસ્મય થયા વગર રહેતા નથી. પણ એમની સાહિત્યપ્રવૃત્તિની ધારા ઓટલેથી અટકી નથી એમના સ્વધામ પહોચ્યા સુધી એ ધારાએ વહ્યા કર્યું છે. વૃદ્ધાવસ્થાની નમતી વયમાં છેક મરણશય્યામાયે કવિએ એમના ૪૯૮ જીવનહેતુઓને વિચાર્યો નથી સાડીની તૈયારી કરાવતા કવિના આ વયને હજી "ધન" માં છે, એમ આપણી લોકવાણી કહે છે.

**રતનબાઇના પ્રસંગની સમાલોચના.**

ઐતિહાસિક ક્રમને અનુસરતાં સંવત ૧૮૭૧ ના વર્ષમાં પિતાએ મૂકેલા ઋણમાંથી ચાણોદનું ઘર આપી દઇ કવિ મુક્ત થયા એ ઉલ્લેખ અમે કવિના ઘરસંબંધે લખતાં આરંભમાં કર્યો છે. પણ આ અરસામાં બનેલા એક અગત્યના પ્રસંગની વિસ્તારથી નોંધ લેવી જરૂરની છે આ પ્રસંગના સંબંધમાં અન્ય ચરિત્રકારોએ જાણે કે અજાણ્યે એવો તો હોહાકાર કરી મૂક્યો છે કે, ત્હેનાં પડઘા હજી ગુજરાતમાં સંભળાતા બંધ થયા નથી. આ પ્રસંગ 'રતનબાઇ સોનારણ' નો છે. અત્યંત ચર્ચાભુત થયેલા આ વિષયમાં નિર્મળ સત્ય શું હશે, એ અનેક રીતે વસ્તુસ્થિતિ તપાસી શોધી કહાડવાની જરૂર છે. પ્રશ્ન અતિ કોમલ છે. નીતિ અનીતિના પ્રશ્ન હમેશાં કોમળો હોય છે. પ્રમાણોને અભાવે કોઇપણ વ્યક્તિ માટે આવા પ્રશ્નો જાહેર જોખમદારીના ભાન વગર યથેચ્છ રીતે ચર્ચવા એ કલમની ને વાણીની નિર્મળ પવિત્રતાને

દૂષિત કરવા જેવું છે કવિ નર્મદના, દયારામભાઇ અને આ વિધવા બાઇ વચ્ચેના અનિષ્ટ સંબંધ નિષેના સૂચન પછી, આ બાબતની કલ્પનામાળામા ઠેઠ અત્યાર સુધી અનેકને હાથે એક પછી એક નવીન મણકા ઉમેરવામા આવ્યા છે આટલું તો આ બાબતમા નિશ્ચય છે કે, દયારામભાઇ જે વખતે વતમા હતા તે વખતે રતનબાઇ એમની પરિચર્યા કરવા આવેલી સદ્દગત ઇચ્છારામ પણ લખે છે કે " કવિની ઉમ્મર વર્ષ પચા વન–સાઠની થયેલી તે વેળાએ સોનારૂણ જ્ઞાતની રતનબાઇ એના સબંધમા આવી જણાય છે " અન્ય સ્ત્રી પુરૂષો ભેગી આ બાઇ પણ હરિકીર્તન શ્રવણાર્થે આવતી આ રતનબાઇનીજ એક સગી સોનારણનો પ્રસગ કવિના યૌવનપરાક્રમોમાંના એક તરીકે ચાણોદમા બન્યો હતો એમ મણકાનું કવિના જીવનચરિત્રમા લખ્યું–કૂટેલુ છે પણ રતનબાઇની જ્ઞાતિનુ એકે ઘર ચાણોદમા ન્હોતું અમે નથી એ માસ્તાન સોનીઓની જ્ઞાતિમા ગ્હોકુ પરનુ હોય છે રતનબાઇ પાસે આ ઘરના ઉપરાત બસો રૂપિયા હતા તે રૂપિયા એક કસાગને લ્યા વ્યાજે મૂકેલા હતા બાઇ મરણ સુધી ખાધે પીધે સુખી હતી એના ભત્રિજા તથા દિયર પણ એની સભાળ રાખતા એના પતિનું નામ રઘનાથ ગોવિન્દરામ હતુ એનુ પિયર શ્રી કોટેશ્વર મહાદેવની સ્હામેની ખડકીમાં અને સાસર માસ્તાન સોનીના ફળીઆમા હતું એ બાઇનું ઘર એના મરણ પછી એની સભાળ લેનાર એના દિયરને મળ્યુ હતુ, અને એમા એના ભત્રિજા લક્ષ્મીરામ ભગુજી રહેતા એ લક્ષ્મીરામ હાલ ગુજરી ગયાથી તેમના પુત્ર રામકૃષ્ણ લક્ષ્મીરામ અને પૌત્ર નટવરલાલ નારણજી હાલમા ત્યા રહે છે –

વૈષ્ણવોમા ઠાકોરસેવાની ઝીણવટ ભરી સામગ્રી તૈયાર કરવાનું કાર્ય ઘણુ દુર્ઘટ હોય છે સ્ત્રીઓજ આ કાર્ય કરવાને લાયક હોય છે, સ્ત્રી વગર બીજુ કોઇ એ કાર્ય બરાબર કરી શકતુ નથી. જેના

સ્ત્રીઓની સગવડ ન હોય તેઓને અન્ય સ્ત્રીઓને આ કાર્ય સોંપ્યા વગર છૂટકો થતો નથી. આવી સ્થિતીનું ખરૂં ભાન જેમને આપ વીતીનો અનુભવ હોય તેઓનેજ ખરી રીતે હોય છે આપણો સમાજ કુંવારા ઉપર આક્ષેપ કરતો આવ્યો છે તેમ વિધવાઓ ઉપર પણ અનેક બીન-પાયાદાર આક્ષેપો કરતો આવ્યો છે. આપણા હાલના નવજીવનની ચેતનાઓ જોતાં આગળ અનેક સ્ત્રીપુરૂષો કૌમારવ્રત લેશે તો ત્હેમને માટે પણ આપણે–આપણા સમાજે–કુથલીઓનો કેટલો બધો સંગ્રહ કરી રાખવો પડશે? રતનબાઇ અને દયારામભાઇના નિર્મળ સબંધની હજી પણ ડભોઇના લોકો સાક્ષી પૂરે છે, છતાં આપણો લેખકવર્ગ તો એ ઉપર ભાળ્યો ઉપર ભાળ્યો રચતો જાય છે. ગલ્લાભાઇ સાહેદગની વાર્તાઓનું અમે સાધનોના અવલોકનમાં ખંડન કરેલું છે. તે વાર્તાઓમાં તો લેખક આ દુનિયાના સબંધની તો શું પણ પૂર્વજન્મના સબંધ સુધીની એ કલ્પનાઓને ઉડવા દીધી છે! ખરેખર, બિચારી સ્ત્રીજાતિ અને ત્રાણી ઉપર અપવાદનો વર્ષાદ વર્ષાવવો એ આપણા મનુષ્યોની સ્વભાવસિદ્ધ વૃત્તિ હોય છે "ઉત્તરરામચરિત્ર" માં ભવભૂતિ સત્ય જ કહે છે કે:—

> "सर्वथा व्यवहर्तव्यं कुतो ह्यवचनीयता ।
> यथा स्त्रीणा तथा वाचां साधुत्वे दुर्जनोजन. ॥" *

* સદા નિર્મળ કર્યો જગવ્યવહાર?
દિસે જન દૂષણ વારંવાર,
સર્વ જાત વ્યવહાર તે દોષ રહિત નવ હોય,
નારી વાણીના શુભ ગુણ કે'વે સુજન ન દિસે કોય
જેહ જન દુર્જન થઇને સાર. કહો નિર્મળ

(રા. મણિભાઇકૃત ભાષાન્તર.)

આ રીતે જનશ્રુતિને અનુસરી કેટલાકે 'રતનબાઇ' ને કવિની 'પ્યારી-પ્રિયતમા-દયિતા-માશુક-મહેબુબ' તરીકે વર્ણવી છે! કેટલાકે એમને પુનર્લગ્ન કરવાની સલાહ આપી છે! કેટલાકે એ સંબધને સ્નેહલગ્ન તરીકે વધાવી લઇ કવિને મહાન્ સામાજીક સુધારક તરીકે ગણી ત્હેમના સુધારામાં (૧) જ્ઞાતિ ઉચ્છેદ, (૨) વિધવા વિવાહ કરવાની બેહદ હિંમત અને (૩) વ્યર્થ વિધિઓના બહિષ્કારનાં તત્ત્વો જોયાં છે* ! આવા વ્યર્થ વાણીવિલાસ થતા અટકે તેને માટે વિશેષ કહેવાનું બંધ રાખી કવિના સંપ્રદાયના સાહિત્યના પરમ ઉપાસક અને સાક્ષર રા. મૂળચંદ તુલસીદાસ તેલીવાળાનો નીચે પ્રમાણેનો અભિપ્રાય અમે ટાંકી બતાવીશું તો બસ થશે.

"ભગવદીયની સેવા પણ પ્રભુને રુચે છે અને સ્વપ્રાપ્તિમાં કારણ થાય છે. તેથી ભક્તો પ્રથમ પ્રભુને સ્થાને ભક્તોની સેવા કરે છે ક્વચિત્ ભક્ત સ્વદીનતાથી સેવાનો અંગીકાર કરે છે, તો ત્હેને ભગવત્ સેવામાં કોઇ પણ પ્રકારે ઉપયોગી થઇ પડવામાં કૃતાર્થતા માને છે. આવાજ આશયથી રતનબાઇ ૪૫ વર્ષની વયે જાતે મર્યાદી હોવાથી કવિશ્રીને ત્યાં આવ્યાં. કવિનું વય આ વખતે વનમાં હતુ. અને ગાત્ર સામાન્ય રીતે શિથિલ થયા હશે તેથી બાલ સેવા જલાદિની સ્વયં કરતાં કલેષ થતો હોવાથી રતનબાઇને સોંપી. દયારામભાઇને ભગવદીય જાણીને આ બાઇએ મરણપર્યંત એમની પરિચર્યા કરી. દયારામભાઇને વાસ્તે આ ભગવદીય બાઇને એટલો તો ઉચ્ચભાવ હતો કે સ્વમરણ પર્યન્ત દયારામની અન્ય નિચ્છા હોવા છતાં એમની છબીનાં દર્શનાદિ કરતાં. આવા પવિત્ર સંબંધને પ્રાકૃત કામુકોના મોહની ઉપમા આપીને ઉભય ઉપર નિંદ્ય દોષારોપણ

* જુઓ "Library miscellany Vol. III No. 1-2" માનો રા. મગનલાલ હ. કાંટાવાળાનો અંગ્રેજી લેખ.

કરવું એ વિદ્વાનની હૃદય નિષ્ઠુરતા વા હૃદયમાલિન્યજ સૂચવે છે. માત્ર સ્ત્રીઓ નહિ પરંતુ પુરૂષોએ પણ આ પ્રકારે દયારામભાઈની ટીકા કરી છે દયારામભાઈ અવ્યાવૃત્ત સકળ જીવન પર્યન્ત હોવા છતા એમને સ્ત્રી કે જ કોઇપણ સમયે દ્રવ્યાદિ સાહાય્ય અનુભવ્યો ન્હોતો દયારામભાઈના દૂષિતોનું એવું મતવ્ય લાગે છે કે, સ્વાર્થ વિના સબંધ જ ન હોઇ શકે, પરતુ આ માન્યતા અનેક ભગવદ્ભક્તોને અપમાન કરવા જેવી છે શુદ્ધ સ્નેહના સર્વ સ્વાર્થશૂન્યરૂપ મહાયત્નની અવગણનાજ છે એ સંસ્કારનું અત્યન્ત કારણ સ્થાન ન હોય તે તેથી એ તત્ત્વ ન સ્ફુરે ત્હેમા દયારામાદિ ભગવદ્ભક્તો શું કરે? આ વિષય અનુભવૈકવેદ્ય હોવાથી વિશેષ ચર્ચા આ વિષયમા અત્ર અસ્થાને છે"

આ સબધમા રા. જગજીવનદાસ દયાળજી મોદીનો અભિપ્રાય પણ ટાકવા જેવો છે—"આ રતનબાઇના સબંધમા કવિને માટે હલકી વાતો કહેવામાં આવે છે પણ કવિએ પોતાની છેક પાકી ઉમ્મરે પોતાને ત્યા એને કામ કરવા રાખી હતી, અને તે વખતે કવિના ધર્મ સંબધી વિચાર બહુ પ્રૌઢ થયા હતા, એટલે પાપ બુદ્ધિથી તે વખતે એ એને બોલાવે—રાખે એ કલ્પનામા પણ આવી શક્તુ નથી" *

દયારામભાઈએ એમની માદગી વખતે જે વસિયતનામુ કર્યું હતુ ત્હેમાં રતનબાઇને ફક્ત પચીશ રૂપિયા આપવા લખેલું છે કવિજી એના ઉપર મોહિત થયેલા હોત તો પોતાનુ સર્વસ્વ એને આપી દેવાનું લખત એજ એક કવિનો રતનબાઇ સાથે આડો સબધ નહિ હોવાનો સજ્જડ પુરાવો છે

"કોઇની આગળ હાથ ધરવો નહિ, અને શ્રીકૃષ્ણ ભગવાન સિવાય બીજા કોઇની યાચના કરવી નહિ આ ટેક **કવિની અયાચકવૃત્તિ** જીવતાં સુધી કવિએ સાચવી રાખી છે કવિએ બાર દફને કહ્યુ છે કે,—

* "દયારામ" પૃષ્ઠ ૩૯,

मागवेतें मान घटे, शोभा सुमरन घटे,
आदर सनमान घटे, ओढे तब ग्राही हे;
भक्तनको लाजे टेक, कुलकी मरजाद मेटे,
बडोपनो वह्यो जाय, मिटे हेत चाही हे;
कटु बेन सेहनोपरे, दीन होय रहेनो परे,
स्तुति बेन कहेनो परे, क्लेश याके माही हे;
ओप बीना जाचवोन्, नाथजी निभावो नेम,
दयो कहे मागे स्रम, नीचपनो नाही हे.

આ દયારામનો જબરદસ્ત ટેક હતો. ભલા ભલા શેઠ સાહુકારો કે અમીર ઉમરાવોની પણ દયારામભાઈએ પરવા કરી નથી અને એવા અને ફક્કડ માંહ્યોદા, એટલે પૈસા ટકાની કશી ચિન્તા ન હતી. જોઈએ એટલું તો એમને આવી 'મળતું'. એમના શિષ્યો અને ભક્તો ભેટ ધરતા, અને પોતે ખેડામા જતા ત્યાથી થોડી ઘણી પ્રાપ્તિ થતી, તેમાંથી સારી રીતે પોતાનો નિર્વાહ ચાલતો. શ્રીકૃષ્ણ ઉપર એમને પૂર્ણ ભરોસો હતો અને કૃષ્ણને જ એમણે બધી ચિંતા સોંપી દીધી હતી, એટલે પોતે નચિંત રહેતા. એ પોતાના જીવને વારંવાર કહેતા કે—

"જીવ તુ શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવુ હોય તે કરે." ✓

ચિન્તાચૂર્ણિકામા પણ વળી કવિએ ગાયુ છે કે—

"ચિન્તા કરીશ તદપિ તુ થકી, ઓછુ વત્તુ શું થાશે,
"સુખ દુઃખ શ્રીકૃષ્ણ હાથમા, કલ્પે ભજન ભૂલાશે."

ઈશ્વર ઉપર આવી દૃઢ આસ્થા જેની હોય તે કોની પરવા કરે?"

"ખુશામત કે સ્નેહવશથી ઈશ્વર શિવાય કોઈ પણ મનુષ્યની કવિતા

**કવિએ ઇશ્વર શિવાય બીજા કોઇની કવિતા કરી નથી.**

કવિએ કરી નથી. કવિશ્વર દલપતરામ, નર્મદાશંકર, અને કેટલાક આધુનિક કવિઓની પેઠે દયાગમભાઇએ જો પ્રાકૃત જનોનો સ્તુતિપાઠ આરંભ્યો હોત, તો એમણે લાખ્ખો રૂપિયા ભેગા કર્યા હોત પણ દયારામભાઇ જેવા ટેકીલા માણસથી એ કામ બને જ કેમ? ભરૂચવાળા ચિમનલાલભાઇ જે દયાગમભાઇના ઇષ્ટ મિત્ર હતા, ને તેમના સુખ દુખમા ભાગ લઇ વખતો વખત તેમને ઘણી મદદ કરતા, તેમના ઉપર એક વખત અતિ પ્રસન્ન થઇ કવિએ તેમને કહેલું કે —'ચિમનલાલભાઇ, શું કરૂં? શ્રી કૃષ્ણ શિવાય બીજાની કવિતા ન કરવાનો મે ટેક લીધો છે, નહિ તો હું તમારૂં નામ અમર કરત." અને ખરેખર તે તેમ કરતજ. વિક્રમ, ભોજ વગેરેને અમર કરનાર કોણ હતા? કવિઓ જ કે બીજુ કોઇ? આપણા વડોદરાના કવિ પ્રેમાનંદને પણ આવો જ ટેક હતો ને તેમણે પણ તેમના એક મિત્ર રઘુનાથ પારેખને એવા જ શબ્દો કહ્યા હતા. અને પછી એક દ્વિઅર્થી કવિતા બનાવી હતી જે ઇશ્વરને ને તેમને એમ બંનેને લાગુ પડે"

"શ્રીકૃષ્ણ શિવાય બીજા દેવની પણ કવિતા ન બનાવવી એવો કવિનો ટેક હતો કૃષ્ણ ઉપર જ તેમની અનન્ય ભક્તિ હતી અને તેથી એ કહેતા કે—

"એક વરો ગોપીજન વલ્લભ નહિ સ્વામી બીજો."

**ગોપાળરાવ મ્હેરાળની માગણીનો અનાદર.**

"આ સંબંધમા એક પ્રસંગ નોંધવા જેવો છે વડોદરામા ગોપાળરાવ મ્હૈરાળ નામે એક દક્ષિણી ગૃહસ્થ રહેતા હતા, તે ગર્ભશ્રીમંત અને કરોડપતિ હતા. તેઓ મૂળ મદ્રાસના રહેવાસી, પણ ગાયકવાડ સરકારને પૈસા ધીરવાથી તેમના પારેખ થઇને વડોદરે

આવી રહ્યા હતા એમને રાજ્ય તરફથી કેટલાક ગામ મળતા, અને તેની બાર મહિને લાખો રૂપયાની ઉપજ આવતી એ જેવા ગૃહસ્થ હતા, તેવાજ ઉદાર અને દાનશીલ તથા ગુણીજનની કદર જાણનાર હતા એમણે ઘણા દેવાલયો અને ધર્મશાળાઓ બંધાવેલી છે સીનોરમા નર્મદા નદીનો મોટો ઘાટ અને તેના ઉપર ગણપતિનુ ભવ્ય દેવાલય તેમણે બંધાવેલુ છે તે જોવા લાયક છે એમના ઉપાસ્ય દેવ ગણપતિ હતા અને વડોદરામા પોતાના મકાન આગળ જ તેમણે ગણપતિનુ મોટુ દેવાલય બંધાવેલુ છે. ત્યા દરરોજ સેંકડો બ્રાહ્મણોનુ બ્રહ્મભોજન થયા કરતુ હતુ. એ ગોપાળરાવ મૈરાળના જાણવામા આવ્યુ કે ડભોઇમા દયારામભાઇ કરીને કોઇ કવિ છે તે બહુ સારા પદો બનાવે છે તે ઉપરથી તેમની પાસે પોતાના ઇષ્ટદેવ ગણપતિના પદો રચાવવાની તેમને પ્રબળ ઇચ્છા થઇ આવી તેમણે કવિને બોલાવવાને માટે ડભોઇ તેડુ મોકલ્યુ અને કવિને કહાવ્યુ કે "તમે અમારા ઇષ્ટદેવ ગણપતિના પદો બનાવો, તેના બદલામા તમને બહુ સારૂ વર્ષાસન બાંધી આપવામા આવશે" પણ આપણા ફક્કડ કવિ તો, મોરમુગટધારી, બંસીકે બજૈયા, ત્રિભંગી સ્વરૂપ, શ્રીગોપીજનવલ્લભને વરેના હતા, એટલે એમના મુખમાથી તેના વગર બીજાની સ્તુતિનો ઉચ્ચાર શી રીતે નીકળે ? તેથી 'લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે કપાળ ધોવા જાય' તેમ કવિએ આવેલુ તેડુ પાછુ વાળ્યુ ને તેડવા આવનાર માણસની સાથે જ નીચેનુ પદ લખી મોકલ્યુ —

"એક વર્યો ગોપીજન વલ્લભ નહિ સ્વામી બીજો, ૧
નહિ સ્વામી બીજોરે મારે નહિ સ્વામી બીજો—એક
અવર કોઇનુ કામ ન મારે રીઝો કે ખીજો,
કૃષ્ણ કરે તે પ્રમાણ કારજ વણસો કે સીજો,

પ્રાણ જાય પણ અન્ય કૃતિમા મન રખે બીજે—એક
દુખી દુ ખી કેમ ગમે તેમ રાખે એના ગુણ ગાઉં,
વિના મૂલ્ય ઘરગુનામ એનો વેચે ત્યા વેચાઉ,
એજ ગમ્યો એથી મન માન્યુ બીજે નવ ચાહુ,
એના અતિ અવતાર હુ મેહનો દામ ન કહેવાઉ—એક
કૃષ્ણ વિના શિર અવર નમે તો છેદનો દંડ
ન દંડુ નર વિણુ નામ જપે તો જીભ્યા કરૂ શતખંડ,
અવર દેવની આશ કરે અર ભાજે બ્રહ્માંડ,
અન્ય અમર દરશન લેઉ પગ તો પાડુ હુ પંડ—એક
હુ ચાતક જળ સ્વાતી શ્રીજી હુ જપુ હરિ વારિ,
હુ દાસિ ન કાકી હરિ દૃઢવ્રત ધારી તે ધારી,
અનન્ય પતિવ્રત જેને નહિ તે કહીએ વ્યભિચારી,
" શ્રી ગુરૂ એ નિભાવજો કહે દયો મદા ટેક મારી—એક.

" આદિ કવિ ભક્તરાજ નરસિંહ મહેતાને પણ કૃષ્ણનામની એવી જ લેહ લાગેલી હતી એનુ નામ તે ટેક, એ તે અનન્ય-તુલસીદાસજીના જેવો વ્યિભચારિણી ભક્તિ, પતિવ્રતાનો પ્રેમ. ખરા કવિનો નામને ટેક. પ્રેમીનુ જ એ ચિહ્ન છે એવા પ્રેમી જીવને બીજા કોની દરકાર હોય ? ભગવાનના અનેક અવતારો છે, બધા સરખા જ પૂજનીય છે, છતા કવિના પ્રેમપાત્ર તો શ્રીકૃષ્ણજ મહાત્મા તુલસીદાસજીના રામ, તેમ કવિનો કૃષ્ણ બને એક જ ઇશ્વરના સ્વરૂપ છતા બનેને મન તે જૂદા તુલસીદાસને જેમ રામચંદ્ર શિવાય બીજાને માથુ નહિ નમાવવાની ટક હતી, તેમ કવિ દયારામને શ્રીકૃષ્ણ શિવાય બીજાને માથુ નહિ નમાવવાની ટેક હતી વ્રજમા આવીને શ્રી કૃષ્ણની મોરમુગટધારી છબી જોઇ, ત્યારે તુલસીદાસે દર્શન કરતાકહ્યુ કે—

कहा कहु छबी आजकी, भले बने हो नाथ,
तुलसी मस्तक जब नमे, धनुषबान ग्रहो हाथ.

મહાત્માની એ વાણી નિકળતાંજ, પરમાત્મા સાથે હૃદય એકતાર થતાં જ, કૃષ્ણબળરામે હાથમાં ધનુષ્યબાણ ધારણ કરી તુલસીદાસને રામલક્ષ્મણરૂપે દર્શન દીધાં હતાં, અને પછી તે ભક્તરાજે મસ્તક નમાવ્યું હતું ત્યાર પછી પાછાં તુર્ત કૃષ્ણબળરામ રૂપે દર્શન દેતાં તુલસીદાસજીએ ગાયું હતું કે–

मोरमुगट शिरपर धर्यो, मुख मोरली घनघोर।
विंद्रावनकी कुंजमें, खेलत नंदकिशोर;

એવી ટેકની ભક્તિનું માહાત્મ્ય અપરિમિત છે પ્રભુને પણ એના ભક્તની ઇચ્છાને તાબે થવુ પડે છે ટેકની ખાતરજ દયારામભાઇએ ધનાઢ્ય શાહુકારની મહેરબાનીની શુમારી અને મળવા આવતી લક્ષ્મીને ઠેસ મારી તરછોડી કાઢી એવી ટેક રાખનારા અને નિભાવનારા જગતમાં વિરલા હોય છે તુલસીદાસના રામ અને દયારામભાઇના કૃષ્ણ બને એકજ, છતાં બંનેને મન ઉપાસ્ય દેવ તરીકે જૂદા હતા બનેની ભક્તિમાં પણ ફેર હતો. તુલસીદાસની સેવકસેવ્યભાવની દાસ્ય ભક્તિ હતી, ત્યારે દયારામની પ્રિયતમપ્રિયાભાવની પ્રેમલક્ષણા ભક્તિ હતી બને પ્રભુના અનન્ય ભક્ત હતા અને તેથી બને મોક્ષના–પ્રભુ સાથે સાક્ષાત્કારના અધિકારી થયાં હતા પરંતુ તુલસીદાસજીના જીવનમાં પ્રભુ સાથેના સાક્ષાત્કારની જેવી વાતો ચાલે છે, તેવી દયારામભાઇના જીવનમાં જો કે સંભળાતી નથી, તો પણ દયારામભાઇને પણ પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ–હૃદય માયેના પ્રભુના સાક્ષાત્કાર થયેલા તો હોવા જોઇએ જ.

જો તેમ ન હોય તો હૃદયના દર્દથી ભરેલી વાણી કવિના મુખમાંથી નિકળી શકે નહિ."×

"આસ્થળે દયારામભાઇના જીવનમાં માલમ પડેલા એક બે ચમત્કારો નોંધવા જેવા છે. સૌથી પ્રથમ કાશીની પ્રથમ યાત્રા વખતે કાશીવિશ્વેશ્વરની મૂર્તિમાં એમને હરિહરનાં દર્શન થયાં હતાં તે; બીજી વખત રામેશ્વરની જાત્રા વખતે એક બાવા સાથે ધાર્મિક બાબતમાં કંઇ તકરાર થઇ ત્યારે બાવાએ કવિને મારવાને દંડ ઉગામ્યો તે વખત બાવાનો હાથ ઉંચો ને ઉંચો રહી ગયો ને શ્રી કૃષ્ણ ભગવાને તેનો દંડ પકડી રાખ્યો તે; અને ત્રીજી વખત શ્રીનાથજીની યાત્રા વખતે શ્રી નાથજીએ વ્રજમાં લઇ જઇ પોતાની અલૌકિક રાસલીલાનાં દર્શન કવિને કરાવ્યાં તે વખતે કવિ ત્યાં જમનાજીના કાંઠા ઉપર પોતાનું પહેરણ ભૂલી ગયા હતા તે જ્યારે. એ . વ્રજમાં ગયા ત્યારે જોયું તે. કવિએ પોતે કહેલા એ ચમત્કારો છે. તે ગમે તેમ હશે, પણ એટલું તો ખરૂં કે કવિની દૃઢ ભક્તિથી તેમનું જીવનનાવ તરતું રહી શક્યું છે એ વાત તો નક્કી છે."

**દયારામભાઇને દેખાય-લા ચમત્કારો.**

"દયારામભાઇ મતાગ્રહી પણ બહુ હતા. પોતાના મતથી ઉલટી વાત કોઈ કરે, તો તે એમનાથી સહન થતું નહિ. એક વખત પેટલાદનો એક નાગર ગૃહસ્થ દયારામભાઇને મળવા આવ્યો હશે તે શિવભક્ત હતો. વાત કરતાં કરતાં તે શિવનાં વખાણ અને કૃષ્ણની નિંદા કરવા લાગ્યો. દયારામભાઇને તેની વાત જ સાંભળવી ગમી નહિ તેથી એકદમ ત્યાંથી

**કવિનો મતાગ્રહ.**

× કવિશ્રીને પ્રત્યક્ષ સાક્ષાત્કાર ઘણી વખત થયેલા છે. જુઓ કવિનો "અનુભવ મંજરી' ગ્રંથ.

ઉઠીને પોતે ઘરમાં ચાલ્યા ગયા તે ફરી પાછા બહાર આવ્યા જ નહિ આવેલો નાગર કારણ સમજી ગયો, ને પછી પોતાના દુરાગ્રહને પસ્તાવો કરતો થોડીવાર બેઠી ઉઠીને ચાલતો થયો”

**કવિનો માની સ્વભાવ.**

“કવિને સ્વમાન બહુ પ્રિય હતું જ્યાં જાય ત્યાં એમનો નંબર પહેલો જ ગણાવો જોઈએ એમ એ માનતા એમને પોતાના વખાણ બહુ ગમતા કોઈ તેમનું જરાક ઘસાતું બોલતું તો તરત તેમનો મિજાજ જતો રહેતો એવો એક બનાવ સીનોરમાં બનેલો જાણવામાં આવ્યો છે સીનોર વૈષ્ણવોથી વસેલું એક નાનકડું શહેર છે ત્યાંના શ્રીમંત શેઠ લાલભાઈ હરજીવનને ત્યાં એક વખત વૈષ્ણવ મંડળીની બેઠક હતી, તેમાં દયારામભાઈને તથા ભરૂચવાળા પરમ વૈષ્ણવ ભગત દીક્ષિતજીને પણ બોલાવ્યા હતા દીક્ષિતજી તેમના દૃઢ વૈષ્ણવપણા માટે તે વખતે વનભી વૈષ્ણવોમાં પૂજાતા હતા દયારામભાઈ પણ કવિ તરીકે અને એક સારા વૈષ્ણવ તરીકે પૂજાતા હતા બેઠકમાં તિલક કરવાનો પ્રસંગ આવ્યો, ત્યારે દીક્ષિતજીને પહેલું તિલક કરવામાં આવ્યું તે ઉપરથી કવિને રીસ ચઢી અને તરત બેઠકમાંથી ઉઠીને તે ચાલી ગયા જતી વખત કહ્યું કે, “હું શું દીક્ષિતજી કરતા ઉતરતો છું કે મને પહેલું તિલક ન હોય? એ તો એકલા વૈષ્ણવ છે એટલું જ, ત્યારે હું તો વૈષ્ણવ છું અને તે સાથે કવિ અને વિદ્વાન પણ છું એટલે પહેલું તિલક તો મને જ હોવું જોઈએ”x શેઠે અને લોકોએ કવિને ઘણું સમજાવ્યા-મનાવ્યા, પણ

x એમ પણ કહેવાય છે કે દયારામભાઈએ પોતાના માટે તિલક-સંબંધી દાવો નહોતો ઉઠાવ્યો, પણ શ્રીનાથદ્વારાથી તિલકાયત શ્રીમદ્ગોસ્વામીજીના બેટીજી મહારાજ કે જે વિરક્ત વૈષ્ણવ, શ્રીજીના કૃપાપાત્ર અને દેવબ્રાહ્મણ પંક્તિના હતા તે પણ ત્યાં પધારેલા હતા, તેમને પહેલું તિલક ન કરવા બાબત કવિને ગુસ્સો થયો હતો

કવિ એકના બે થયા નહિ. બેઠકમાં તો પછી પાછા ન જ ગયા એટલું જ નહિ પણ સીનોરમાં પણ પછી ઝાઝો વખત રહ્યા નહિ. બેઠકમાંથી ઉઠી ગયા પછી મુકામે આવી કવિએ નીચેની એક સમસ્યા ત્યાં લખી મોકલી.—

> " ધર્મ ધુરંધર વડો વિવેક, તે ઘેર કૌતક દીઠું એક,
> પિતા પોતાના સુતનો ભ્રાત, સ્વામી તે જ પિતાનો તાત.
> માતશ્વસુરની પોતે પત્ની, જનક જનેતા સત્ય સપત્ની,
> સ્વામી હરિઅરિનો તાત, સ્ત્રી કોણ જગતની માત.
> શ્રી ભાગવત તણી એ કથા, રખે માનતા ટીખળ વૃથા,
> દયારામ કહે ચેત ચતુર, જો તુજમાં બુદ્ધિ ભરપુર. ૧ "×

× "ઘણા ધર્મિષ્ટ અને મોટા વિવેકી તે કશ્યપ પ્રજાપતિ. તેને ઘેર એક કૌતક જોવામાં આવ્યું. એ કૌતક તે સગાઇઓની વિચિત્રતા આ કાવ્યમાં કહી છે તે. શ્રીમદ્ભાગવતના છઠ્ઠા સ્કંધના છઠ્ઠા અધ્યાયમાં કથા છે કે કશ્યપને દનુ નામની સ્ત્રીથી વૈશ્વાનર નામે પુત્ર થયો એ વૈશ્વાનરને ચાર પુત્રીઓ થઇ.—ઉપદાનવી, હયશીરા, કાલિકા અને પુલોમા. ઉપદાનવી હિરણ્યાક્ષ સાથે પરણાવી, હયશીરા ક્રતુને પરણાવી અને કાલિકા તથા પુલોમાને માટે કોઇ લાયક વર મળ્યો નહિ તેથી બ્રહ્માના કહેવાથી તે બે કન્યાઓને કશ્યપ પોતે પરણ્યા. એમાં કાલિકાથી કાલિકેય અને પુલોમાથી પૌલોમેય નામના રાક્ષસો ઉત્પન્ન થયા. આ પ્રમાણે મોટા ધર્માત્મા અને વિવેકવિચારવાળા કશ્યપ ઋષિ પોતાના છોકરાની છોકરીઓને પરણ્યા તે કૌતક જ કહેવાય. હવે તેનાથી કેવી વિચિત્ર સગાઇઓ ઉત્પન્ન થઇ તે કવિ ગણાવે છે

પિતા......તાત'—કશ્યપની સ્ત્રી અદિતિથી વામન ભગવાનનો જન્મ થયો હતો તેથી વામનને વૈશ્વાનર બે ભાઇ થાય, અને વામન તે કાલાકિ

સમસ્યા વાચી ખેડના બધા લોકો ચકિત થઇ ગયા કોઇથી એનો ઉત્તર થઇ શક્યો નહિ એક પુરાણીએ તો કહ્યું કે, શાસ્ત્રમા કોઇ ઠેકાણે એવું હોય જ નહિ, કવિ તો ગપ હાંકે છે એ પુરાણી જ્યારે મળ્યા ત્યારે કવિએ પુરાણીને ઠેકડી કરતા કહ્યું કે, "તમે પુરાણીઓ તો શબ્દ મોઢે રાખનારા પોપટ છો, શાસ્ત્રનો ખરો મર્મ તો અમે કવિઓ જ સમજીએ " પછી ભાગવતમાથી એ કથાભાગ કાઢી બતાવી બધો મગાઇ સબધ કવિએ પુરાણીને સમજાવ્યો ને પુરાણીની બુદ્ધિનો ભ્રમ ટાળ્યો "

"દયારામના ઇષ્ટ અને પરમ મિત્રમા ભરૂચવાળા ચિમનલાલ નંદલાલ

---

પુનોમાનો ( ઓરમાઇ ) છોકરો થાય, માટે એ બન્ને સ્ત્રીઓનો બાપ વૈશ્વાનર તે તેમના પોતાના છોકરા વામનનો ભાઇ થયો

સ્વામી... ..તાત -કાલિકા પુનોમા બન્ને કશ્યપને પરણી એટલે તે તેમના સ્વામી થયા, તે તેમના બાપ વૈશ્વાનરના બાપ પણ થાય છે જ

માત .....પત્ની —કશ્યપ તે વૈશ્વાનરની સ્ત્રી અને કાલિકા પુનોમાની માના સમરા થાય, તેનીજ પોતે સ્ત્રીઓ થઇ છે.

જનક • સપત્ની —બાપ જે વૈશ્વાનર, તેની મા દનુ, તેનીજ કાલિકા પુનોમા બન્ને કશ્યપને પરણવાથી શોક્યો થઇ

સ્વામી......તાત —એ ઘરનો માલિક જે કશ્યપ તે હરિ જે ઇંદ્ર તેના શત્રુઓ દૈત્યો તેના બાપ થાય કેમકે કશ્યપની સ્ત્રી દિતિથી દૈત્યો ઉત્પન્ન થયા છે.

સ્ત્રી ..માત —કશ્યપના ઘરની સ્ત્રીઓ દિતિ ને અદિતિથી જગતની ઉત્પત્તિ થઇ છે માટે તે જગતની માતા."

**કવિને રા. ચિમનલાલ સાથે મિત્રતા.**

હતા અને તે જ તેમના સુખ દુઃખની ગુહ્ય વાત કરવાનુ સ્થાન હતા. એ ચિમનલાલ કવિ નર્મદાશંકરના પણ મિત્ર હતા. કવિ નર્મદાશંકરે નર્મગદ્ય પહેલ વહેલું બહાર પાડ્યું તેમાં દયારામનુ ચરિત્ર જે છાપેલું હતું તે વાંચી એ ચિમનલાલને ખેદ થયો હતો અને તે ઉપરથી નર્મદાશંકરને તેમણે દયારામના જીવનની ખરી હકીકતનો એક પત્ર લખ્યો હતો. એ પત્ર વાંચવા જેવો છે ને તે સદ્‌ગત ઇચ્છારામે કા. દો. ભા. ૫ માં આખો પ્રગટ કીધો છે. એ પત્રમાં રા. ચિમનલાલ કવિ નર્મદાશંકરને લખે છે કે, " તમારૂ નર્મગદ્યનુ પુસ્તક વાંચતાં ને મારા અંતરંગ મિત્ર દયારામભાઇનું જીવન વાચતા મને જે અનિવાર્ય ખેદ થાય છે તે દર્શાવી શકતો નથી. એક પરમ ભક્ત, રસિકજન, ચાતુર્યની મૂર્તિ, તેવા કવિની વર્તણુંકપર જે કેટલાક ટીકા કીધા છે તે જો તમને દયારામને મળવાનો પ્રસંગ થયો હોત અથવા તો મારી પાસેથી હકીકત સારી રીતે જાણી હોત તો નહિ થાત." રા. ચિમનલાલને ને દયારામભાઇને સ્નેહસંબંધ શી રીતે થયો તે સંબંધી ચિમનલાલ પોતે જ નીચે પ્રમાણે લખે છે–"સંવત ૧૮૮૫ ઇ. સ. ૧૮૨૯ માં મારા પિતા સાથે ચાંદોદની જાત્રાએ ગયો ત્યા મને દયારામભાઇની પ્રથમ મુલાકાત થઇ હતી. એની વાણી સાંભળવાને રેવાજીના ઘાટઉપર અનેક યાત્રાળુ ભેગાં થયા હતા, ને પ્રેમરસમાં લીન થઇ એ એવી તો સરસ રીતે ગાતા હતા કે મને પણ તે સાંભળવાને લાલચ થઇ. હું એમના મુકામ પર ગયો ને એમની કાવ્યશક્તિનાં ઘણાં વખાણ કીધાં, જેથી એ ઘણા રાજી થયા ને ત્રણ ચાર દિવસના સહવાસમા તો મારી સાથે ગાઢી મૈત્રી થઇ ગઇ."

**શિષ્યોનો પ્રેમ.**

" કવિના શિષ્યોને કવિના ઉપર બહુ પ્રેમ હતો, અને મદ્વાડમાં પણ અંતરનાં સગાં ચાકરી ન કરે એવી તેઓ તેમની ચાકરી કરતા. એક વખત કવિને તાવ,

ખામી અને અમુઝણનું જોર એટલું બધું વધી પડયું કે તેમણે જીવવાની આશા છોડી હતી, તેથી ગામેગામ શિષ્યોને પત્ર લખીને તેમણે તેડાવ્યા હતા પોતાના ગુરુના દર્શનાર્થે વડોદરા, ડાકોર ઉમરેઠ, અમદાવાદ, નડિઆદ, ચાણોદ ને ભરૂચથી ૪૦૦ કરતા વધારે શિષ્યો મળવાને આવ્યા હતા તેઓએ એમની એવી સારી ચાકરી કરી કે જેવી ઘરના માણસ ન કરે. તે ઉપરથી દયારામે તેમની આગળ કહ્યું હતું કે, "સગુ તો સુખનું બેલી છે, પણ મારા દુઃખના બેલી શ્રીહરિ છે, તે શ્રીહરિની કૃપાથી આ તેના ભક્તજનો અમારા દુઃખમાં ભાગ લેવાને પધાર્યા છે એઓ જેવી સેવા કરે છે તેવી હમારી સેવા કોણ કરશે? કોઈ નહિ" ત્યારે ભરૂચવાળા લાડ વાણીઆ મનોહરદાસે કહ્યું કે "તમારા જેવા મહાપુરુષની સેવા કરવાની જેને તક મળે છે તેનું મોટું ભાગ્ય સમજવું"

**કવિની લખવાની રીત**

"દયારામભાઈ પોતાની બેઠક પાસે ખડીથી રંગેલી એક લાકડાની પાટી, તે ઉપર ગુલાલ છાંટીને રાખી મૂકતા અને પાસે એક બે વતરણા નાખી મૂકતા. જ્યારે લખવાનો જુસ્સો એમને આવતો ત્યારે પોતે મોઢેથી બોલતા ને પાસે જે માણસ બેઠું હોય તેની પાસે પાટીપર લખાવતા અને પછી એક બે વાર વંચાવતા, પછી તેમાં જે જે શબ્દ સુધારવા જેવા હોય તે સુધારતા ને ફરી એક વખત વંચાવી છેવટે તે ભવ્ય કાગળમાં ઉતરાવી લેતા લખાવવા પહેલાં મનમાં ઝીણું ઝીણું કંઈ બોલતા ને જરા જરા ડોક હલાવતા અને જ્યારે આખા કડીની રચના મનમાં ગોઠવાઈ જતી ત્યારે પછી પાટી ઉપર લખાવી લેતા આ એમની કવિતા લખવાની નિત્યની ટેવ હતી"×

શિવ કવિ અને તેની કવિતા વિષે વિદ્વાનોમાં બહુ ઉંચો મત

× રા. જગજીવનદાસ દયાળજી મોદી કૃત 'દયારામ' માંથી.

**શિઘ્રકવિ અને શિઘ્રકવિતા.**

હોતો નથી, પણ એવા પ્રકારની કવિતા કરવામાં કરાની ઉતાવળ છતાં એવા કવિની શક્તિ સફલ માલૂમ પડે તો ત્હેની શ્રેષ્ઠતા માટે બે મત થતા નથી "કવિદયારામ શિઘ્રકવિ હતા. એમની કવિતા બનાવવાની શક્તિ એવી અદ્ભુત હતી કે એ કોઇપણ વખતે તાત્કાલિક કવિતા બનાવી શકતા કોઇ સભામા કે મિજલસમા બેઠા હોય ને ત્યાં જરૂર પડતી તો તુરતાતુરત નવી નવી સુંદર કવિતાઓ રચીને કવિ ગાતા. ને એમના શિષ્યો એ લખી લેતા."×

**હિંદુસ્તાનમાંએ મશહુર દયારામભાઇ.**

વ્રજભાષા અને વ્રજભાષાના કવિઓનુ, કવિએ વ્રજેશ તરફના પોતાના ભક્તિભર્યા પક્ષપાતને લીધે ઘણો જે વખત પરિશીલન કર્યું છે. દયારામના કાવ્યોમાં રસ, અલંકાર કે પિંગળના દોષો આવતા નથી. ઉલટી ત્હેની ઓર ઝમક હોય છે, તે સારા અભ્યાસ વગર બની શકે નહીં. હિન્દી અને વ્રજના કવિઓની રસસરિતાથી કવિનું હૃદય પૂરતી રીતે આ પ્રમાણે પોષાયુ છે. વૃન્દ ને વિહારી જેવા હિન્દી કવિઓના "સતસૈયા" જેવા પોતે પણ "સતસૈયા" નો ગ્રંથ બનાવ્યો છે. આ ગ્રંથની ઉત્તમતા હિન્દુસ્તાનમા પણ મશહૂર છે. એવું કહેવાય છે કે, "આસીઉદેપુરના દરબારમા કોઇ ચારણે બિહારી સતસૈયામાંનો એક દોહરો ગાયો, તેજ વખતે બીજા એક માણસે દયારામના સતસૈયામાંનો એક ગાયો દરબારે પૂછ્યુ કે, આ બેમા કયો દોહરો વ્હડે? ચારણે જવાબ આપ્યો કે, મહારાજ! બને સરખા છે કોઇ વ્હડે ઉતરે એવો નથી રાજાએ કહ્યુ કે એ ખરૂં, પણ બિહારીએ લૌકિક શૃંગાર ગાયો છે અને દયારામે શ્રીકૃષ્ણ ભગવાનનો શૃંગાર ગાયો છે, એટલે દયારામનો વ્હડે! આમ દયારામ હિંદી કવિઓની સરખામણીમાં પણ ઉતરે એવા ન હતા."×

---

× રા. જગજીવનદાસ દયાળજી મોદીકૃત "દયારામ"માંથી.

—(o)—



# પ્રકરણ ૮ મું.



## વૃદ્ધાવસ્થા અને અવસાન.

**કવિનું મૃત્યુપત્ર.**

સંવત ૧૯૪૮ ના વર્ષના માર્ગશીર્ષ માસમાં દયારામભાઈને મંદવાડ આવ્યો. મંદવાડ ગંભીર હતો. અગમચેતીવાળા કવિએ એમના ભવિષ્યની-ત્હેની ભેટ વગેરે કરવાની તથા ત્હેને ખર્ચવા વાપરવા વગેરેની વ્યવસ્થા માટે મૃત્યુપત્ર પણ તૈયાર કર્યું. કવિનું ભવિષ્ય એમના મૃત્યુપત્રના અક્ષરશઃ પ્રમાણે ૫૧૮ રૂપિયાનું રોકડ હતું. શ્રીનાથજીને, ગુરુશ્રી વ્રજલાલજી મહારાજની ગાદીએ શ્રીત્રિકમરાયજી મહારાજ હતા તેમને ભેટ તરીકે, પોતાના ઠાકોરજી મદનમોહનજીની જે સેવા કરે ત્હેને, અને રતનબાઈને આપવાને તથા ઉત્તરક્રિયા વગેરેમાં ખર્ચવાને આ રકમનો ફેંસલો કવિએ કર્યો. ઘરના સરસામાનની બીજી પણ યાદી અને ત્હેની વ્યવસ્થા માટે પણ ગોઠવણ આ વખત કવિએ કરી દીધી. પણ આ મંદવાડમાંથી એ સાજા થયા હતા.

**કવિની જીવિત ક્રિયા.**

દેહની સ્થિતિ વિષે હવે ભરોસો રખાય એમ ન્હોતું, એ વિચારથી એમણે એક પછી એક કાર્ય આટોપવા માંડયું. કોઈ મ્હોટો શ્રીમંત કરવાને પ્રેરાય એવી મ્હોટી જીવિત ક્રિયા શ્રી શેષશાયીજીની આજ્ઞાથી કરવાની

કવિએ ઇચ્છા દર્શાવી. ગામે ગામ અને શહેરે શહેર જ્યાં કવિના પ્રશંસક અને શિષ્યો હતા તેમને પત્રો લખવામાં આવ્યા. પત્રોના જવાબમાં શું આવ્યું એ પ્રેમાળ ગુજરાતીઓ માટે કહી દેવાનું નથી. ને અહીં તો વળી એક મહાભક્તની, એક મહાકવિની, ઇચ્છાનુસાર ઈશ્વરનિમિત્તે પુણ્યકાર્ય કરવાનું હતું. કોઈ તરફથી સીધાનો સામાન તો કોઈ તરફથી રોકડ નાણું કવિના ઉપર એક પછી એક આવવા લાગ્યું. આ રકમ રૂ ૨૦૦૦ કરતાં વધારે થઈ હતી. હોંસીલા કવિએ મોકલનારાઓની ઉદારતાથીયે વિશેષ ઉદારતાથી ઉચિત ક્રિયાનો આરંભ કર્યો અને પૂરી કરી. આ ક્રિયા કવિએ એમની જન્મભૂમિ ચાણોદમાં કરી હતી. આ ઉચિત ક્રિયાના જમણમાં ગરીબદાસ નામે એક વૃદ્ધ તપસ્વી બાવો કે જે શ્રીગોપસાંઈજીનો કૃપાપાત્ર હતો તે જમવાનો રહી ગયો હતો, તેને કવિએ રાત્રે પોતાની ભક્તિભાવથી જમાડ્યો. તે પછી શ્રીગોપસાંઈજીએ તે બાવાને દર્શન દઈને કહ્યું કે "મેં પણ દયારામની ઉચિતક્રિયામાં ભાગ લીધો છે અને એ ઉચિતક્રિયા પૂર્ણ થઈ છે." કવિને ચિન્તા થતી હતી કે પ્રભુ મારે ત્યાં આરોગ્યા હશે કે નહીં. પરંતુ એ બાવાએ કવિને આવીને ઉપરની વાત કરી ત્યારે કવિ ત્યારે કવિ બહુ પ્રસન્ન થયા. "અનુભવમંજરી" માં કવિએ જ આ વાત લખી છે, જુઓ —

"શ્રીગોપસાંઈજી એક વૈષ્ણવકો દીઓ દર્શન,
તીન બુજી મહારાજ પધારે કરતે પરસન
શ્રીમુખ ગોયે, દયારામકી જેંવત ન્યાત હે
તબ હમ દયારામકે ઘર, ભોજનકું જાત હે

એ બાજુએ કવિની કાવ્યસરિતા હજી સુકાઈ ગઈ નહોતી. કવિવચને ઉચિત જ્ઞાન, વિરાગ, દીનતા, આજીજી અને મનુષ્ય જીવનના સાર્થક્યની કવિતાના નિર્મળ ઝરાઓએ એ સરિતાના પ્રવાહને અસ્ખલિત વહેતો રાખ્યો હતો. કવિહૃદયના ઉચ્ચ શૃંગોમાંથી

**કવિની વૃદ્ધાવસ્થા અને મંદવાડ.**

વહેતા એ ઝરામાથી જળપાન કરનારને એ ત્રાગે ઉચ્ચ ભૂમિકા ઉપર મદ જમા નઇ જઈ શકે એવા છે પણ બીજી બાજુએ કવિની દેહગરિતા સૂમવા માડી હતી. ઘસાવા માંડેલા ગાત્રો દિવસે દિવસે વિરોપ ઘસાવા લાગ્યા કવિના રોગમા કોઇ એમનો જ્વર કહે છે, તો કોઇ દેહને ક્ષીણ કરતા બીજા રોગ કહે છે, પણ એટલુ તો ખરૂ કે તે રોગ કે રોગોએ સસારતારિણી અને શ્રેયસ્કારિણી ભગવસરિતાના વિશાળ સામિપ્યમા કવિના સ્થૂળ દેહને ઘસડવા માડ્યો સવત ૧૯૦૯ મા પાછા એ બાગલે પડ્યા કૃષ્ણ વિરહથી ધગધગતુ એમનુ હૃદય પ્રભુસમાગમ માટે વધારેને વધારે ઉત્સુક થતુ જતુ હતુ કોઇ કોઈ વાર એ શરીરવેદનાઓ તદ્દન વિસરી જતા અને સાજા માણસના કરતાંયે વિશેષ ઉત્સાહથી કલાકોના કલાકો સુધી પ્રભુના પદ કીર્તનો ગાતા અને તબુરો વગાડતા ઠાકોરસેવા કરતી વખતે એમનુ દુખ ક્યા જતુ એ કોઇને ખબર પડતી નહી ચાર વર્ષો આવી સ્થિતિમા વહી ગયા

દયારામભાઇ દ્રઢ પૂર્વક માનતા કે એમનો આ જન્મ છે તે જન્મ છે. "અનુભવ મજરી ' મા એ લખે છે કે—

શ્રી ગુરૂ મોને અમ ઠ્ઠે ભલો હમારો શરનો,
અન્ત જન્મ કે તાગુ ભયો, ફીર નહીં અવતરનો '

દલશ્રદ્ધાવાળા કવિની દિવ્ય દ્રષ્ટિ આમ ઉઘડી ગઇ હતી સામારિક જીવનનુ એશ્રમ્ એમણે જોઇ લીધુ હતુ ઐહિક જીવનની વાસનાઓપ્રતિ ન રૂર્ણ વિમુખતાની નિશ્ચિત વળાની એ ભવ્ય પૂર્ણ ઉલ્લાસથી વાટ જોતા હતા સમિપ આવતા જીવન સધ્યાના ઉભરાતા અભિલાષોની તૃપ્તિ કર વાની દોડમા દુખ દબાઇ જતુ હતુ દુખને કલ્યાણમાર્ગ સાધન તરીકે સહન કરવામાં આવતુ હતુ

દયારામભાઇના દેહના પદર દિવસોના ઉપવાસ અને મહત્વાક ઉ
દયારામ હતા ઘણા વખતથી થોડાક દૂધ ઉપરજ

ગુરૂસુશ્રુષા — એ હતા. રતનબાઇ, રણછોડ, વસંતરામ અને અમીન ઘેલાભાઇ એ સર્વે કવિની એવી તો સારવાર કરવા તત્પર રહેતાં કે સ્નેહાળ સ્વજનની સેવા પણ એ સેવા આગળ શરમાઇ જાય. શિષ્યોનો ગુરૂ માટે અને સેવકોનો શેઠ માટે જે નિર્મળ પ્રેમ હોય છે, તે આવા જ પ્રકારનો હોય છે એ પ્રેમ કે આત્મભોગની કિંમત આંકી અંકાઇ શકાતી નથી. કવિનું શિષ્યમંડળ વખતોવખત કવિની આસપાસ તરવરી રહેતું એમની મનોવૃત્તિઓના ગાયા ગાની અને ભક્તો ભજનો ગાતા વસંતરામ તંબુરો વગાડતો અને રણછોડ ગાતો આ ભજનની સુરાવલિમાં કવિ ઘડીક પોતાનો સુર પૂરતા, તો ઘડીમાં એના શ્રવણમાં લીન થઇ અવાચક અચેતન પડી રહેતા.

ઔષધોપચાર — કોઇ દિવસ કવિ તદ્દન સ્વસ્થ લાગતા. આવા વખતે એ ન્હાતા ને ઠાકોરસેવા તથા કીર્તન કરતા. ઘેલાભાઇ અને વસંતરામ એક દિવસ એક વૈદ્યને બોલાવી લાવ્યા. કવિએ કહ્યું, "જો ઔષધોપચારથી મરણભય ટળતો હોય તો સર્વ કોઇ ત્હેનું સેવન કરે. પણ એ ઔષધ મ્હને શું કારગત લાગશે? અલ્યાઓ ત્હમે મારી પાસે રહ્યાં છતાં કેમ ભૂલાવામાં પડી રહ્યાં છો? આ દેહને ત્હેના દુષ્કૃત્યનાં ફળ નહીં ભોગવવાં જોઇએ? દેહનાં સુખ દુઃખો દેહને ભોગવવાં જોઇએ. તે તે નહીં ભોગવે તો શું અમર જીવ તે ભોગવશે કે? વૈદ્યરાજ! ચાલો મ્હારી સાથે ને આ હોળીના દિવસ છે તો ભજન કરો." કવિએ એ વખતે તંબુરા સાથે "મનજી મુસાફરરે! ચાલો નિજ દેશ ભણી" એ અંતસૂચક પદ ગાયું. અને કહ્યું "કૃષ્ણની ઇચ્છા હવે પોતાના ધામમાં મ્હને લઇ જવાની થાય છે. મ્હારી પાછળ ત્હમારે કોઇએ શોક કરવો કે રડવું નહીં. પ્રભુને સેવજો. એ સર્વેનો બેલી છે. મનુષ્યને જેમ જન્મ છે તેમ મરણ પણ છે."

**કવિને પોતાની કવિતાની ચિંતા**

એક દિવસ રવિ એક દેશ સ્હામુ ઉંડુ ઉંડુ નિહાળી રહ્યા હતા સ્હામુ જોતાં જોતાં એમની આખોમાથી આસુ ગરવા લાગ્યા વસતરામે કારણ પૂછ્યુ કવિએ ગદ્ગદ સ્વરે કહ્યુ, "જેવી આ ટે ળાની અવદશા છે તેવી મ્હારા કાવ્યની અવદશા જો કે એ ટોળો છ માસ થયા અહીનો અહી પડ્યો છે પણ ત્હેનામાથી કરગસ ખરતી જઇને આજે એ મ્હોટો છતા સૂક્ષ્મ થઇ ગયો છે શ્રીકૃષ્ણની અનત કૃપાથી કરેલી મ્હારી કવિતાના પણ તેવા જ હાલ થશે અને એ મ્હોટા ગ્રંથોમા ગ્હી છે, પણ તેં વહેંચાઇને અગડીને છિન્ન ભિન્ન થઇ જશે ત્હેનો મ્હને મ્હોટો શોક થાય છે. વસતરામે કહ્યુ —'આપ ત્હેની શોચના ન કરો આપની પ્રમાદી તો લોકો ઉમગથી વધાની લેશે આપે જે ઉપકાર લોકો પર કર્યો છે. તે ભૂલી જશે નહીં ને મ્હારા દેહમા પ્રાણ છે ત્યા સુધી આપના ગ્રંથો હુ સાચવી રાખીશ " કવિએ કહ્યુ "પણ તુ કેટના વર્ષ જીવીશ? ત્હારા મારા પછી શી દશા થશે તે કોણ જાણે છે?" આપણે જોઇએ છીએ કે કવિનો આ શોક મિથ્યા હતો એમની કવિતાને લોકોએ શિરસામાન્ય કરી છે એમા પેસી ગયેલી અશુદ્ધિ પણ કાળે કરીને નીકળી જશે

**કવિએ પોતાની પાદુકા પૂજનની ના પાડી.**

ગુજરાતના અનેક પથોમાએ કેટલાક નવીન સ્થાપી પોતા તરફથી ઉમેરો કર્યો છે જ્ઞાની દયારામભાઇને આના નિરર્થક કીર્તિસ્તભની અપેક્ષા ન્હોતી. કવિના માનીતા શિષ્ય રણછોડે આ બાબતનો ઇશારો કરી પાદુકા પૂજનની માગણી કરી "હુ કૃષ્ણનો શિષ્ય છુ શિષ્યને તે વળી તે શિષ્ય કેવા!" એમ કહી તેમ કરવાની કવિએ ના પાડી

કહ્યું કે, "અધા ગાડા! હું કોણ ગણતીમાં કે મ્હારી પાદુકા પૂજાય? શ્રીકૃષ્ણ પરમાત્માની પાદુકા નથી પૂજાઇ તો ત્હેના ચરણની રજની રજ ત્હેની પાદુકા પૂજવી એ ઘેલાપણું છે હવે મ્હારી ઘડી ઘડી ગઇ છે, ને ત્હને જે આજ્ઞા કરૂં છું તે એટલી જ કે ત્હારે મ્હારા પદો ગાવા ને લોકોમા કૃષ્ણની પ્રીતિ કરાવવી મ્હેં આખા હિન્દુસ્તાનમા ડંકો ફરીવો છે. ને હવે મ્હારે જન્મવું કે મરવું નથી. મ્હારો મનખો સફળ થયો છે. આ નરદેહ ધારણ કરવાનું મ્હેં સાર્થક્ય કીધું છે ત્હારે મ્હારા પદો ગાવાનો જ ધંધો કરવો, બીજો નહીં કરવો. આ મ્હારા ગ્રંથો ત્હને વારસામાં આપું છું, ને મ્હારો તંબુરો વસતરામે લેવો જેઓ આ ગ્રંથોનું હાર્દ સમજે ત્હેને આ લાખોની કિંમતના છે, પણ જે હાર્દ નથી સમજતો ત્હેને એ કોડીના છે મ્હારી આજ્ઞા એજ છે કે મ્હારા પદો ગાવાનો જ ત્હારે ધંધો કરવો. જા ત્હારી પણ નામના થશે"

**કવિએ શિષ્યોને કરેલી બક્ષીસ**

આંસુભરી આંખોએ રણછોડે ગ્રંથો લીધા અને વસતરામે તંબુરો લીધો. વિશેષ સૂચનાઓ આપતા કવિએ ધીમે સ્વરે કહ્યું —

**અવસાન ક્રિયાની ભલામણ.**

"મ્હારી અવસાન ક્રિયા જેમ હું કહું છું તેમજ કરજો, ત્હેમાં જરા પણ ફેરફાર કરતા નહી. હું શ્રી વૃંદાવનથી રમણરેતી લાવ્યો છું ને જમનાજીનો પણો લાવ્યો છું. તે મ્હારી પેટીમા છે. તથા શ્રી નાથજી બાવાની ગાયોનું ગોબર લાવ્યો છું તે પણ ત્હેમા છે ત્હેની બારીક ભૂકી કરાવજો. હું અસાવધ થાઉં તે પહેલા મ્હને જમનાપાન, ગંગાસ્નાન કરાવીને શુદ્ધ કરજો, અને ગોપીચંદન મ્હારે અંગે લગાડજો. આ દેહને મૂકીને જીવ પરમાત્માની સમક્ષ જાય તે પછી એ રમણરેતી, જમનાજીનો પણો ને ગોબરના ભૂકાને એકઠો કરીને ત્હેની હોમ કરજો ને સકળ તીર્થના જળની ભરેલી શીશીઓ છે

રહેમાંનું જળ છાંટજો. ગોપીચંદનનો ભૂકો ભભરાવજો. ને તુળશીકાંડ તથા પાંદડાં પાથરી તેપર આ દેહને સુવાડજો, મ્હોટો ઉત્સવ કરજો, કોઇ પણ રડતા નહીં, ને જે રડશે તે અમારો શિષ્ય નહીં. અલ્યાઓ! મ્હેં કૃષ્ણને ગાઇને નામના મેળવી છે. તે કૃષ્ણ પાસે જાય ત્હેને માટે રડવું શું? મ્હારા પિત્રાઇ વેણીરામને મ્હારી અગ્નિ સંસ્કારાદિ ક્રિયા કરવા દેજો. ને આ દેહની રાખડી આનંદને ઉમંગથી લઇ જજો જે મ્હારા પરમ શિષ્યો છે તેઓ શાસ્ત્રના વચન પ્રમાણે એક એક પોક મૂકજો. શ્રીનાથજી આત્માની પ્રસાદી કરાવેલી કંઠી છે તે મ્હારા કંઠમાં આરોપજો. એટલી મ્હારી આજ્ઞા ત્હમારે સર્વેએ પાળવી. મ્હારા મરણ પછી સહુ શિષ્યોએ ત્રણ દિવસ સુધી ભજન કીર્તન કરવા આ પછી સ્નેહાળ શિષ્યોની ને અંત-ઘડીને ચાકરી કરનાર રતનબાઇની આશીગણુતા કવિએ કોમળ શબ્દોદ્વારા દાખવી, આશીગણોને વિશેષ આશીગણ કર્યા.

જ્ઞાતિના પરજ્ઞાતિના લોકો અને પિત્રાઇઓ તથા સગાસંબંધીઓ કવિનો છેલ્લો મેળો કરવા આવતા. પિત્રાઇઓને કવિએ પોતાના અવસાન પછી દેહની દહનક્રિયાની અને ઉત્તરક્રિયા કરવાની સુપ્રત કરી દિધી.

માઘ સુદ ૧૪ ને સોમવારે કવિએ સુતા સુતા "શરણ પડ્યો છું હો શ્રીહરિ" તથા "દર્શન દ્યોની દાસને" એ પદ પૂર્ણ ભક્તિભાવથી શિષ્યો પાસે ગવરાવ્યાં હતાં અને પોતે તેમાં ધ્યાન નિમગ્ન થઇ ગયા હતાં.

**કવિનો અંત સમય.** પોતાના અવસાન પહેલાં આઠમે દિવસે કવિ પોતાની મૃત્યુતિથિ કળી શક્યા હતા. તે દિવસે સાંજે એમણે વસંતરામને કહ્યું કે, "આજે તું મુને લઇને મ્હને લાડીલાનાં પદો સંભળાવ" રણછોડે સુરદાસનાં એકાદ બે પદો ગાયાં ને પછી "છબા ગાફલ મત સોના બે યહાં કોઉ નહિં હૈ રે તેરા" એ પદ ગાયું, ત્યારે દયારામભાઇએ કહ્યું:—"રણછોડ,

હવે આ જીવ ગાફેલ નથી સુતો, પણ જાગયો છે. આવતે આઠમે મ્હારે એ જાગતો થશો ને ગાફલપણું છોડી દેશો. ત્હને રંગ છે, ત્હેં મુને વખતસર ઠીક ચેતાવ્યો."

છેલ્લા અઠવાડીયામાં કવિ નહીં જેવું દૂધ લેતા ને વારે વારે જમનાપાન કરતા. શિષ્યોએ ગુરૂના પુણ્ય નિમિત્ત દોઢસો રૂપિયા ખર્ચ્યા. કોઇ કોઈ વાર સ્પષ્ટઅસ્પષ્ટ શબ્દોમાં કૃષ્ણ નામાવલી ઉછળી ઉછળીને એ ઉચ્ચારતા. શ્રીકૃષ્ણનો શબ્દો એમના છેલ્લા શબ્દો હતા. શ્રીકૃષ્ણનાં દર્શન એ પ્રેમભર કરતા હોય એમ એમના મ્હો ઉપર છવાયેલા આનંદ ઉપરથી માલમ પડતું. છેલ્લી રાત્રિએ કૃષ્ણ દર્શનમાં તલ્લીન થયા હોય એમ એ સારી પેઠે ઉંઘ્યા હતા.

**કવિનો ગોલોક વાસ.**

સંવત ૧૯૦૯ ના માઘ વદ ૫ ને સોમવારનું પ્રભાત થયું. તે વખતના શરીરના પછાડા છેલ્લા હતા. આત્માની પરમ શાંતિની અગમચેતી આપતો વિદાય લેતો દેહ પણ ધીમે ધીમે શાન્ત થવા લાગ્યો. ઇષ્ટ, લોકોપકારક અને પ્રભુતુ જીવન જેઓ ગાળે છે તેઓ અંતે આવી શાંતિને ઇચ્છેછે. અને ત્હેમને એ મળે છે પણ ખરી. આઠ વાગે દેહાત્મા શમી ગયા હોય એમ જણાવ્યું. નવનો અમલ થયો. ગાયનાં ગળાં છુટયાં. વાસંતિક સૂર્યનો પ્રતાપ વધતો હતો. આ વખતે પોતાના પ્રતાપને વધતો મૂકી દયારામભાઇનો 'શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ' કરતો કૃષ્ણપ્રેમી આત્મા એમના સ્થૂલ દેહમાંથી શ્રીકૃષ્ણના નિત્યરાસની રમણરૂપ શાંતિ અનુભવવા ઉડી ગયો! દયારામભાઇના સ્થૂલ દેહની રમ્ય મૂર્તિ લુપ્ત થઇ ગઇ!

પ્રિય વાચક! દયારામભાઇના ધન્ય જીવનને એમનું ધન્ય અવસાન એક રીતે આમ પૂર્ણ કરે છે. આપણા ગુજરાતને ઘેરે ઘેર જે પ્રિય થઇ

પડ્યા હતા, જેમની લોકપ્રિયતાની ભરતી એમના જીવનકાળમાં ભરછોળે ચ્હડી હતી, અને જે ભરતી એમના જીવનકાળ પછીયે કદી ઓસરવી નથી, જે રેસિક કનાનાને કવિ, ભક્ત, અને સંગીતકાર, કૃષ્ણને નગદી નાણું ગણી હ્હેતેજ સંગ્રહવામાં આ દેહાન્ત ઉદ્યમી રહ્યા છે, જેણે ગુજરાતવાસીઓને-હિન્દવાસિઓને—કૃષ્ણજીવનના અને કૃષ્ણજીવનવિનોદના સ્વાદી બનાવવામાં જીવનને વ્યતીત કર્યું છે, જેણે શૃંગારમાં, ભક્તિમાં, વૈરાગ્યમાં કે તત્ત્વમાં સર્વ કોઇને એક સરખા નખ શિખ લીન કરવામાં સામર્થ્ય બતાવી આપ્યું છે, તેના મહાન્, મહાનુભાવ અને અસામાન્ય દયારામભાઇના જીવન ઉપર અવસાન શી અસર કરી શકે ? દયારામભાઇનું જીવન, એમનું સમૃદ્ધિવાન્ સાક્ષરજીવન, અને દયારામભાઇ, એ નામ ગુજરાત હશે ત્યાં સુધી ખરેખર અમરજ રહેવાના. ભાવિ ગુજરાતીઓ મહાન્ ગુર્જરવીર દયારામભાઇને કદી વિસરી શકે ?

**અન્ત્યેષ્ટિસંસ્કાર—કવિને છેલ્લું માન.** દયારામભાઇની ઇચ્છા અને આજ્ઞાનુસાર એમના પંચભૂત કલેવરની સર્વે વિધિ અક્ષરશ: કરવામાં આવી અવસાન સમાચાર સાભળી એમના જ્ઞાતિજનો, શિષ્યો અને અન્ય જનો એક પછી એક ભેગા થવા લાગ્યા કોઇ રાજવંશીને પણ ઇર્ષ્યા આવે એવી રીતે એ મહાન્ ભક્ત કવિના દેહના છેલ્લા સંસ્કાર વખતે પુષ્કળ લોકો ભેગા થઇ ગયા કહેવાય છે કે ડભોઇના મનાપુર ચકલાથી તે નાંદોદી ભાગોળ સુધી લોકોની ભારે ઠઠ જામી હતી બારબાગે શબવાહિની ઉપાડવામાં આવી કવિને પ્રિય અને કવિનાજ પદો લલકારતા અને દેહો સંવ કરતા કરતા ડાઘુઓ ડભોઇથી નીકળી ચાંદોદ તરફ આ યા અને પહોંચ્યા

ચાંદોદના લોકો પણ પોતાના ગામના આ મહાપુરુષની છેલ્લી વિદાયગીરીમાં ભાગ લેવાને અહીં સામેલ થયા ચક્રતીર્થને ઓવારે રેવા-

નદીનું શાંત ગંભીર અને ધાર્મિક સૌન્દર્ય કાવ્યાનંદની એ મૂર્તિના શબને વધાવવા તૈયાર હતુ. મહાનદી નર્મદાની સતત ધારા જેવી મહાકાવ્યધારાને વહેતી રાખનાર દયારામભાઈનો અગ્નિસંસ્કાર એમના પિત્રાઈને હાથે કરાવવામાં આવ્યો મંગ્રાની સ્થૂળદેહને અગ્નિદેવે ગાળી એક તરફ કંચનવત્ કર્યો, અને અક્ષર-દેહી કીર્તિદેહને ગુજરાતના ઇતિહાસે પોતાના કંચનપૃષ્ઠોમાં ઉતારી લીધો ! ધન્ય જીવન !

**કવિનાં સ્મરણ ચિન્હો**

પ્રિય વાચક ! દયારામભાઈના આ અમર કાવ્યદેહ ઉપરાંત એમના પરિચય પામેલા સ્મરણચિન્હો તરીકે હજી કૈં, પૂજક હૃદયોએ સાચવી રાખ્યાં છે. સુવાવરથાની એમની છબિ, ચશ્માં, હસ્તાક્ષર અને ફૂટેલો તંબુરો હજીએ એમના શિષ્યોના વંશજોને ત્યાં પૂજાય છે. કવિની પુણ્ય તિથિએ એમની ડભોઈની જમીનના ઉત્પન્નમાંથી હજીએ ચાંદોદમાં ભગવાન શ્રી શેષશાયી નારાયણ આગળ સામગ્રી ધરાવવામાં આવે છે. કવિના પિત્રાઈઓ પણ એજ પુણ્યતિથિએ શ્રાદ્ધ સંવત્સરી આદિ અદ્યાપિ પર્યંત કરે છે. આસર્વે ભલે ચાલો પણ એમની રસગંગાની સતત સેરને બંને કાંઠે ગુજરાતીઓ તો સતત પાન કર્યા કરશેજ.





ભકતકવિ શ્રીદયારામભાઇના હસ્તાક્ષર



ભકતકવિ શ્રીદયારામભાઇના ચશમા.

The Bombay Art Printing Works



# પ્રકરણ ૯ મું.



## દયારામભાઇનું સાક્ષર જીવન.

**દયારામભાઇનું દીર્ઘાયુષ્ય.**

આ પ્રમાણે દયારામભાઇની છોતેર શરદ્‌ઋતુઓ જેટલી દીર્ઘાયુષ્યની સંસારયાત્રાનું આપણે દિગ્દર્શન કર્યું. અને એમાં બનેલા ઉપલબ્ધ બનાવોને પણ અવલોક્યા. પણ એ મહાપુરૂષની જીવનકથા એમના સ્થૂલ-દેહના અવસાન સમયે સંપૂર્ણ થતી નથી. લોકોત્તર સંસ્કારી સંસારયાત્રાળુઓની જીવનકથા એ સમગ્ર દેશની જીવનકથા છે. એ સંસારયાત્રાળુના મહાપુરૂષાર્થમાં ભૂત, વર્તમાન, અને ભવિષ્ય પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે સંકળાયેલા હોય છે. સામાન્ય મુસાફરીઓને, આવા મહાન્ સંસ્કારીની જીવનકથારૂપ રસગંગામાંથી સંસારમાં આવી શાં શાં જ્ઞાન કે ભક્તિની સુધાનાં પાન કરવાનાં છે અને એનો ઉપયોગ કરી સંસારને કેવી રીતે તરી જવાનો છે એ સામગ્રી શોધવાની છે. ટૂંકું કે 'દીર્ઘ આયુષ્ય ભોગવીને ચાલ્યું જનારૂં સ્થૂલ જીવન મનુષ્યનું વાસ્તવિક પૂરૂં જીવન નથી, પણ છે કે, એ સ્થૂલજીવનના સાહાય્યથી મહાપુરૂષો સંસાર-ઉપર એમનું મહાજીવન અમર અક્ષરે લખાતી જાય છે.

સામાન્ય રીતે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણદેહો ઉપરાંત મહાં

**કાવનો અક્ષરદેહ.** મનુષ્યને કીર્તિદેહ પણ હોય છે. દયારામભાઈનો કીર્તિદેહ તે એમનો અમરદેહ છે. દયારામભાઈના જે દેહને સાક્ષરશ્રી ગોવર્ધનરામભાઈઆદિએ 'અક્ષરદેહ' કહી વર્ણવ્યો છે, તે અક્ષરદેહની જીવનકથા એમના સ્થૂલ દેહના પ્રમાણમાં અતિશય વિસ્તારવાળી છે. સ્થૂલદેહના બનાવોના જ્ઞાનના અભાવે, દયારામભાઈ ઉપર તૂટી જનાર ઉછાંછી પણ ઉતાવ-ળીયા ગુજરાતી લેખકોએ એ, સ્થૂલદેહ ઉપર અન્યાયયુક્ત અને પ્રમાણ-વિનાના આક્ષેપો કરી એમની પરા શાન્તિમાં જે ભંગાણ કર્યું છે, અને એમની જીવનકથાના પ્રકાશમાં અંધકારનું વર્ણન કર્યું છે, તેમને આ અ-ક્ષરદેહમાં પૂરતો પ્રકાશ માલૂમ પડવો જોઈએ. દયારામભાઈની સર્વે સાચી મનોવૃત્તિઓ અને પ્રવૃત્તિઓ એમના આ અક્ષરદેહે છાપી લીધી છે. અને હજીએ વખત ગયે જે શંકાશીલ અને અનિષ્ટ જોનારી વૃત્તિઓ છે તેઓ પણ સત્યનું દર્શન કરી શકશે એમ અમારૂં માનવું છે. ગુજરાતના પ્રાચીન કવિઓના અક્ષરદેહની પૂજાનો આરંભ થઈ ગયો છે. પશ્ચિમના ઝળહળતા તેજોમાં અંજાઈ ગયેલી બુદ્ધિ અને આંખો, આપણા પૂર્વની પ્રવૃત્તિઓને વિવેકથી વિચારીને જોઈ લેશે એમ આપણને હવે તો ભાસે છે. આપણા ધાર્મિક ઇતિહાસ ઉપર એ ઇતિહાસના પ્રમાણ રૂપ આપણા ધાર્મિક સાહિત્ય ઉપર—ખાસ કરીને ભક્તિ માર્ગના સાહિત્ય ઉપર, અને એ ધાર્મિક સાહિત્ય આલેખનાર ધાર્મિક સાહિત્યકારો ઉપર વિવેચન કરનારનો વર્ગ ગુજરાતમાં પ્રગટ થશે જ; અસત્ય હકીકતોના પડેલા પાકની કાપણી કરનાર અનેક વિવેચનકારો પોતાનાં દાતરડાં લઈ તૈયાર થશે જ, ત્યારે દયારામભાઈ જેવાના અક્ષર દેહને મળે છે તેમ સ્થૂળ દેહને પણ, સંપૂર્ણ ન્યાય મળશે જ એ પણ નિઃશંક છે. તે કાળે, મહાકવિ ટેનિસને મહાકવિ શેક્સપિયરની ગાઢ શાન્તિમાં ક્ષોભ કરનારને—

" No public life was his on earth;
No blazonld statesman he, nor King.
He gave the people of his best:
His worst he kept, his best he gave
My Shakespear's curse on clown and knave
Who will not let his ashes rest!"×

કહ્યું છે તે કહેવું નહિ પડે. દયારામભાઇના સ્થૂળ દેહઉપર આક્ષેપના ઘા કરવાનાં કારણો એમના ટીકાકારોએ એમની શૃંગારની કાવ્યકૃતિઓ-માંથી શોધી કહાડયાં છે. પરન્તુ એ શૃંગારિક કૃતિઓમાં—જે ગોવર્ધનરામભાઇ કહે છે તેમ ગુજરાતીમાં તો નહીં જેવી જ છે—રસાનુભવના ઉમંગ જોતા એ ગેરવ્યાજબી નથી તો શું? દયારામભાઇએ રાધાકૃષ્ણને ગાવામાં પોતાની જાતને અને પોતાના અનુભવોને તો સર્વથા અને સર્વ સ્થળોએ વિસારી મૂક્યા છે. ભાગવતકાર વ્યાસ ભગવાનથી માંડી રામલીલાના સર્વ કવિઓની પ્રચલિત શૈલી અને પ્રણાલિકાની પાછળ પાછળ જ એમની વાણીને એમણે વાળી છે. એમના પોતાના શબ્દોમાં એ વિષે એ કહે છે કે'—

' પુત્રી પિતાકો મિલતહી ઉપજે નહીં વિકાર;
એસેં વ્યાસ બિલોકિયે, રાધા કૃષ્ણ બિહાર."

× "જગતમાં એનું જાહેરજીવન ન્હોતું. એ તેજસ્વી રાજનીતિજ્ઞ અથવા રાજા ન્હોતો. એની પાસે જે સહુથી સારૂં હતું તે એણે લોકોને આપ્યું હતું. સહુથી ખરાબ પોતાની પાસે રાખી, સહુથી સારૂં એણે આપ્યું હતું. વિદૂષક અને શઠની રીતિએ જે મ્હારા શેક્સપિયરને એની સમાધિમાં ઉંઘવા નહી દે ત્હેનાપર એનો શાપ પડજો!"

કવિનું અને રાસલીલાના જયદેવાદિ અન્ય સમર્થ કવિઓનું એમની કૃતિઓ પરત્વે આવું દષ્ટિ બિન્દુ જોયા પછી એમના શૃંગારને લીધે એમના ઉપર આપણે દોષારોપણ કરવાનું યોગ્ય નહીં જ ધારીએ. મનુષ્યત્વભાવ સ્વાર્થી અને નિઃસ્વાર્થી અણુઓથી બંધાયલો હોય છે, અને તે અણુઓને જૂદા કરવાનું કામ ઘણું દુર્ઘટ છે. પણ દયારામભાઈના વિશાળ અક્ષર દેહ તરફ, એ દેહની અક્ષર કૃતિઓ તરફ, અને એની સ્વચ્છતા તરફ નજર નાંખતાં જે સ્થૂલ દેહના સાહાય્યે, એ સર્વને સફળ કર્યું છે તે દેહ સુશ્લિષ્ટ, સ્વસ્થ, સતત કાર્યાર્થી અને નીતિમાન હોવો જોઇએ એ અનુમાન સ્વાભાવિક છે એ પણ વિચારવા જેવું છે. જેઓને પ્રભુ કે પ્રકૃતિના હેતુપૂર્વક કૃપાકાર્યમાં સંપૂર્ણ શ્રદ્ધા છે, તેઓ સહજ માની શકે એમ છે કે અનીતિમાન અને સંસારને પોતાનાં કાર્યોથી વિપથગામી કરનાર દુષ્ટાત્માઓને દીર્ઘાયુષ્ય મળતું જ નથી. નીતિ વગર શું ટકી શકે છે ! જીવનનો જય જ્યાં ધર્મ હોય છે ત્યાંજ સંભવી શકે છે. દયારામભાઇનું સફળ અને દીર્ઘાયુજીવન આવી નીતિ કે આવા ધર્મના પાયા ઉપર છે. અને એ પાયા ઉપરજ એમનું સાક્ષરજીવન કે અક્ષર શરીર ગુજરાતના ઇતિહાસમાં ટક્યું છે અને ટકી રહેશે.

**કવિનું ધાર્મિક જીવન.**

ધર્મ પ્રધાન આર્ય દેશમાં અને તેથી કરીને ગુજરાતમાં દયારામનો દેશકાળ, પ્રજાજીવનની અન્યકળાઓનો એકંદરે ક્ષય થતાં કેવળ ધાર્મિક વૃત્તિ તરફ વળણવાળો હતો. ધર્મનું શુદ્ધ સ્વરૂપ તો સ્વપ્ન જેવું હતું; પણ રાજકીય, ધાર્મિક, સાંસારિક અને આકસ્માતિક વગેરે અનેક પ્રકારની વિપત્તિઓના સપાટાથી ટીપાઇ આર્યજીવનના કલેવરમાં સદા લોહી રૂપે ફરતું જે ધાર્મિક બળ માલુમ પડતું રહ્યું છે, તે બળ કૈંક ઉપરછલ્લા અંશે જીવન ટકાવી રહ્યું હતું. નિર્વાહનાં

સાધનો મેળવવાની ગડમથલમાંથી રાત્રિને વખતે પરવારી આવી ધર્મવૃત્તિ પોષવા લોકોને ઉપદેશકોની જરૂર રહેતી. અને એ જરૂર પૂરી પાડવા લોક-જીવનના ઝોકના રસિક જ્ઞાતાઓ—કવિઓ તૈયાર હતા. તે વખતના અત્યંત શ્રદ્ધાળુ લોકો આવા કવિઓનાં કાવ્યો, આખ્યાનો, પદો, ભજનો, ગરબા, ગરબીઓ, વાર્તાઓ, રાસડાઓ, વગેરે સાંભળીને શ્રમિત અંગોને વિસામા તેમ ધાર્મિક વૃત્તિઓને પોષણ, આપતા હતા.

**ધાર્મિક જીવનમાં વૈષ્ણવ ધર્મનો ફાળો.**

ગુજરાતના ધાર્મિક સાહિત્યમાં વૈષ્ણવ ધર્મે મ્હોટો ફાળો આપેલો છે. શૈવ જૈનાદિ મતો પરસ્પર લાંબા કાળ સુધી ધર્મ ઝગડાઓ કરી નિ:સત્વ થઇ ગયા હતા. બ્રાહ્મણો પણ ધર્મભ્રષ્ટ થઇ ગયા હતા. જામતી શાન્તિના સમયમાં લોકોને પોતાના શુષ્ક જીવનને રસવાળાં કરવાની જરૂર હતી. વ્યવહાર અને પરમાર્થ બન્ને સાધ્યને માટે એક ધર્મની જરૂર હતી. આ જરૂર વૈષ્ણવ ધર્મે ખરે વખતે પૂરી પાડી. મોળા પડી ગએલા અન્ય મતોને મ્હાત કરવાનું વૈષ્ણવ ધર્મને અઘરૂં ન્હોતું. પંદરમા સૈકાના મધ્ય કાળથી માંડી સોળમું સૈકું બેઠું એટલામાં શ્રીમદ્ વલ્લભાચાર્યજીના અને એમના પુત્ર શ્રીમદ્ વિઠ્ઠલનાથજીના ઉપદેશો ઘણા ગુજરાતીઓને વૈષ્ણવ કર્યા. શૈવમાર્ગી બ્રાહ્મણો પણ એમના વૈષ્ણવ યજમાનોની ઇચ્છાઓને વશ થઇ કે આજીવિકાને ચાલુ રાખવાની જરૂર જોઇને વૈષ્ણવો થયા. કેટલાક જૈનો પણ આ મતાનુયાયી થઇ ગયા. આવાં ધાર્મિક આક્રમણો પણ કાળ જતાં બંધ થયાં, અને સ્વીકારેલા ધાર્મિક સંપ્રદાયોને સાચવી રાખતું લોકજીવન શાંતિને ખોળે સતું ગયું. દયારામભાઇનો જન્મ (સંવત ૧૮૩૩ માં થયો તે) પહેલાં ગુજરાતમાં આમ વૈષ્ણવ સંપ્રદાય પોતાને સ્થાને આરૂઢ થઈ ગયો હતો. આ સંપ્રદાયના સિદ્ધાન્તોને

દયારામભાઇ કરતા અન્ય કોઇ કવિએ વિશેષ સમર્થ રીતે ગુજરાતી ભાષામાં ઉતાર્યા નથી.

**પુષ્ટિમાર્ગ.** શ્રીમદ્ વલ્લભાચાર્યજીનો મત શુદ્ધાદ્વૈત છે. માયામળંથી રહિત હોવાથી એ શુદ્ધ કહેવાય છે. શુદ્ધ કાર્યકારણનું -જીવ બ્રહ્મનું-અદ્વૈત, માટે શુદ્ધાદ્વૈત એને બ્રહ્મવાદ પણ કહેવામાં આવે છે સર્વ બ્રહ્મ છે, અને લીલાને અર્થે બ્રહ્મજ જડ, જીવ ને અન્તર્યામીનું સ્વરૂપ ધારે છે બ્રહ્મ જાતે અવિકૃત છે પણ ત્હેનો પરિણામ થાય છે, તેથી એ વાદને અવિકૃતપરિણામવાદ પણ કહેવામાં આવે છે બ્રહ્મ કર્તા ને ભોક્તા, સાકાર અને નિરાકાર; તેમ સગુણને નિર્ગુણ છે બ્રહ્મ અને જીવ વચ્ચે અંશાંશી ભાવ છે. એમનો માર્ગ જ્ઞાનોત્તરની પરાભક્તિનો માર્ગ છે, અને એ સત્કાર્યવાદી અને અવિકૃત પરિણામવાદી છે. પ્રપંચ અથવા જગત્ એ નિત્ય છે, અને માયાકાર્ય સંસાર મિથ્યા છે. સાધન અને ફળરૂપ સેવા કરવાથી જીવ શ્રીકૃષ્ણપરમાત્માને પામે છે. ભક્તિ ને સેવા નો પર્યાય પુષ્ટિ છે. અને તેથી આને પુષ્ટિમાર્ગ નામ પણ આપવામાં આવ્યું છે પુષ્ટિમાર્ગીઓ સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તોનું દોહન આવું કરે છે —

૧ જગત્ સત્ય છે

૨ જગત્, જીવ, અંતર્યામી, અક્ષર, ઇત્યાદિનાં નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ શ્રીકૃષ્ણપરમાત્માજ છે.

૩ જીવે અવિદ્યાથી કલ્પેલો અહંતામમતાત્મક સંસાર મિથ્યા છે.

૪ જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી.

૫ પરબ્રહ્મ પુરુષોત્તમ શ્રીકૃષ્ણનું ધામ અક્ષર બ્રહ્મ ગણિતાનંદ છે.

૬ સર્વોપરિ વેદાદિ શાસ્ત્રે પ્રતિપાદિત પરમ કાષ્ઠાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણજ છે.

૭ શ્રીકૃષ્ણની સેવા એજ અંશજીવનો ધર્મ છે. એટલે વસ્તુતઃ સ્વધર્મ શ્રીકૃષ્ણ સેવાજ છે.

૮ આત્મનિવેદન અને પ્રભુ પ્રાપ્તિવિના અન્ય વિશ્વ ધર્મ હોઇ શકેજ નહી. ×

**રાધાકૃષ્ણનું ગાન.** દયારામભાઇ એમના જીવનકાર્યમાં આ માર્ગને અને એના આ સિદ્ધાન્તોને પ્રાધાન્ય આપી એના સાચા સેવક થયા છે. ગુજરાતના જીવનની ધાર્મિક સ્થિતિને આ ઉપદેશદ્વારા ઉચ્ચતર કરી પોતાનું અને અન્યનું શ્રેયસ્ સાધવામાં–સધાવવામાં–એમણે પોતાના સ્થૂલ જીવનને અને સાક્ષર જીવનને વ્યતીત કર્યું છે. સાક્ષર જીવનથી નિરાળું એમનુ ભક્તજીવન આમાં ઉમેરાય છે. ભક્તિયોગનું શુદ્ધ સ્વરૂપ સાંગોપાંગ સાચવી, પ્રાચીન કાળથી ભક્તિમાર્ગમાં સેવ્યમૂર્ત થયેલા શ્રીરાધાકૃષ્ણના દિવ્ય સ્વરૂપો સેવી એમની પ્રેમભક્તિ કરી એમને અનેક રીતે પોતાની પ્રાસાદિક વાણીમાં વર્ણવવામા દયારામભાઇએ કૃતકૃત્યતા માની છે.

**કવિની શુદ્ધ ભાવના.** દયારામભાઇ પોતાનું જીવનકાર્ય સફળ કરવા પોતાની સુન્દર નૈસર્ગિક અભિજ્ઞસરૂપ કવિતાને સબળ સાધનરૂપે વાપરે છે. એરિસ્ટોટલ "સુન્દર નૈસર્ગિક અભિજ્ઞતાવાળા" અને "સુન્દર કલ્પનાવાળા" એમ કવિઓના બે ભેદ પાડે છે. દયારામભાઇ એમાં પહેલા પ્રકારના કવિ છે, અને એવી જાતના અન્ય મહાકવિઓની માફક એ ગભીર વિવેકયુક્ત, સ્થિતપ્રજ્ઞ છે. અસારરૂપ સંસારની અસત્યતાને તેમજ દુરાચારોને એમણે તરછોડ્યા છે. પોતાના આવેશી હૃદયમાથી એમણે સામાન્ય સ્વાનુભવના ઉભરાઓ બહાર કઢાડ્યા નથી. હેતુ વગર એમના ભક્ત હૃદયે પોતાનો

× "પુષ્ટી ભક્તિ સુધા" માસિકમાંથી.

આંતરભાવ પ્રગટ કર્યો નથી. એમની લાગણી અને વિવેકમાં એક સરખી સમતા જળવાઇ રહી છે./

સ્વસંપ્રદાય અને કવિ વિષેની ઉપર્યુક્ત ભાવનાઓ પોતાની આગળ સ્પષ્ટ કરી દયારામભાઇએ જીવનનો કાર્યક્રમ તૈયાર કર્યો છે. એમના જેવી કવિતાની વાડીઓ આગળ ભાગવતકારે, ગીત ગોવિન્દકારે, નરસિંહ મ્હેતા અને મીરાંબાઇ આદિ ભગવદ્ભક્તો, રસમાલીઓ અને રસમાલણોએ તૈયાર કરેલી હતી. દેશકાળધર્માનુસાર એવી જ વાડી સુન્દર અને સ્વતંત્ર રીતે કરવાને દયારામભાઇ કટિબદ્ધ થયા. વાડીઓમાં નવીન રોપવાનું ન્હોતું/ભક્તિ, સત્સંગ, જ્ઞાન, આસક્તિહીન કર્મો વગેરેના છોડો, કૃષ્ણ ભક્તિ દ્વારા એમની વાડીમાં એમને રોપવાના હતા. પુરાણા છતાં એ છોડોને એમણે સમર્થ રીતે જાણે નવું રુપ આપ્યું ન હોય !/એમ મનોહર રીતે એ રોપાઇ ગયા છે.

**કવિની કાવ્યવાડી.**

દયારામભાઇએ પોતાની કાવ્યવાડીમાં રોપણીનું કામ છેક બાલ્યાવસ્થાથી કરવા માંડયું હતું એ આપણે આગળ જોયું છે. વયની વૃદ્ધિ સાથે તીર્થાટનના પ્રસંગોમાં, તીર્થાટનથી ઘેર આવી છેક મરણશય્યામાં સુતા ત્યાર સુધી એમણે એમના આ પ્રેમભક્તિકર્તવ્યને બંધ રાખ્યું નથી./એમના કાર્યની સતત ધારાને લીધે એમની કાવ્યવાડી વિશાળ થતી થતી કાવ્ય છોડાથી ઉભરાઇ ગઇ છે./ પોતાની વાડીને વિશેષ શોભાયમાન અને રસવાળી કરવા ભારત વર્ષના અન્ય વિભાગોમાંથી પણ નિરનિરાળી રસસામગ્રીઓને લાવી એમણે એ વાડીમાં, કોઇને જુદીજ રોપી છે, તો કોઇને ગુજરાતી રસસામગ્રી સાથે એકરુપ કરી નાંખી છે.

દયારામભાઇની કાવ્યકૃતિઓ ન્હાની મ્હોટી થઇને સંખ્યાબંધ થઇ છે. મ્હોટી સંખ્યાની એ યાદીમાં કોઇ કોઇ પેટીઓમાં

**દયારામભાઇની કાવ્ય કૃતિઓ.** ગોંધાયલી બ્હાર આવતાં વધારો થતો જાય છે. મુદ્રિત ભાગ કરતા અમુદ્રિત ભાગ ત્રિશેક ગણો કહેવાય છે. ગુજરાતી અને વ્રજ એ એમની કૃતિઓના મ્હોટા વિભાગ પાડી શકાય. પરંતુ તે ઉપરાંત એમની કેટલીક કૃતિઓ સંસ્કૃત, મરાઠી, ઉર્દુ, મેવાડી, મારવાડી, પંજાબી, કર્ણાટિકી, વગેરે ભાષામાં છે. એમણે લખેલાં પદોની સંખ્યા દોઢથી બે લાખની ધારવામાં આવે છે.

દયારામભાઇના આ વિશાળ કાવ્યક્ષેત્રમાં એમની કવિત્વશક્તિનો ઉત્તરોત્તર વિકાસ પણ સ્પષ્ટ દેખાઇ આવે છે. એમનાં કાવ્યોમાં કેટલાંક રૂપાન્તરો, કેટલાંક ભાષાન્તર, કેટલાંક નકલોરૂપ અને પછીનાં કેટલાંક નૈસર્ગિક છે. ગુજરાતના પ્રાચીન કવિઓની કૃતિયોમાં જે શાસ્ત્રીય દષ્ટિએ શોધન કરવાનું છે તેવું શોધન દયારામભાઇની કૃતિઓમાં જણાય છે. ખરો કે ખોટો ફેરફાર કરી નાંખનારા લહીઆઓ, ઉતાવળથી એ કાવ્યો લખીને મ્હોટાં કદનાં પુસ્તકોના આકારમાં પ્રસિદ્ધ કરનારા ધનલોભી વ્યાપારીઓ, અન્યનાં કાવ્યો એ કવીશ્વરને નામે ચ્હડાવી દેનારા "ચોરપરિષદ્"ના સભ્યો, વગેરેના સ્તુત્ય અસ્તુત્ય પ્રયાસોએ સાહિત્યક્ષેત્રમાં કરેલી અવ્યવસ્થિત સ્થિતિને વ્યવસ્થિત કરીને નિર્મળ સ્વરૂપમાં મૂકવાની છે. જુના પૂર્વગામી કવિઓની કૃતિઓમાં પાછળના કવિઓએ પોતાની કલમ વડે ફેરફાર કરી લીધા છે; અને આવા ફેરફાર કરનારાઓમાં પ્રેમાનંદ, દયારામ આદિ પ્રતિષ્ઠિત લેખકો પણ છે એ સત્ય ધીમે ધીમે બ્હાર આવતું જાય છે * સાક્ષર શ્રી કેશવલાલભાઇ કહે છે, તે પ્રમાણે નરસિંહ મહેતાને નામે દયારામભાઇએ કરેલાં પદો કયાં છે' અને કયાં છે તે પણ જોવાનું

* જુઓ 'સમાલોચક' પુસ્તક ૨૦ મું અંક ૧૧ માં રા. રામલાલ મોદીનો કવિ ભાલણ ઉપરનો લેખ. દયારામભાઇએ "સાંભળરે તું સજની

છે ભાલણની 'દશમલીલા' નો તેમજ પ્રેમાનંદના 'ઉદાહરણ' નો દયારામે કેવો અને કેટલો સારોદ્ધાર કર્યો છે તે જેમ જુની જુની પ્રતો મળતી જશે તેમ તેમ જણાશે જૂના કવિઓના કાવ્યોની આ ગેરવ્યવસ્થાને લીધે પ્રતિષ્ઠિત લેખકો પણ ઉતારા કરતા ગુચવાઈ જઈ કર્તા તરીકે ગમે તેનું નામ ગોઠવે છે એ 'સરસ્વતીચંદ્ર' ભાગ ૪ થાના વાચકો જોઈ શક્યા છે "આવત મોરી ગલિયનમે ગિરધારી મૈં તો છુપી ગઈ લાજની મારી" (ગોવર્ધનરામભાઈ લાજકુમારી લખે છે) એ મીરાનું પદ પ્રસિદ્ધ છે પણ તે પદ ઉતારી ગોવર્ધનરામભાઈ એને દયારામભાઈનું કહી એ ઉપરથી "I swear I swear" એ શબ્દોથી આરંભાતું સુંદર અંગ્રેજી ગદ્ય લખી દયારામભાઈના નિર્મળ ભાવાર્થ ઉપર વિવેચન કરે છે વળી 'વગીએ તો શામળીયો વગીએ' એ દયારામભાઈનું પદ પણ નામે પરિવર્તન પામી મીરાબાઈના નામે ચ્હડી ગયું છે આવી આની અવ્યવસ્થિત સ્થિતિમા દયારામભાઈના કાવ્યોની પણ ગણના કરવાની છે

મ્હારી, રજની ક્યાં રમી આવીજી?" એ આખી ગરબી સહજ ફેરફાર કરી ભાલણની "કહેરે સહને તુ કામની, કાહાં તુ સાહસ ભરાણી જી?" એ ગરબીને પોતાને નામે ચ્હડાવી દીધી છે ભાલણનું અને દયારામભાઈનું 'વેણુગીત' પણ એક સરખા વિચારોથી ભરેલ છે. વળી પ્રેમાનંદકૃત 'દશમસ્કંધ' ના ૧૩૦ મા કડવા ઉપરથી દયારામભાઈએ "શ્યામ રંગ સમીપે ન જાવુ મ્હારે" એ પદમા તેમજ પ્રેમાનંદના ૩૨ મા કડવાના ઘણા ખરા વિચારોનો ઉપયોગ 'બાળલીલા' ના કાવ્યમા કર્યો છે 'શિખસાસુજી દે છે રે' એ પદ નરસિંહ' "નહિ! ત્હને વારૂંરે, જાઈશ મા જળ ભરવા" એ પદથી કદાચિત પ્રેરિત થયું હોય

ને એમની શુદ્ધ કૃતિઓને વિવેકથી નિરાળી પાડવાની છે. આમ છતાં દયારામભાઇની સાહિત્યસમૃદ્ધિ વિશાળ છે. ગદ્યાત્મક વિભાગ પણ પુષ્કળ છે, "પ્રશ્નોત્તર માળા", "પ્રશ્નોત્તર વિચાર", "હરિહર તારતમ્ય" "પ્રશ્નોત્તર માલિકા" "લઘુ અને બૃહત્ ક્લેશ કુઠાર" માં થોડોક ભાગ "હરિહર તારતમ્ય" ને "ભાગવત સાર" ગદ્યમાંછે. પદ્યાત્મક વિભાગમાં એમની લગભગ બધી કૃતિઓનો સમાવેશ થઇ જાય છે ત્હેમાં એક ભાગ ગુજરાતી ભાષામાં છે તો એક એવડોજ ભાગ વ્રજ અને મરાઠી વગેરે ભાષાઓમાં છે.

એમના સર્વે કાવ્યોનું નીચે પ્રમાણે વર્ગીકરણ કરી શકાય:—

**કવિના કાવ્યોનું વર્ગીકરણ**

(૧) ભગવલ્લીલાના ગુણાનુવાદરૂપ, (૨) સિદ્ધાન્તાત્મક, (૩) ઉપદેશાત્મક અને (૪) પ્રકીર્ણ. પહેલાના ભાવાત્મક, આખ્યાનાત્મક અને સ્તોત્રરૂપ એ ત્રણ પેટા વિભાગ, બીજાના પુષ્ટિવાદ, ઉભયાત્મક અને ભક્તિમાર્ગ એવા ત્રણ પેટા વિભાગ; અને ત્રીજાના આચાર, વૈરાગ્ય, આશ્રય અને દીનતા એ ચાર પેટા વિભાગ પાડી શકાય.

પ્રથમ ભાગના ભાવાત્મક વિભાગમા કવિની "શૃંગારાત્મક ગરબીઓ આવી જાય છે. તેમ 'કમળ લીલા' 'દાણલીલા' 'રાસલીલા' 'પત્રલીલા' ઇત્યાદિ અનેક લીલાત્મક કાવ્યોનો સમાવેશ પણ એમા થાય છે આખ્યાનાત્મકમાં 'રુક્મિણી વિવાહ', 'સત્યભામાવિવાહ', 'રૂક્ષ્મોપવીત', 'સીમન્ત' 'અજામિલાખ્યાન', 'ઓડાણાનું આખ્યાન', 'મીરાં ચરિત્ર' ઇત્યાદિનો સમાવેશ થાય છે. ભક્તનાં આખ્યાનો ભગવત્સબંધથી ભગવાનનું જ માહાત્મ્ય બોધે છે, તેથી ત્હેમનો સમાવેશ અત્રે જ થાય છે. સ્તોત્રાત્મકમાં અનેક ધોળ, ગરબા વગેરેનો સમાવેશ થાય છે.

બીજા વિભાગમા બ્રહ્મવાદમા "શુદ્ધાદ્વૈત પ્રતિપાદન", "માયામતખડન" ઇત્યાદિનો ભકિતમાર્ગમા "ભકિતવિધાન", "ભકિતદૃઢત્વ" વગેરેનો, ઉભયાત્મકમા "રસિક વલ્લભ", "ભકિતપોષણ", "સિદ્ધાન્તસાર", "સપ્રદાયસાર" એ વગેરેનો સમાવેશ થઇ શકે છે.

ત્રીજા વિભાગના ઉપદેશાત્મક કાવ્યોમા આચારમા "પ્રશ્નોત્તર માલિકા" વિગેરે, વૈરાગ્યમા "કાળજ્ઞાન સારાશ", "મનોમતિ સવાદ", "પ્રબોધ બાવની" અને દીનતાના પદો આવી શકે

પ્રકીર્ણમા "સતસૈયા", "સારાવળી", "વસ્તુવૃદ દીપિકા", "હરિહર તારતમ્ય" વગેરે મૂકી શકાય." ×

**સાહિત્યના અંગો.** સાહિત્યના બને તેટલા અગોદ્વારા કવિએ એમની કાવ્ય સપત્તિમાં વિવિધતા આણવા યત્ન કર્યો છે "પિંગળસાર", "તૉરમાળા" "રાગમાળા" આદિમાં એમણે એક કૃષ્ણ નામનોજ મહિમા ગાયો છે નાટક નામ આપી કવિએ "બ્રાહ્મણ ભક્ત વિવાદ નાટક", "મનમતિ સવાદ નાટક", "મન પ્રબોધ નાટક", વગેરે લખ્યા છે એ નાટકો નહીં પરન્તુ સવાદો છે.

**અસ્ખલિત કાવ્ય પ્રવાહ** દયારામભાઇના આ વિવિધ પ્રકારના કાવ્યઝરણો ન્હાના કે મ્હોટા પ્રવાહમા એમના જીવનકાળમા અસ્ખલિત રીતે વહ્યા કરે છે કાવ્યો કરવામા એમની ચપળતા વિસ્મયકારક હતી એમની અનેક શીઘ્ર કવિતાઓ, Cતારી લેનારને અભાવે એમને એમ ચાલી ગઇ છે કેટલીક તો ડભોઇ–ચાંદોદની સ્ત્રીઓના કંઠમાં વસી રહી પણ સભ-

× રા મૂળચદ તુલસીદાસ તેલીવાલા.

ભાગે ચાલી ગઇ છે અને ચાલી જાય છે. આ રીતે આ કાવ્ય ઝરણોનાં જળો ઉભરાઇ જાય છે, મહાનદીઓના રૂપ ધારણ કરે છે, અને અંતે મહાન મીઠા મહેરામણમાં એ સર્વે પ્રવાહોનો સંગમ થાય છે.

કવિના ગ્રંથો. કવિની ઉત્તરોત્તર વિકાસ પામતી કવિત્વશક્તિનું દર્શન જે કે થોડા કાવ્યોને અંતે એમણે લખ્યા સાલ આપી છે તે પરથી થઇ શકે છે. ઓગણત્રીસ વર્ષની ઉમ્મરે સં. ૧૮૬૨ માં કવિની કળાને એમણે 'પત્રલીલા' નામના કાવ્યમાં હસ્તગત કરી છે, અને તેમાં વિજય મેળવ્યો છે. કવિએ આ પુસ્તકદ્વારા એમની ઘયને ઉચિત સુંદર પ્રેમપત્રનું સાહિત્ય આપણને આપ્યું છે. રાધાના માન વિપ્રલંભ શૃંગારનું એમાં મનોહર વર્ણન છે. એ માન મૂકાવવા કવિએ સામ, દાન, ભેદના ચાતુર્યાત્મક ઉપાયો યોજ્યા છે. શ્રીદામા અને લલિતાદિ દૂતદૂતિકાઓદ્વારા સ્નેહસંદેશા મોકલ્યા છે. કૃષ્ણે યુક્તિપૂર્વક જેવા વિવિધ અર્થ ગોઠવ્યા છે. તેવાજ રાસેશ્વરી રાધાએ પ્રત્યુત્તરો આપ્યા છે. જે પ્રેમપત્રના સાહિત્યની આપણા સાહિત્યમાં ખોટ છે, તે કાવ્યાત્મક સાહિત્ય આપણને દયારામભાઇ તે વખતે આપે છે. પણ નાશ પામેલી એ પત્રલેખનકળા ફરીથી આપણા હાલના જીવનમાં રસપૂરવા પુનર્જીવન પામશે ખરી ! ગુજરાતી સાહિત્યની ભૂમિમાં હજી હવે આ સાહિત્યની ખેડ થવા માંડી છે.

"અજામિલાખ્યાન" કવિએ ત્રીસમે વર્ષે સંવત ૧૮૬૩ માં લખ્યું છે. ભાગવતનાં છઠ્ઠા સ્કંધમાંથી અજામિલનો પ્રસંગ લઇ કવિએ અનેક પ્રમાણોને દૃષ્ટાંતદ્વારા ભગવન્નામની મહત્તાને રસિક રીતે ગુંથી છે, અન્તમાં કવિની માગણી છે કે :—

"દાસ દયાને દયા કરી પ્રભુ આપો નામ આસક્તિજી,
દૃઢ વિશ્વાસ અચળ સાધુ સંગતિ, પ્રેમ લક્ષણા ભક્તિજી;

આ પછી સંવત ૧૮૭૨ ના સાલમાં કવિએ ૩૯ વર્ષની ઉમ્મરે એમના નિશાળ હિન્દી ગ્રંથોમાં ઉચ્ચપદ પામેલો 'સતસૈયા' ગ્રંથ લખ્યો છે. દયારામભાઈનું શ્રી વલ્લભાચાર્યના તત્ત્વજ્ઞાનનું વિશાળ અને સંગીન જ્ઞાન અને સંસ્કૃતમાં એમની વિશારદતા આ ગ્રંથમાં સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે એમના વખતનાં રંગસાધનોનો ઉપયોગ કરી સાચા રવાશ્રી દયારામભાઈએ એ ગ્રંથને જે સમર્થતાથી લખ્યો છે, તે સમર્થતા આપણને ચકિત કર્યા વગર રહેતી નથી. એ ગ્રંથની ગુજરાતી ટીકા પણ કવિએ જાતેજ લખી છે. 'સતસૈયા' માં માહિત્યમાં કહેલા નાયક નાયિકાઓના પ્રકાર વર્ણવવામાં આવ્યા છે. એમાં અનેક જાતનાં પ્રબંધવાળાં ચિત્રકાવ્યો પણ છે કવિહૃદયની રસજ્ઞતા આમાં પદે પદે ઉભરાઇ જાય છે.

'સત સૈયા' જેવો બીજો સમર્થ હિન્દી ગ્રંથ '**વસ્તુવૃન્દદિપીકા**' છે. કવિએ આ ગ્રંથ ૪૧ વર્ષની વયે સંવત ૧૮૭૪ માં સંપૂર્ણ કર્યો છે. કાવ્યાત્મક શબ્દકોષ જેવો આ ગ્રંથ કવિના બહોળા સંસારજ્ઞાનનો આપણને ખ્યાલ કરાવે છે. સતત ઉદ્યોગી સાહિત્યકારની સુંદર અને સરળકૃતિ તરીકે આ ગ્રંથ વાંચી આપણે એને વદીએ એમ થાય છે.

૪૬ વર્ષની ઉમ્મરમાં સંવત ૧૮૭૯ માં "**શ્રીમદ્ભાગવતાનુક્રમણિકા**" ગ્રંથ કવિ પૂર્ણ કરે છે. આ ગ્રંથ હિન્દીમાં છે. ભાગવતના સર્વ તત્ત્વનું દોહન કરી કવિએ આ ગ્રંથમાં ઉતાર્યું છે. ભાગવતના અભ્યાસીઓને આ રસિક પૃથક્કરણગ્રંથ ઘણો ઉપયોગી થાય એમ છે. ૪૭ વર્ષની વયમાં કવિએ (સંવત ૧૮૮૦) રચેલો ગ્રંથ "**સારાવલી**" છે. આ ગ્રંથ કવિએ ગુરુઆજ્ઞાથી રચેલો છે. આ ગ્રંથમાં પ્રમાણે વ્રજભાષામાંના ગ્રંથના રૂપાન્તર રૂપ છતાં એ વાંચતાં એને મૂળ ગ્રંથમાંની રૂપાન્તર છે એ વાત મનમાં આવતી નથી, એવો એમાં ભાવુરસ ટપકે છે. કૃષ્ણજન્મ અને કૃષ્ણચરિત્રનું એમાં રસભર્યું વર્ણન

છે. કૃષ્ણચરિત્ર પૂરું થતાં કવિના રસતર્ષ્યા રસિક મનને તૃપ્તિ મળી નહીં, તેથી કૃષ્ણને-રુકમિણીના વાર્તાલાપનો પ્રસંગ રચી કવિ તેમાં વ્રજલીલાનું અલૌકિક વર્ણન કરે છે. એમાં પાછળના પ્રેમ સ્મરણોને કવિએ મનોહર રીતે જગાડયાં છે. યમુનાની સઘન કુંજમાં બેઠેલા ગોપાળને એક સખી જઈ રસાળ વાણીદ્વારા કહે છે.—

" વૃંદાવન કૂલ્યું નંદનવન સઘન કુંજ બહુ ભાત,
હરિ પ્રતીત મુકુલિત દ્રુમપલ્લવ, મુખરિત મધુકર પાત.
સ્થળ સ્થળ દ્વિજ વર ધુનિ સંભળાયે, મધુર ભૃંગ ગુંજાર;
જાણે મન્મથ મળી કુસમાકર, કુલી કરે વિહાર !
સર્વસ્વ ગુણ તમને દર્શાવા, સ્મર વસંત મળી આવ્યા,
મધુર માધુરી મુકુલિત પલ્લવ, તેહેણે મન મનાવ્યા,
ગોવર્ધનના શિખર સુભગપર, કૂલ્યા કુસુમ પલાશ;
સહજ સુરત સુખ દે સંયોગીને, વિરહીને કરે ઉદાસ.

વગેરે

આવાં આવાં રસવંતાં વર્ણનો આ ગ્રંથને વિલસાવી મૂકે છે. છેવટે સુન્દર વાણીનો પરમ વિલાસી કવિ કહે છે કે:—

" કવિ જનની શ્રી વાણી વિલસે, તો તે પામ્યો નવ નિધ ".

સંવત ૧૮૮૨ માં ૫૯ વર્ષે કવિનો રચેલો ગ્રંથ "વ્રજવિલાસામૃત" છે. આ ગ્રંથ પછી બે વર્ષે કવિ 'રસિકવલ્લભ' પૂર્ણ કરે છે. કવિની સ્વાભાવિક જન્મજન્ય મધુરતા એમની રસમતી વાણીમાં અભક્તિબોધક અનેક તત્ત્વના અંશમાંયે ઉતર્યા વગર રહેતી નથી. આ ગ્રંથ કવિના સંપ્રદાયના તત્ત્વજ્ઞાનનું સંપૂર્ણ સ્વરૂપ આલેખે છે. એટલું જ નહીં પરંતુ કવિના ચારિત્ર્યના ખાસ ગુણોનું સ્વરૂપ પણ આવા ગ્રંથોમાંથી વિશેષ માલમ પડી આવે એમ છે. એકલા શૃંગાર ઉપરથી

ચારિત્ર્યસર્વસ્વ વિષે મત બાંધી નાંખનારાઓને માટે પ્રત્યુત્તર આપવા આવા ગ્રંથો ચિરકાળ સ્હામા આવી ઉભા રહે એવા સમર્થ છે. દયારામભાઈનું મ્હોટામાં મ્હોટું કાવ્ય "રસિકવલ્લભ" છે. "તેમાં કવિની શ્રદ્ધાવલી બીજથી ફળ સુધીના વિકાસવાળી સમાઇ રહી છે, તેથી કવિનાં અન્ય કાવ્યોની કુંચી જેવું આ કાવ્ય છે×" આ ગ્રંથમાં કવિએ ગુરૂશિષ્ય સંવાદ રૂપે બ્રહ્મવાદ ચર્ચો છે, પરંતુ ગદ્યને ઉચિત ગ્રંથને પદ્યમાં લખી અવશ્ય આવનાર શુષ્કતાને એમણે મર્યાદે દૂરજ રાખી છે. કાવ્ય-ગ્રંથને આવશ્યક શબ્દાલંકાર તથા અર્થાલંકાર, નગરવર્ણન તથા તીર્થ-વર્ણનો, ગુરૂમહિમા, શિષ્યવિનય, અને રતિભાવ આદિ અંગો એમાં ગુંથાયલા છે. તથાપિ ગ્રંથને કાવ્ય વર્ગમાં મુકાય એમ નથી એવો રા. બા. કાંટાવાળાનો મત છે. સ્વધર્મનું મંડન અને સ્વધર્મ વિરૂદ્ધ ધર્મનું કવિએ ઉગ્ર દૃષ્ટિએ ખંડન કર્યું છે. આરંભમાં સંપ્રદાયાનુસાર મંગળા-ચરણ કરવામાં આવ્યું છે. ભારતનાં તીર્થાટનો કરી પાછો ફરેલો શિષ્ય વિનયપૂર્વક વૈષ્ણવ ગુરૂને કહે છે કેઃ—

"અને ભમ્યો હું દ્વાદશ વર્ષજી, તીર્થ કર્યાં પણ હૃદય ન હર્ષજી,
હજુ લગી નિશ્ચે નથી એક ઇષ્ટજી, મહુ પથ સરખા ન એકે મિષ્ટજી."

ચિંતા અને ભ્રમને ચગડોળે ચ્હડેલા શિષ્યને ગુરૂ સાંત્વન દઇ આશીર્વાદ આપે છે અને ધૈર્ય આપીને કહે છે કેઃ—

"સંશયા સર્વે ત્હારા ટળશેજી; મન નિશ્ચળ થઇ હરિપદ મળશેજી."

શિષ્યને ત્યારપછી તીર્થાવલીનું વર્ણન કરવા ગુરૂ આજ્ઞા કરે છે અને શિષ્ય તે કરી બતાવે છે. આત્યંતિક કલ્યાણની ઇચ્છાવાળા શિષ્યને ગુરૂ પ્રભુભક્તિ અને એક જ પ્રભુનીભક્તિ કરવાનો ઉપદેશ કરે છે.

× સ્વર્ગસ્થ ગોવર્ધનરામભાઇ.

દયારામભાઇ અન્ય દેવોની નિંદાના મલિન સ્પર્શથી દૂરજ રહે છે અને સાકારવાદનું પ્રતિપાદન કરે છે. અભેદવાદ તથા વિવર્તવાદનાં ખંડન કરે છે. તેથી આગળ ભક્તિસ્વરૂપ અને ભક્તિ પ્રાપ્ત કરવાનો ક્રમ બતાવે છે. દિવ્યાત્મક રાધા અને કૃષ્ણ એ બે રૂપની ત્યાર બાદ એકતા પ્રતિપાદન કરે છે. ત્યાંથી આગળ જઇ યમુના પાન, ઉર્ધ્વપુંડ્ર તિલકાદિ, તુલસી, ચરણામૃત, નૈવેદ્ય, મહાપ્રસાદ, ગોપીચંદન આદિનો મહિમા ગાય છે. ત્યાંથી આગળ જઇ પ્રભુના " કર્તુમ્ અકર્તુમ્ અને અન્યથા કર્તુમ્" સમર્થપણાનું પ્રતિપાદન કરી, પછી વૈષ્ણવભક્તનાં દોષ કે છિદ્ર કોઇએ જોવા નહીં એમ કહી છેવટે ઉપસંહાર કરી ગ્રંથ સમાપ્તિ કરે છે—

" રસિક વલ્લભ આ શુભ ગ્રંથજી, વર્ણન કીધો પુષ્ટિ પંથજી;
પૂર્ણ કરાવ્યો ગુરૂ ગોવિન્દજી, દૈવીજન દેવા આનંદજી.
રસિક જનને વલ્લભ લાગેજી, સઘળા સંશય સુણતાં ભાગેજી;
કહ્યા પ્રમાણે આચરણ કરશે જી, તે વ્રજવલ્લભ પ્રભુને વરશેજી."

કવિના મ્હોટા ગ્રંથોમાંનો છેલ્લો ગ્રંથ " શ્રીમદ્ભગવદ્ગીતા માહાત્મ્ય" છે. એમાં ગિતા મહિમા ગાઇ સામાન્ય જનસમાજની વૃત્તિને જ ઉચ્ચ ભૂમિકા ઉપર લઇ જવાનો કવિનો આશય હશે. "પદ્મપુરાણ" માના આ માહાત્મ્યગ્રંથને કવિએ એમનાં અન્ય કાવ્યો માફક અનેક રીતે મનોહર કરવા પોતાની કળાને પૂરી અજમાવી છે. વિષ્ણુ અને લક્ષ્મી વચ્ચે થયેલા મૂળ સંવાદ ઉપરથી શિવ ઉમિયાના સંવાદ રૂપે કવિએ અઢાર અધ્યાયમાં આ કાવ્યની રચના કરી છે. કવિની વાણીનો સરળ અને સતત પ્રવાહ આખા કાવ્યમાં મનોરમ્ય રીતે દોડ્યો જાય છે. એમની વાણીની પરિપાકદશા અભ્યાસીઓને આ કાવ્યમાંથી જડી આવે છે. ગુજરાતી ભાષામાં કરવા યોગ્ય શબ્દયોજનાના આમાં અનેક નમુના છે. પૌરાણિક કથાઓના પ્રસંગોના અનેક પ્રસંગ

ઉત્પન્ન કરી કવિએ જે જે વર્ણન આપ્યાં છે તે વારંવાર વાંચતાં છતાં પણ તૃપ્તિ થતી નથી એવમ્ સાધતા ઋષિને ભ્રષ્ટ કરી નીચે પાડવાને અર્થે અમરપતિએ મોકલેલી બે અપ્સરા મોહિનીઓનું વર્ણન કવિ કેટલા થોડા, સુંદર, અને મધુર શબ્દોમાં કરે છે —

રૂપ મનુષ્યનું ધાર્યું, દો તન જાણે જે સુરનારી
સુનિશું પ્રીતિ કરવા માટી, સ્ત્રીચરિત વિસ્તારી.
નૃત્ય ગાન અતિ કુટિલ કટાક્ષે, જગત ચિત્રવત્ હશું,
એક દિવસ નાચતાં ઉરનું, અંબર અળગું કીધું
મદન ઉદય મુનિ મન થયો જ્યાં, ચતુરાએ ચિત્ત તાણ્યું
પ્રાણાયામ કરીને જોયું, ત્યારે નિશ્ચે જાણ્યું

આ કાવ્યમાં તપોવનના, વનશોભાના, તપોવનવાસી પંખીઓના કલરવના, નગરોના, નગરવધૂઓના, કુડા સંસારના, લોકોની અંધ ધાર્મિક શ્રદ્ધાઓના, મનુષ્યની ક્રૂરતાના, સુન્દરતાના, સ્ત્રીના સ્વામી થવા લઢી મરતા હરિફોના, ઋતુઓના, વ્યભિચારની તીવ્ર અને કમકમાટ ઉપજાવનારી શિક્ષાઓનાં, અને મનુષ્યજીવનહેતુના તાદૃશ વર્ણન વાચક વૃંદને છક કરી નાંખે છે. રસ તથા અલંકારો ત્યાં ત્યાં ઉભરાઈ જાય છે સાદી વાતને પણ રસાળ અને અલંકારમય કરી કવિઓએ કેવી કહેતા આવડે છે ! છેલ્લા અધ્યાયના માહાત્મ્યની સાદી વાત કવિ ભાષામાં કેવી અલંકારમય કરી રસના ફુવારાની રમ્ય સેરે નચાવે છે !

" સાંભળ ભવ્ય કહી ભવ વાણીજી, સીતાગુરતા કહું વખાણીજી
કમળ નેનશું કમળા બોલ્યા જી, મહિમા સ્ટેગ સુણીને ડોલ્યાજી.
ડોલ્યા સુણી સુપ્રભાત પ્રૌઢ, ન તદપિ તૃપ્તિ થાય
કહો આ દશમાનો કહો, મહારાજ મુજ મહિમાય.

સુણી શ્રીમન્નારાયણ વદ્યા, સુણ વિશ્વજનની વાણ્ય
અદ્ભુત છે ઇતિહાસ એ, અધ્યાયનો તુ જાણુ
સરિતા શિરોમણી જેમ ગોમતી, જેમ દેવ મણિ ભગવત;
મુનિ મધ્ય વેદ વ્યાસ, પુષ્કર તીર્થમાહે મહત
જેમ પતિવ્રતામા ચારુ ધતિ, જેમ પુષ્પમા મણિ પદ્મ
અમાનમા જેમ શ્રે અમૃત, સ્વાદ કેરુ સદ્મ
તેમ શાસ્ત્ર સમુમા સમઝવો, અધ્યાય આ મન્દાર
જે શ્રવણ કરતા ના મળે, કહુ પુણ્યકેરો પાર

પણ દયારામભાઈના આશરગ્રંથનનુ આ દિગ્દર્શન પહેના મહેનામા આવ્યુ છે તેમ, માત્ર જે જે ગ્રથોના વર્ગો એમણે લખી રાખ્યા છે રહેતુ કે જે જે ગ્રથોની લખ્યા સાતો એમણે આપી નથી તે તે ગ્રથો પણ ન્હાના મ્હોટા ઉપયુક્ત ગ્રંથો જેવા જ સમર્થ રીતે એમણે આલેખ્યા કે ઉતના ગ્રથોની અનુકૃતિરૂપ પણ એટલા જ રસભર્યા આ વગર સાનના ગ્રંથો પણ છે

'પુષ્ટિ પથ રહસ્ય' ગ્રંથમાં કવિએ સ્વસપ્રદાયના માર્મિકતત્ત્વાની ઝાખી કરાવી છે આદર્શ રૂપ 'રસિકનભ' ગ્રથ જેનોજ આ ગ્રથ છે

સપ્રદાય સાર' નામના હિન્દી ગ્રથમા કવિ અન્ય સર્વ સપ્રદાયોના તત્ત્વો સમઝાવે છે અને સ્વસપ્રદાયની દૃઢતાને સ્થાપિત કરે છે શ્રીમચ્છકરાચાર્ય શ્રી રામાનુજાચાર્ય શ્રી નિમ્બાર્કાચાર્ય અને શ્રી મધ્વાચાર્ય આદિના સપ્રદાયોની ખડનાત્મક મીમાસા કરીને અભિધ્યતત્ત્વનું તાત્પર્ય સગર્ગ રીતે કવિ રજુ કરે છે શ્રીમદ્વલ્લભાચાર્યના વચનોને,

'પિતા સગી ના પુત્ર નહીં, મ્હારે ક ડા ભૂપ
પે શ્રીવલ્લભ કે સમમે, સાહી સનભરૂપ"

કહી શ્રી વલ્લભાચાર્યજીનાં જ સ્વરૂપ માની મનાવે છે. 'ક્લેશ કુઠાર' ગ્રંથ ગદ્યપદ્યાત્મક છે. સાંસારિક ક્લેશોથી બે પરવા રહી આત્મનિવેદન કરી સર્વે કૈં પ્રભુને સોંપવાનો કવિ આ ગ્રંથમાં ઉપદેશ આપે છે; દુઃખના મૂળથી સાવધ રહેવા સૂચના કરે છે, સર્વે દોષોની માતારૂપ ચિન્તાનો બહિષ્કાર કરવાનું કહી નિશ્ચિન્ત ચિત્તમાંજ હરિવાસ યોગ્ય છે એમ કહી ગ્રંથ સંકેલી લે છે 'કાલજ્ઞાનસારાંશ' નામનો ન્હાનો ઉપદેશાત્મક ગ્રંથ માથા ઉપર ઝઝૂમી રહેલી કાળની ચેતાવનારી અગમચેતી આપે છે. અને આયુર્વેદાદિના અનેક દૃષ્ટાંત દલીલો આપી પાસે આવતા મરણના ચિન્હ એક પછી એક ગણાવે છે. આ ભયંકર સત્ય મનુષ્ય આગળ મૂકવાનું કારણ કવિ કહે છે કે —

> " જાણ્યાથી ભય ઉપજે ત્યારે હરિ સમરાય;
> પ્રીત પ્રભુ સાથે વધે, અવર અકારૂં થાય.
> તે માટે આ મરણનાં, પ્રકટ કથ્યાં મેં ચિન્હ;
> ચેતે તો હરિને ભજે, પરોપકાર વચંન."

અને અંતમાં કવિ સમજ આપે છે કે —

> જો દિન હોયે પહોચતા તો, વ્રજ વૃંદાવન જાય;
> નહીંતો ધધો સહુ તજી, જ્યાં ત્યાં ગોવિન્દગાય; .

'**પ્રબોધ બાવની**' નામના કુંડળીઆવાળા કાવ્યમાં વ્યવહારમાં ઉંડો ઉતરેલો કવિ બાવન કહેવતો લઇને બાવન કુંડળિયા યોજે છે. પહેલી અને છેલ્લી પંક્તિમાં એક કહેવતને માઇ વચલી પંક્તિમાં અનુભવ સિધ્ધ સચોટ બોધ આપે છે. પ્રાચીન કાવ્યસાહિત્યમાં આવું સાહિત્ય પહેલ વહેલું છે. સંસારજ્ઞાન અને કવિના સિદ્ધાન્તો કવિએ આમાં " ઉપહાસ કરીને કે ગંભીર થઇને " અદ્દભુત રીતે સમાવ્યા છે. નંદકિશોરનો પક્ષપાતી કવિ પોતાની દૃષ્ટિએ જીવનનું સાર્થક્ય દર્શાવતાં કહે છે :—

> "સોમણુ તલથી શું કર્યું રહ્યું અંધારૂ ઘોર?
> રહ્યુ અધારૂ ઘોર, ચતુર્દશ વિદ્યા ભણિયો,
> ગાન કળા, રતિકળા, શરપણ તુ અગ્રણિયો,
> કૃષ્ણ પ્રબોધ પ્રવીણ સકળ ગુણ સાગર ચાતુરે,
> રૂપવત કવિ અમરે, દયા સહુ જેના આતુર,
> આતુર થઇ ફળ સર્વનુ જો ભજ્યા ન નદ કિશોર
> સોમણુ તલથી શુ કર્યું રહ્યુ અધારૂ ઘોર ?'

કહેવતોની પસદગીમાં કવિનો વિજય ઝળઝળી રહ્યો છે એની લક્ષ્ય વેધી વાણી દરેક પસદગીને પ્રિયકર બનાવે છે

'મનમતિ સંવાદ' નામના કાવ્યને કવિ ભાષાના કવિઓના સપ્રદાયાનુસાર 'નાટક' કહે છે પોતાની રસિક રીતે કવિ એને વિસ્તારે છે સવાદનુ સાહિત્ય આપણા પ્રાચીન કવિઓએ કા યદ્વારા પણ સારી રીતે જમાવ્યુ છે આમાં પણ કવિ કેટલીક કહેવતોનો ઉપયોગ કરે છે મહાદુ ખમાં ડૂબી ગયેનુ, વિષમ સુખમા વહી ગયેનુ, કામ દામ પાછળ દો-ધામ કરી મૂકતુ, ચલિત અને યદ્વા તદ્વા આચરણ કરતુ મન, તથા આશાઓમા રમતુ, ગળગળુ થઇ મતિને કહે છે કે —

> 'હે મતિ! મ્હે ભવ સુખ નથી ભોગ યુ મારી રીતે
> મારે લ્હાનુ લ્હાય ચિત્ત ચોટયુ રહે છે નિત્યે
> મારી રીતે ભોગવુ તો મન પામી શાન્તિ,
> પછી નિશદિન હરિને ભજુ થાય વિરવત્ નાન્તિ

કાવ્ય આગળ વધે છે અને શકાના લોનક ઉપર બેઠેલું મન પોતાની સ્થિતિનુ દિગદર્શન કરાવે જાય છે સુસ્થિર અને સુસ્થિત મતિ દરેક પ્રશ્નનુ સમાધાન કરે છે પછી 'લાખ વાતની એક'

કહી દે છે. અને ભવરોગને મટાડનાર વેદાંતવેદ્ય વૈદ્યની શરણગતિ કવિ સ્તુતિદ્વારા દર્શાવે છે —

> ૧" શરણ ગતિ શ્રીકૃષ્ણનામ, હરિ ચરિત્ર ગાવું;
> બની આવે તે ટહેલ કૃષ્ણ જન જહાં ત્યાં ધાવું.
> હરિપ્રસાદ હરિપદામૃત તે વિણ અન્ય ન ભોગ;
> બહુ ડરવું દુઃસંગથી સદા ટળે ભવરોગ.

દયારામભાઇના જે જે ઉત્તમ કાવ્યો છે, ત્હેમાંનું એક 'ષડ્ ઋતુ વર્ણન' છે. કવિરચિત અન્ય વિશાળ કાવ્ય સંગ્રહ કદાચ વિનાશ મુખે પડે, અને માત્ર આ એકજ કાવ્ય બચવા પામે, તોપણ એ કાવ્યદ્વારા સ્નેહના ઉત્કૃષ્ટ રસનું આલેખન કરનાર એ કવિને મહાકવિ તરીકે જગતમાં ઉચ્ચ પદ મળેજ. કાવ્યના પદેપદમાં લાલિત્ય, કોમળતા, મધુરતા, રસિકતા અને સ્નેહાળતા છલકાઇ જાય છે. કવિ હૃદયના ઉંડાણના સ્નેહામૃતનું પાન કરવાની અભિલાષા ધરાવનારના હૃદયમાં આ કાવ્ય કોઇ અનન્ય ભાવ ભરે છે. કવિ કુલગુરૂ કાલિદાસ આદિ આપણા મહા કવિઓનાં, કે પશ્ચિમના કવિઓનાં, કે આપણા પ્રાચીન ગુર્જર કવિઓનાં, કે નર્મદ દલપતનાં, ઋતુ વિષયક કાવ્યો આપણી પાસે છે, પણ આ સર્વમાં દયારામભાઇનું આ ઋતુકાવ્ય અદ્ભુત અને ન્યારૂં છે. કાવ્યનું વસ્તુ આટલું છે: આપ્ત કામ, પૂર્ણકામ, સર્વ સંપૂર્ણ રસવંત, સદા ભરપુર, છતાં માયા વતારી રસિક શિરોમણી શ્રી કૃષ્ણજી, સ્નેહરાશી રાધાજીને વિરહમાં ઝૂરતી મૂકી મધુપુરીમાં ચાલ્યા ગયા છે. પ્રેમાગ્નિની ભભૂકતિ જ્વાળાઓથી બળતી રાધા પોતાની અસહ્ય વિરહવેદના, જેની આગળ હૃદયના પડદા ખોલી દેવાય એવી લલિતા વિશાખાદિ સહિયરોની આગળ કહે છે, છેવટે સ્નેહીઓનો સંયોગ થાય છે.

પ્રથમ વર્ષાઋતુથી કવિ આરંભ કરે છે હાથ ન રહેતુ હૈયુ કરો કરી હાથ રાખી રાધા સખિયોને કહે છે —

"આવી વર્ષાથી મૃષા હવા અમરણ અભિલાખા !"

સ્નેહની પરાકાષ્ઠા પામેલા આત્માનો પણ આવો જ અનુભવ છે કે —

"હજારો કે નિરાશામા અમર આશા છૂપાઇ છે"×

પછી આકાશમા વાદળા ચડી આવે છે તે જોઇને રાધા કહે છે —

"આવ્યુ કટક જો આ કટકટી મન્મથ પથ વ્યોમ !
સુણી ચોપદાર પોકાર એ ફેરી તેડે છે બોમ
એ ના ગગન ઘન ગડગડે મનોભવના નિશાણ !
ચપળા ન જરીપુંજ ફરફરે જોઇ થરથરે પ્રાણ !

વગેરે

એમ કરતા વર્ષાઋતુ પૂરી થાય છે શરદનુ વર્ણન કરતા પણ કહે છે કે —

"આતપ કરમ થઇ ચંદ્રિકા! આતે સોમ કે સુર ?
સુખકર વિપરીત પિયુ વિના દે દુ ખ પ્રચુર !

પછી રાસરમણને યાદ કરતા રાધા કહે છે કે —

ક્યા તે શરદ ક્ષપા ચદ્રમા ? ક્યા તે ત્રિવિધ સમીર ?
ક્યા સુખ પુંજ નિકુંજ ? ક્યા તે શ્રીયમુનાનીર ?
ક્યા તે મોહન છબિ માધુરી ? વન રાસ વિલાસ ?
આજ સરવ અવળા થયા, પતિ પાખે દે ત્રાસ !'

પતિપ્રેમ આગળ રાધાને અન્ય સકળ સમૃદ્ધિ કઇ વિસાતમા નથી કૃષ્ણ પ્રતિના એના નિ સ્વાર્થ સ્નેહમા શુ નથી ?

---

×સ્વ મણીલાલ

પછી હેમંત આવે છે. એ ઋતુની કડકડતી ઠંડી પણ ભડભડના અગ્નિનું પ્રચંડ રૂપ ધારણ કરે છે! વિરહવ્યાકુલ નાયિકા નિઃશ્વાસોદ્ગાર કહાડે છે :—

> " જાત ઘડી એક રાત જ્યમ અર્ધે ક્રૈં થાય;
> અતિ શિથિળ પડી કાચળી પાંમળિઓ ગણાય
> ગોરી થઇ ઘણી ગોરટી, લાલવિણ પડી લાવી,
> મેદ ન સમ ખાવા રહે, ધીરજ ક્યમ રહે ઝાલી ! "

હેમનનો ઉપમહાર કરતા કવિ, ભવભૂતિ સાથે કહે છે કે " રે મૂ એ અંતરનો ગૂઢ હેતુ છે, " એટલું જ નહીં પણ " ગુણ રૂપાદિક સર્વ ત્યાજ ભામે જ્યા પ્રેમ મલગ્નતા. "

હવે શિશિર ઋતુ બેસે છે, પણ રાધિકાને મન તો એ પ્રચંડ ગ્રીષ્મ કાળ જ છે. તેથી તે સખીને કહે છે કેઃ—

> " શાને કંપે મખિ! શીતથી ? સેવ મંદિર મ્હારૂં,
> છેક સમીપ આવીશ મા! દાઝશે તનું ત્હારૂં!
> સ્નાન કરૂ યમુના વિષે, તપ્તોદક થાય!
> નીર નિમગ્ન સોપાન તે પદ સ્પર્શી સૂકાય!"

બાદ ક્રમાનુસાર વસંતઋતુ આવે છે એટલે :—

> " જે વયસ્યા! વદે રાધિકા, ઋતુ આવી વસંત,
> સંયોગી સુખસાગરી,× વિરહી દુઃખદા અનંત!"

ઋતુરાજમાં કરુણાપાત્ર રાધિકાની કરુણામય દશા ચિતરતાં કવિએ ઠલવાળી છે મનોહરભાવો, મનોહર વર્ણનો, સુઘડ શબ્દોની નકશીદાર

---

×' સાગરી ' જેવા પ્રયોગો આવી જાતના કેટલાક આધુનિક પ્રયોગો યાદ કરાવે છે.

ફરસાનપી, રસ અલંકારની રસિક જમાવટ, સર્વે હૃદયને રસમા લીન કરી દે છે વસતની વૈભવ વિપુલના ઉભરાઇ જાય છે પણ રાધાનુ એ "હરિવણ ઉર છોલે" છે નિશ્વાસના અતિ તપ્ત ભૂખર વાયુ બ્હાર કહાડતી કહાડતી એ ઉદ્ગાર કહાડે છે —

" હા ! હા ! હિતુ ઋતુરાજમા ન મળ્યા વ્રજરાજ !
સાજ સુખદ સુરભી તણો મ્હારે આજ અકાજ !
હૈડે પ્રગ્ની હુતાશની કુસુમાકરે ઝાઝી,
અનગ અગ્નિ ધગે તે થકી નખ શિખ દેહ દાઝી !

વિરહતાપમા ઉવટે ઉમેરો કરવા 'ગ્રી મઋતુનો તાપ' પડે છે ત્યારે—

" એક જ્વાળા હૃદે વિરહની, આગ્ન આતપ બીજી
આશ ઊગરવાની ટળી ! ગઇ નખ શિખ સીઝી !'
સર્વ નવાણ સૂકી ગયાં મુજ તાપ બળેથી !
ઉદધિ અધિક તે કારણ હું મ્હાગ અશ્રુ મળેથી !
વૃક્ષવેન સહુ શુષ્ક તે લખી કૃશ મ્હારૂ તન !
અર્ક જ્વાલા ફલિયા સુખ શોચે પ્રસન્ન !

રસશાસ્ત્રીઓની મર્યાદાને માન આપી કવિ કહે છે કે —

' મ્હેતા પ્રેમ સમાધિ થઇ, થયુ તદવત્ મન,
ભાનાત્મક પિયુ કૃષ્ણ !! થયા સ્ફૂટ દર્શન !'

કવિ કહે છે કે આ વિરહ ભિન્ન જાતિનો છે, એનો બે૦ તો કોઇક વિરના જાણી શકે છે કૃષ્ણ અને રાધા તો એક જ રૂપ છે અને લીના તો ભક્તને કાજે છે

કહેવાય છે કે દયારામભાઇને પણ આ કાવ્ય તરફ ઘણો પક્ષપાત હતો, અને તેથી અનેક મામોના માસો સુધી રાધિકાના જેવા અતિ તપ્ત અને ભક્તિપૂર્ણ હૃદયથી એ આ કાવ્યનુ શ્રોતાઓ આગળ વ્યાખ્યાન કરતા.

કવિના પ્રેમાળ હૃદયની રસસમૃદ્ધિ આ કાવ્યમાં ઓતપ્રોત ગુંથાયલી આપણે જોઇ છે. મહાકવિ કાલીદાસનુ 'મેઘદૂત' નામનુ કાવ્ય દંપતીનું એક આદર્શ સ્નેહચિત્ર આપણને આપે છે. દયારામના આ કાવ્યમાં પણ આપણને એવા નિર્મળ સ્નેહનુ દર્શન થાય છે. 'ષડ્‌ઋતુ' કાવ્ય દયારામભાઇની સાહિત્ય કૃતિઓમા એક ખાસ સુન્દર નમુનો છે.

લોકજીવનમાં છપાઇ પ્રસિદ્ધ થયેલાં આદર પામેલાં કવિનાં અન્ય ટૂંકાં કાવ્યોના નામનિર્દેશ કરી જઇ એમના વિશાળ કાવ્યરૂપ કીર્તિદેહને આપણે વિલોકીએ. કવિએ આ કાવ્યોમાંના કોઇને વિવાહ તો કોઇને વિવાહખેલ, કોઇને લીલા તો કોઇને મહિમા, કોઇને વિલાસ તો કોઇને ચરિત્ર, કોઇને સવાદો, કોઇને મહિના, કોઇને તિથિઓ એવાં શીર્ષક આપી ગાયાં છે. કાવ્યોનાં સુન્દર નામ પાડવામાં પણ કવિની રસિકતા ચૂક કરતી નથી "કુંવરબાઇનુ મામેરૂં," "નરસિંહ મહેતાની હુંડી" (મગડી), "કૃષ્ણનું જનોઇ," "કૃષ્ણ જન્મખંડ," "ભક્તિપોષણ," "પ્રેમરસગીતા," "દાણચાતુરી," "ચેતવણી," "ભક્તવેલ," પ્રેમપરીક્ષા," "ચોરાશીવૈષ્ણવ," "વલ્લભનો પરિવાર," "શ્રીકૃષ્ણ સ્તવન મંજરી," "મનપ્રબોધ" (કક્કો), "અકળકળા," "અપરાધ ક્ષમા સ્તોત્ર," "પારણું," "રાધિકા વિષયનાં ધોળ," "શ્રીનાથજીના ધોળ તથા વર્ણન," "પ્રબોધ" "ભગવન્નામાવલી", વગેરે વગેરે કવિનાં પ્રવૃત્તિમય સાક્ષરજીવનની જ્વલંત સાક્ષી પૂરે છે.

વિવાહનાં કાવ્યોમાં "રુક્મિણી વિવાહ," "સત્યભામા વિવાહ,"

અને "નાગ્નજિતી વિવાહ" આવે છે લગ્નગીતો તરીકે આપણા સ્રી મસારમા આ કાવ્યોની અમરતા કોતરાઇ ગઇ છે 'ગધિમના વિવાહ ખેલ" મા કવિએ બાળાઓ અને એમની માતા તથા સહિયરોના સ્ત્રીભાવોનુ ચિત્ર આપી સુદર સ્રીગીત યુ છે

" લીલાના કાવ્યોમા " પન લીના ' વિષે આગળ લખવામા આવ્યુ છે બાળના એવા કાવ્યોમા " કમળલીલા " " રૂપલીલા " અને " મુરલી, લીલા " નો સમાવેશ થાય છે કાલીય નાગના નિવાસસ્થાન યમુનાના ધરામાના કમળ લાવવાની નદરાયજીને કંસ તરફથી આજ્ઞા મળે છે, સાહસિક કૃષ્ણ એ લાવવા હિમત કરો અને એમ લાવવામા કૃષ્ણનો નાગ થશે એમ કંસનો હેતુ છે નરસિહમહેતા કૃત ને પ્રેમાનદ કૃત "નાગદમન" આપણને જાણીતુ છે દયારામે પણ એવા જ પ્રસગના પદદ્વારા મનો રમ્ય વર્ણન આપી નાગપત્નીઓના નાગને નાથ્યો તે વખતના માતા પિતાના, વગેરે સુન્દર ચિત્રો આલેખ્યા છે "રૂપલીલા" મા કૃષ્ણના અનેક રૂપ જોઈ રાધિકા વિસ્મય પામે છે અને લલિતા દ્વારા ખરુ રૂપ જાણવા યુક્તિપ્રયુક્તિ કરે છે, પણ તે નિષ્ફળ થાય છે કવિએ આમા વિનોદયુક્ત શૃગારનુ વર્ણન આપ્યુ છે 'મુરલી લીલા' પક્તિ પક્તિએ સુન્દરતાનુ દર્શન કરાવે છે કૃષ્ણનુ અધરામૃત ચાખતી મુરલીને જોઇ અદેખાઈ કરતા હોય તેમ રાધિકા અને ગોપિકાઓનુ એ કર્ષા પાત્ર થઇ પડે છે ઈર્ષ્યાની મારી આ સ્ત્રીઓ આખુ વાંસનુ વનનેવન બાળી મુકવા તૈયાર થાય છે --

"આવ સખિ! આને તુ સાથે જઇને વાસ બાળુ જી,
પ્રેમિણીનુ વેર તો આજે જુગ બાપે લબાળુ જી,
મ્હારે કરવુ એવુ જ"

સ્ત્રી સ્વભાવનુ આ કાવ્યમાં તાદૃશ આલેખન છે. છેવટે લલિતાદિક સખીઓના ઉપદેશથી ધારેલું પરાક્રમ બંધ રાખવાનું નક્કી થાય છે, ને 'સ્નેહવેર' હતું તે ચૂકવાઈ જાય છે.

મહિમાનાં કાવ્યોમાં "વ્રજમહિમા" આદિ આવે છે. બ્રહ્મસદન, શિવસદન કૈલાસ અને કૃષ્ણસદન વ્રજની કવિ. મનોહર રીતે સરખામણી કરી વ્રજને પહેલે પદે મૂકે છે. સબળ પ્રવાહે દોડતું અને કવિની સરખામણી કરવાની અનુપમ શક્તિનુ ભાન કરાવતું આ કાવ્ય વાચક રંસભંગ વગર વાચી જાય તોયે તૃપ્તિ પામે એમ નથી.

"ચાતુર ચિત્તવિલાસ", "નેહવિલાસ" અને "વૃન્દાવનવિલાસ" (વ્રજ) સર્વાંશે મનોહર છે. વૃન્દાવનવિલાસના કટાવના મધુર સંગીતમય રણકારા વાંચ્યા પછી એ મંભળાયા કરે છે.

બાકીનાં કાવ્યોમાંથી ગમે તો "દાણચાતુરી", "પ્રેમપરીક્ષા", 'મિશ્રંચરિત્ર' 'પ્રેમરસગીતા' 'અકળકળા' 'રાસલીલા' કે 'રાસપંચાધ્યાયી' નો પ્રસંગો વાંચો, ગમે તે વાંચો; પણ પ્રત્યેકમાં દયારામનું વ્યક્તિત્વ અને એમની સમર્થ બાની ત્હમને જણાયા વગર રહેશે નહીં.

**દયારામભાઈની ગરબીઓ.**

પણ પોતાની જે કાવ્યસમૃદ્ધિ માટે દયારામભાઈ ગુજરાતમાં કે હિંદમાં બહુમતિએ લોકપ્રિયતા ભોગવે છે તે એમની ગરબીઓ અને પદો છે. એમની બીજી કવિતાઓ આગળ આ વિભાગ પ્રમાણમાં અલ્પ છે, પણ લોકપ્રિયતા અને અમરતા પામવાને જે નગદ ગુણો આવા કાવ્યમા છે તે એમની સહૃદયતા, ભાવમયતા, ગેયતા અને સરળતા છે. ગુજરાતી સાહિત્યમાં આવા પ્રકારનાં

કે વ્યો નરસિંહ, મીરાબાઈ, ભાલણ અને પ્રેમાનંદાદિના છે તે લેખકોએ પણ એમા સ્વાભાવિક ભાવમયતા અને સરળતા આણી છે આ લેખકોના એવા કાવ્યોની સખ્યા ઓછી છે દયારામભાઈએ રચેના એવા કાવ્યોની સખ્યા મ્હોટી છે અને એમા નવીનતા એ છે કે એમને સગીતમા ઉતારી ગુજરાતના સગીતમા કંઈક શાસ્ત્રીયતા દર્શાવવાનુ માન દયારામભાઈ લે છે. ગુજરાતનું ગરબીસાહિત્ય હિન્દના અન્ય દેશોમા અનુકરણ કરવા યોગ્ય છે ગુજરાતમાથી એ નવીનતા આપણા દેશબધુઓને આપણે આપી શકીએ એમ છે આ ગરબીઓમા ગુજરાતી ભાષાની સ્વાભાવિક કોમળતા, મીઠાશ અને ગેયતા છે એમા ફારસીની અવનવી મીઠાશ તથા હિન્દની ગેયતા ઉમેરી કવિએ એ કોમળતા મીઠાશ ને ગેયતાને બહુનાવી વધારી છે કૃષ્ણ અને વ્રજવધૂઓના નિર્મળ આધ્યાત્મિક પ્રેમને કવિએ આ ગરબીઓના આત્મા તરીકે મૂકયો છે/ કવિની આગળના એના પ્રકારના સસ્કૃત, વ્રજ, કે નરસિંહ ભાલણાદિના જૂજ ગુજરાતી સાહિત્યમા વર્ણવેલા શૃગારમા જે મર્યાદારેખા દોરવામા આવી છે તે રેખાનુ ઉલ્લઘન દયારામે કર્યું નથી લોકલજ્જા મૂકી દયારામે એ રેખાનુ સ્વચ્છદ રીતે ઉલ્લઘન કર્યું છે એવો જે આક્ષેપ એમના ઉપર મૂકવામાં આવે છે, તે એમના એવા પ્રકારના પહેલીવારના સાહિત્યને લીધે, એ સાહિત્યની વિશાળતાને લીધે, એની અન્ય કરતાં અર્વાચીનતાને લીધે, એની લોકપ્રિયતાને લીધે કે એવા પ્રકારના પ્રાચીન સાહિત્યના અવલોકનના અભાવને લીધે છે એમ અમારુ માનવુ છે સામાન્ય મનુષ્યોને ઉદ્દેશીને એ લખવ નો કવિનો હેતુ ન્હોતો સ્વાનુભવના ઉદ્દગારોનો તો એમા ત્યારેયે નથી એટલુ દૃષ્ટિબિંદુ નક્કી કર્યા પછી શકાવાદીઓની શકાઓને માટે અવકાશ રહેશે ? પણ આ યુગ તો શકાવાદીઓનો છે ઇશ્વર કે દૈવી પાત્રોના અસ્તિત્વની શકા કરનારાને માટે પણ ઇતાવદો અને સ્વતત્રતાપૂર્ણ અવકાશ છે વસ્તુસ્થિતિ આવી હોવાને લીધે કવિના આ શૃગારાત્મક સાહિત્યના

હેતુ વિષે અને અધિકારી અનધિકારી તથા પાત્રાપાત્ર ઉપર એની માઠી અસરનો પ્રશ્ન વિવાદગ્રસ્ત જ રહેશે.

**દયારામભાઈ**ની કવિતા વિષે વિચાર કરતાં આપણી આંખ આગળ આપણી સંસ્કૃત કવિતાનો સુવર્ણયુગ ખડો થાય છે. આપણી પ્રાચીન ગુજરાતીના જે યુગને આપણે સુવર્ણયુગ કહીએ છીએ તે પણ પાસે આવીને ઉભો થઇ જાય છે પૂર્વ પશ્ચિમના સંગમકાળના આ મહા યુગમાં પશ્ચિમની કવિતાની ભાવનાઓ, એનું સ્વરૂપ, એમાની કેટલીકનો નવીન અને ઉત્કૃષ્ટ રસ આપણને મળ્યાં છે. તે સાથે આપણા ભારતવર્ષના અન્ય દેશોની કવિતા સમૃદ્ધિઓનો પણ આપણને એક કે બીજી રીતે લાભ મળ્યો છે અને મળે છે આવા મહા ગ્રાહક ઉત્ક્રાંતિયુગમાં જે કવિતાને આપણે આદર્શકવિતા તરીકે અનુમોદવા તૈયાર થઇએ, એ કવિતા વિષે આપણા વિદ્વાનોનો ગભીર ચિંતનયુક્ત અને આગ્રહી અભિપ્રાય કેવો છે એ જાણવા જેવું છે. અધ્યાપક ધ્રુવ કહે છે—" કવિતા તે કવિનું પોતાનુ મનરંજન કરવા માટેનું રમકડું નથી. એ દૈવી શક્તિએ તો કવિના પોતાના આત્મઆનંદ કરતાં ઘણું વધારે ઉન્નત કાર્ય સાધવાનું છે. એણે સમસ્ત સમાજના અન્તરાત્મામાં પ્રવેશ કરી સમાજમાં નવુ માનુષ્ય વૃત્તિઓનું બળ, નવું રસિક નેત્રનું તેજ, નવી અધ્યાત્મ દૃષ્ટિ ઉત્પન્ન કરવાની છે. અને એને પરિણામે સમાજને ઉદયક્રમમાં એક ભૂમિકા આગળ ચ્હડાવાનું સામર્થ્ય આપવાનું છે. આ કર્તવ્ય કરવા માટે કવિનાએ લોકના હૃદયમા માર્ગ કરવાની જરૂર છે. અને એ માર્ગ કરવા માટે લોક હૃદય વશ કરવાં જોઇએ. એ વશ કરવાની કળા પ્રાચીન કવિઓમાંથી આપણને મળી શકે એમ છે. એનુ શોધન રા. ગોવર્ધનરામભાઇ સાહિત્ય પરિષદોને સોંપે છે. અમે એ ભાવિ કવિને સોંપીશું. કારણ કે કદી પણ પરિષદોમાં કથી ન શકાય એવી એ અવર્ણ્ય કળા કવિઓ જ જાણે છે."

દયારામભાઇના સમયના લોકજીવન અને આ સમયના આપણા લોકજીવનમા જે વાસ્તવિક ભેદ આપણને આપણા દેશકાળની આગળ વધતી કુચ તરફ દષ્ટિ નાખતાં જણાય છે તે ભેદને બાજુએ રાખતા ઉપર્યુકત અભિપ્રાય દયારામભાઇની કવિતાને ઘણે અંગે બંધ બેસતો છે એમ નિ:શંક કહી શકાય. એમની કવિતામાં ઉપર પ્રમાણે સર્વદેશીય ભાવનાઓ, સ્વરૂપ, અને સફળતા છે લોકહૃદયોને વશ કરવાની કળા આ છેલ્લા પ્રાચીન કવિની પાસેથી શિખાય એમ છે; કારણ કે એ અવર્ણ્ય કળા એ કવિને પરિચિત હતી. દયારામભાઇની કવિતામાં આપણને જોઇતા સર્વ પ્રકારના સાર અંશો છે. એમની કવિતા પ્રાચીન છતાં નવીન રહવારની તાજી, પ્રોત્સાહિની, અને નવીન લહરીઓ એ કવિતામાથી હમેશાં આવ્યા કરવાની. ગુજરાતના જીવનના મર્મસ્થાન ઉપર એમની કવિતાની એ અમરો, એમનો અક્ષર દેહને પૂજાવ્યા કરશે દયારામભાઇની આની કવિતાનો આત્મા પ્રેમરસ છે એ પ્રેમ યૌવનના ક્ષણિક ઉભરાઓવાળો પ્રેમ કે ઉન્માદક પ્રેમ નથી મનુષ્યોને દેવ બનાવે, અનધિકારી કહેવાના નિર્ભાગી મનુષ્યોને દેવ બનાવે, સંપૂર્ણ જીવનવિકાસના અભિલાષુઓનો મનોરથ પુરે, એવો એ પ્રેમરસ નિર્મળ, સતતગતિનો, શાશ્વત અને પરમાત્મારૂપ છે—પરમાત્મા છે./ કવિની પ્રેમભાવના કેવી છે ?

> "અન્ય ઉપાસના રે ના ગમે વિના એક પુરુષ પુરુષોત્તમ,
> શીક્ષ લાગેરે સાધન સહુ પડી મુને પ્રેમભક્તિમા ગમ."

દયારામભાઇની કવિતા સ્ત્રી હૃદયની, એના પ્રેમની, એના અનુભવોની, સાચી અભ્યાસ કરે છે. સ્ત્રીઓનાં છુપાં સ્નેહદર્દો, સ્નેહશાસ્ત્ર શિખવનું એમનુ ઉંડુ વ્યવહારજ્ઞાન, આપણને કવિના જ્ઞાનવિસ્તારનો કેવો ખ્યાલ આપે છે ? વામલડીને ઉદ્દેશીને કવિ કહે છે —

"વાજી વાજી ને વિહ્વળ કર્યાં ! હો વાંસલડી !
તું તો પીડે અમારા પ્રાણરે ! હો વાંસલડી !
સુણતાં પડે છે હૃદયે સોંસરી ! હો વાંસલડી !
મીઠો આવડો શો સ્હોર ? મોહ્યો નંદનો કિશોર !
ત્હારૂં આવડું શું જોર ? ભુંડી ! કાળજામાં કોરરે ! હો વાંસલડી !
તું તો એકી વારે હણી નાખની ! હો વાંસલડી !
હો ભુંડી ! થોડે થોડે મા મારરે ! હો વાંસલડી !

× × × ×

ચોરની સંગે તું શિખી ચોરવા ! હો વાંસલડી !
વ્હાલે માખણ ચોર્યું ને ત્હેં તો મનરે ! હો વાંસલડી !"

સ્ત્રીઓના હૃદયમાં કેટલા ઉંડા પેઠી કવિશ્રી એમનાં હૃદયોમાંથી આવાં એકાંત સંબોધનોને બહાર લાવે છે ! કોમળ સ્થિતિઓમાં સ્ત્રીઓ વિચિત્ર પ્રકારની તરંગમાળાઓ ગુંથે છે. દયારામભાઇના કવનની ગોપિકાઓ આ બાબત આપણને એમનાં કાવ્યોદ્વારા જ્યાં ત્યાં પ્રત્યક્ષ કરાવે છે. પોતાના સ્નેહશાસ્ત્રની અને વ્યવહારજ્ઞાનની એ કેવી નિડરતાથી પુરૂષને પોથીઓ ભણાવી ગુરૂપદ લેતી જણાય છે !

"હજી પ્રીતડીની રીત નથી આવડી જો !
રહ્યા ગોવાળમાં ચારી જાણી ગાવડી જો !
મારગ મૂકીની કહુ છુ કહાના ! કહ્યારની જો !
પ્રીત રીત તે તો નિગમ ચારમાં નથી જો !
વ્હાલા લાગો છો માટે કાંઇ કહું કથી જો ! મારગ૦
સ્નેહશાસ્ત્રમાં એક વ્રજની સ્ત્રી સુજાણ છે જો !
મ્હોટા પંડિતને પણ એ વાત અજાણ છે જો ! મારગ૦
(પ્રેમપરિક્ષા)

સ્ત્રીઓની ખાસ ભાષા, સ્ત્રીઓના ખાસ શબ્દો, સ્ત્રીઓના ભાવો દયારામભાઈને એટલા બધા પરિચિત છે કે દુનિયાના કોઈપણ મહાન્ કવિ સાથે એ બાબતમાં એમને ઉચ્ચમાં ઉચ્ચ સ્થાન આપી શકાય. દાસ્યભાવે એક ગોપિકા તુલ્ય કવિની કૃષ્ણ પ્રતિની અનન્ય પ્રેમભકિતનું આ પરિણામ છે

**દયારામભાઈનો પ્રેમરસ.**

"પ્રેમમય જીવન ગુજારનાર, પ્રેમધર્મ પાળનાર, પ્રેમબ્રહ્મને ભજનાર, ગુજરાતના જાણીતા કવિ દયારામભાઈએ પોતાના રસમય કાવ્યોમાં ઘણે ભાગે પ્રેમ જ ગાયો છે દયારામભાઈનો પ્રેમ દેખાતો લૌકિક છતા અલૌકિકતામા પર્યવસાન પામતો હતો જેમ કોઈ મધુરસભોગી ભ્રમર જંગલના અનેક ફુલો ઉપર ભટકી, ખાલી ગણગણાટ કરી, છેવટે કમનીય કમલમાં જ આવીને ઠરે છે, અને અત્યન્ત ગુંજારવ કરતો સ્વર્ગીય સુગધિનો ઉપભોગ કરે છે, તેમ કવિ દયારામનો પ્રેમ પણ સસારી જીવોના ઉપર ભમી છેવટે નટવરનાગર, રસસાગર, સકળકળાનિધિ શ્રી કૃષ્ણચંદ્ર ભગવાનના ઉપર જ ઠરે છે. એ કવિનો પ્રેમ સમજવાને માટે એ કવિના હૃદય સાથે આપણા હૃદયને એકરસ કરવુ જોઈએ ગમે તેનાથી એ પ્રેમ પરખી શકાતો નથી. અને ગમે તેને એ પચી શકતો પણ નથી એ તો—

"જે કોઈ પ્રેમી અશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.
"સિંહણ કેરૂ દૂધ હોય તે સિહણ સુતને જરે,
"કનકપાત્ર પાખે સહુ ધાતુ ફોડીને નિસરે. પ્રેમરસ તેના ઉરમા ઠરે.

સાહિત્યની દૃષ્ટિએ કૃષ્ણ અને રાધિકાને નાયકનાયિકાના વિવિધ ભેદે કલ્પીને દયારામે પ્રેમરસને ખૂબ બહલાવ્યો છે, અને તેને માટે ઉપજાવી કાઢેલા વિવિધ પ્રસગો, અને મનરંજન વર્ણનો, રસિક હૃદયોને

આનંદ ઉપજાવે એવાં છે પ્રેમની મહત્તા કેટલી છે તે બતાવતા દયારામભાઈ કહે છે કે,

" એગી મિઠી નહિ પિયૂષ, નહિ મિસરી નહિ દાખ !
તનક પ્રેમ માધુર્ય પે, નોછાવર અસ લાખ
વળી—
' લટી મ અત આકાશ હુ ચિન્તામનિ ન મોન
મ બ્યા નાહિ દ્વઢિ, તંમે પ્રેમ ચતોન.

જ્ઞાન શિખવવા આવેલા ઉદ્ધવજીને ગોપિકાઓ કહે છે કે—

" ઓધવજી છે અળગી રે, વાત એક પ્રેમ તણી,
કોઇ અનુભવી જાણે રે, કહેતા તો ન આવે બણી
પ્રસુતાની પીડા રે, વઝ્યા તે શુ જાણે
જાણ્યુ કેમ આવે રે, માણ્યાને પરમાણે,
મગે સાકર ખાધી રે, ગુગાને સ્વપ્ન થયુ,
મરવે મન જાણેરે, બીજાને ન જાય કહ્યુ.
ઘાયલના દુખને રે, કાયર તે શુ પ્રીછે,
અજ્ઞાની લહે નહિ રે, રતિની ગતિ શી છે "

ખરેખરો પ્રેમનો ભેદ બતાવતા કવિ કહે છે કે—

" સાચી પ્રીત લે માણુજ રે, માધાગણુ થાય પગી
દાદુર જળવણુ જીવે રે, માછલડા તો જાય મરી."

' દયારામની વર્ણ્ય વ્યક્તિઓ કૃષ્ણ અને રાધા બે જ છે એ એના અદ્વિતીય પ્રેમરસની વાતો જ એમના કાવ્યોમા આવે છે પ્રેમી માણસને પોતાના પ્રેમ પાત્રના રૂપમા અલૌકિકતા ભાસે છે જુઓ, કૃષ્ણને માટે ગોપિકાજી શુ કહે છે?—

" મામણુ દીસે છે અલબેલા તારી આખમા રે
ભોળુ ભાખમા રે— કામણ॰

મદ હસીને ચિતડું ચોર્યું, કુટિલ કટાક્ષે કાળજ કોર્યું,
અદપડિયાળી આંખે ઝીણું ઝાંખ માં રે— કામણુ૰
નખશિખ રૂપ ઘણું રઢિયાળું, લટકુ સઘળું કામણગાળું,
છાના ખંજન રાખે પંકજ પાંખમાં રે— કામણુ૰
વ્હાલ ભરી રસવરણી વાણી, તારૂણીનુ મન લે છે તાણી,
ભૃકુટિના મટકામાં ભુરકી નાખ માં રે— કામણુ૰
દયા પ્રીતમ નિરખે જે થાશે, તે મે મુખથી નવ કહેવાશે,
આ વિનતિ આતુરતા આવડુ માખ માં રે— કામણુ૰ "

એજ પ્રમાણે રાધિકાને માટે કવિ પોતે જ કહે છે—

" નંદકુંવરજીનું પ્રાણજીવન ધન, રાધા રંગીલી મૃગયા નેણી રે લોલ૰
અભિમાન દાયક અલબેલો છેલો, તું તો તેને સુખ દેણી રે લોલ૰
કીરતિ કુમારી વ્રખભાન દુલારી પ્યારી, શેષ મહેશની માતા રે લોલ૰
તે ગિરધર તારા ચરણ સેવે છે, જેનાં સેવે ચરણ વિધાતા રે લોલ૰
શ્રી મહાલક્ષ્મીજીની અંશવિભૂતિ, જગ સુંદરી શિવાદિક નારી રે લોલ૰
કહાં લગી વરણું રૂપ રાધા રૂપાળી, તે કમળા તે કળા તારી રે લોલ૰
વદ મહિમા જેનો ભેદ ન જાણે, મોટા મુનિવર વછે પદરેણુ રે લોલ૰
તેણે તુને કરી હાર હૈયાનો, મણિમુકટ લોચનનુ ઘરેણુ રે લોલ૰

" રસ તો ખસ દયારામ જ વરસાવી શકે છે આ બે કાવ્યોમાં જ કેટલો બધો રસ ટપકી રહે છે! વાચવાથી હૃદયને કેટલો ઉલ્લાસ આવે છે! જગતમાં કૃષ્ણ અને રાધા બેજ એક બીજાના અનન્ય પ્રેમી છે અને દયારામે તેમના પ્રેમ રસને વર્ણવવાનોજ જાણે ઇજારો રાખ્યો છે-ઇજારો નહિ પણ અધિકાર મેળવ્યો છે. દયારામ ઉત્પન્ન ન થયો હોત તો જગતમાં એની જગ્યા ખાલીજ રહેત આદિ કવિ નરસિંહે જે કામ

આરંભ્યુ તે દયારામે પૂરૂં કર્યું છે એની વાણીમાં નાગરિકતા, મીઠાશ માર્દવ ઉભરાઇ જાય છે મનુષ્ય હૃદયના ખરેખરા ભાવો જાણે ચિત્ર આલેખતો હોય તેમ એણે વાણીમાં બહુજ સ્પષ્ટ રીતે ચિતરી મુક્યા છે અને વાચતી અથવા સાભળતી વખતે પોતે જાણે તે જ દશા ભોગવતા હોઇએ એમ દરેકને લાગે છે આ કાવ્યમા રાધાનુ રૂપ વર્ણવવામા એક દૃષ્ટાતથી જ અવધિ કરી છે શિવા-પાર્વતી વગેરે સ્ત્રીઓ મહાલક્ષ્મી કમળાની અંશ વિભૂતિઓ ગણાય છે એ કમળા જ રાધિકાજીની એક કળા માત્ર છે ! હવે શુ કહેવ નુ બાકી રહ્યુ !"

"એવી રૂપ રૂપથી ભરેલી રાધા કૃષ્ણને મોહ પમાડીને પોતાની પાછળ ને પાછળ ફેરવે છે અને પછી રૂપના ગર્વથી છલકાઇ જાઇને કહે છે કે,—

હું શુ જાણુ જે વ્હાને મુજમા શુ દીઠું,
વારે વારે સામુ ભાળે મુખ લાગે મીઠું. હુ શુ૦
હુ જાઉ જળ ભરવા ત્યા પુઠે પુઠે આવે,
વગર બોલાવ્યો વહાલો બેડુ ચડાવે હુ શુ૦
વઢુ ને તરછોડુ તોએ રીસ ન લાવે,
કાંઇ કાંઇ મિષે મારે ઘેર આવી બોલાવે હુ શુ૦
દૂર થકી દેખી વ્હાલો દોડ્યો આવી દોટે,
મોતાની માળા કાઢી પહેરાવે મારી કોટે. હુ શુ૦

આ પ્રણયગર્વિતા સ્વાધીનપતિકા નાયિકાનાંજ વચન છે જેણે પ્રેમથી શ્રીકૃષ્ણને એટલા બધા વશ કીધા તે રાધિકાને ધન્યજ છે '

"પ્રેમને અંગે માન-રીસ પણ હોય છે પ્રેમી જન ઉપર રીસાવુ અને મનાવાવુ એમાં પણ એક જાતની મીઠાશ રહેલી છે એનો લહાવો પણ જે ચતુર સ્ત્રી પુરુષો હોય છે તેજ લઇ શકે છે બાકી આજે તો

" માર ખુધું ને કર સુધુ " તેમ સ્ત્રીઓને રીસ કરતાં પણ નથી આવડતી અને પુરૂષોને તેમને મનાવતાં પણ નથી આવડતું. આજના સંસારમાં તો રોજ ઉઠીને મોઢાં ચડેલાં જ હોય છે અને ધખાકા પડતા જ હોય છે. ત્યાં પરસ્પર પ્રેમનો રસ લેવાંનો ક્યાં રહ્યો ? પણ રાધાનું માન તો ભારે હોય છે. તે તો રીસાય છે ત્યારે એમજ કહે છે કે:—

" શ્યામ રંગ સમીપે ન જાવું મારે આજ પછી શ્યામરંગ સમીપે ન જાવું.
જેમાં કાળાશ તે સહુ એક સરખું, સરવમાં કપટ હશે આવું. મારે૦
કસ્તુરીની બિંદી તે કરૂં નહિ કપાળે, કાજળ નાઆંખમા અંજાવું. મારે૦
કોકિલાનો શબ્દ સુણું નહિ કાને, કાગવાણી શુકનમાં ન લાવું. મારે૦
નીલાંબર કાળી કંચુકી ના પહેરૂં, જમનાના નીરમાં ન ન્હાવું. મારે૦
મરકતમણિ ને મેઘ દૃષ્ટે ન જોવા, જાંબુ વંત્યાક નહિ ખાવું. મારે૦

કૃષ્ણ સાથે રીસાઇ છે અને કૃષ્ણ કાળા છે તેથી એવી ભારે ટેક લે છે કે કાળી વસ્તુ માત્રનો સંગ ન કરવો. કેમકે જે કાળું તે બધું એ કૃષ્ણ જેવું જ કપટી હશે. પરંતુ એ રીસ-ટેક ખરેખરી હૃદયની છે કે ઉપર ઉપરની તેને માટે પોતે જ કહી દે છે કે:—

"દયાના પ્રીતમ સાથે મુખે નીમ લીધો, પણ મન કહે જે પળ ના નભાતું.
મારે૦

ખરાં પ્રેમીજનોનાં રિસામણાં તો એવાં ઉપર ઉપરનાં જ હોય છે. તેમનાં અંતઃકરણમાં તો પૂર્ણ પ્રેમ અને એક બીજાને મળવા અતિ આતુરતા જ ભરેલાં હોય છે."

" પ્રેમચાતુર્યનો એક પ્રસંગ દયારામભાઇ લખે છે :—

श्यामको संदेश लीये, सखी आई श्यामा पास;
कलचंदा आगे धरी, रही जोरी पानकुं.

" प्यारीको बदन देख, फिर देख्यो गगन ओर;
दैहे समुझाय बात, राधिका सुजानकुं.
नागरी दीयो जुवाप, अदादल लीयो आप;
धर दीनो वहा कुमुद, पठाये है कहानकुं.
कहे दयो कह्यो कहा, प्यारी दृति प्यारे सुने;
मडित अरु ज्ञानि निचारो बुध ज्ञानकु.

એનો ભાવાર્થ એવો છે કે, વનતુલસી એટલે વૃંદાવન એટલે કે વૃંદાવનમા આવવાનુ સૂચવ્યુ. બે હાથ જોડી ઉભી રહી એટલે બે ઘડીનો સમય બતાવ્યો અને રાધાના મુખ સામુ જોઈ ઉચુ જોયુ એટલે તારા મુખ જેવો આકાશમાં ચંદ્ર ઉગે ત્યારે એમ જણાવ્યુ. રાધાએ તુરંગીદલ લઈ લીધુ એટલે સંદેશો સ્વીકાર્યો એમ જણાવ્યું અને પોયણા મૂક્યાં એટલે સરોવરને કીનારે મળીશુ એમ જણાવ્યુ, અને બે પોયણા મોકલ્યા એટલે પોયણા ખીલશે ત્યારે બે ઘડી રાત જતાં મળીશુ એમ કહ્યુ'.

" પ્રેમનુ સ્વરૂપ સમસ્યામાં દયારામભાઈ કહે છે કે,

आगी तें बेली बढे, जलसिंचत कुमलाय;
सिरके पलटें फल मिले, सुखबिन खायाँ जाय. ।।

વિનોદો પ્રેમના પોષક છે અને મનુષ્યના ચારિત્રને સુઘડ બનાવનારૂ છે. ચાતુર્ય અને વિનોદ વગરનો પ્રેમ તે પ્રેમ નહિ પણ મોહ-કામ-પાશવ સંબંધ જ છે દયારામભાઈના અભ્યાસથી માણસ બેશક ખરૂ રસિક અને ચતુર થયા વગર રહે જ નહિ એવો પ્રેમ સમજેલું મનુષ્ય કોઈ દિવસ અધમ પાત્રમાં લોભાય નહિ, અને તેથી દયારામભાઈને વગોવનારા

ભલે વગોવે, પણ સમજીને જેણે દયારામભાઇનાં કાવ્યો વાચ્યાં હશે તે તો હાલના અધમ પાનોમાં કદી લોભાશે નહિ "

"દયારામભાઇના પ્રેમનું અંતિમ લક્ષ્યબિંદુ યોગીઓને પણ જે દુર્લભ તે પ્રેમ સમાધિમાં, એકાત્મભાવમાં છે રાધા કૃષ્ણનો પ્રેમ વર્ણવતાં તે કહે છે —

श्यामा श्याम पुकारती, श्यामा रटते श्याम,
अलि अचंबो आज बड, जुगल जपत निज नाम.

"દશમા પ્રકારની પ્રેમલક્ષણા ભકિતમાં દયારામભાઇનો પ્રેમ પર્યવસાન પામે છે મોક્ષને માટે તો દયારામભાઇ કહે છે કે,

" ચૌદ લોક સરખી મુકિતથી જન પ્રેમ થાય નમન્ન
જે ભકિત ઘેબર ભોગિયા તેનું ન માને મન "

"અને એ ભકિત તે બીજી કોઇ નહિ પણ પ્રેમભકિત અને પ્રેમભકિત જ રાધારૂપ છે એ જેને પ્રાપ્ત થઇ તેને પછી કશું કર્તવ્ય બાકી રહેતું નથી તેને માટે કહે છે કે,

" કર્ત્તવ્ય કશું તેને નથી, મળી પ્રેમભકિત અનુપ
જન દયા પ્રીતમ કૃષ્ણ મન મોહિની રાધારૂપ "×

કવિનો પ્રેમ તે લૌકિક પ્રેમ નથી પ્રભુ પ્રેમ છે અને તે માટે માગીને તેજ માગે છે, બીજા કશાની કવિને અપેક્ષા રહેતી નથી મુક્તિ પણ જોઇતી નથી, તેને તો એ હસી ગણે છે અને તેની માગ .

× ગ. જગજીવનદાસ દયાળજી મોદીના " ચક્ર ૧૪ એક વેપ ઉપરથી

" પાઓ પ્રેમ રસ પ્રાણ જીવનરે, દીન થઇ જાચું રે;
મુક્તિમાર્ગીને આપજો જ્ઞાન રે, હું તો નવ રાચું રે. ૧.
રીઝે રાબડી થકી ગરીબ લોક રે, ભોગીને ન ભાવે રે,
અમો છુ રાજના ખાસા ખવાસ રે, એ મુક્તિ મન ન આવે રે. ૨.
નિત્ય નિરખીએ શ્રી નટવર રૂપ રે, હોસ હૈયામાથી રે,
મન માન્યુ મળે મહુ સુખ રે, તે એકનામાં ક્યાંથી રે. ૩.
નિત્ય રૂપ છો સદા સાકાર રે, આનંદના રાશિ રે;
બોલે અનુચિત માયિક મુગ્ધ રે, તે નરક નિવાસી રે. ૪.

કવિ તો સાકાર ઇશ્વરને ભજનારા છે અને તેમાં પણ કૃષ્ણ છબીલાના ઉપાસક છે તેથી દઢતાથી કહે છે—

"હમતો કૃષ્ણ છબીલો ગાવે, નિર્ગુન બ્રહ્મ હમે નહિં ભાવે, હમતો, ટેક
ગિરિધર ગુન રૂપકે રાશી, ભ્રમ હોય જો કોઊ ઉદાસી—હમતો. ૧.
જલકુંકા સુખ હોય જલ પાના, લવણ કહા સુખ સિંધુ સમાના. હમતો ૨.

આ નીચેના પદમાં કવિ આખી પુષ્ટિ માર્ગની પ્રક્રિયા બતાવી દે છે –

" નિશ્ચેના મહેલમાંહે વસે મારો વાલમોરે, વસે વ્રજ લાડીલોરે,
જેરે જાયે તે જાખી પામે હો જીરે,
ભૂલા ભમે તે બીજા સદનમાં શોધે રે, હરી ના મળે એવા હામે રે. નિ૦૧
ગતસંગ દેશમાંહે ભક્તિ નગર છે રે, પ્રમની પોળ પૂછી જાજો રે,
સ્નેહતાપ પોળીઆને મળી મહોલે પેશજોરે, સેવા સીડી ચડી બેળા.
થાજો રે. નિ૦ ૨
દીનતા પાત્રમાંહે મનમણી મૂકી રે, ભેટ ભગવંતજીને કરજો રે;
હુંભાવ પુંભાવ નોછાવર કરીને રે, શ્રી વલ્લભવરજીને વરજો રે; નિ૦ ૩

એને મડાણનું મૂળ હરિ ધરજો રે, કૃપા વિના સિદ્ધિ ન થાયે રે
શ્રી વલ્લભ શરણ થકી સહુ પડે સેહેલું રે, દૈવી જીવ પ્રતિ દયો
ગાયે રે નિ૦ ૪

માયિક પ્રાકૃત જનોનો પ્રેમ જોડવાની કવિ સાફ ના પાડે છે, એવો પ્રેમ દુખનું મૂળ છે અને તેથી પ્રેમ જોડવો હોય તો શ્રીકૃષ્ણ ચદ માથેજ જોડ એવી ભલામણ કરે છે —

" લગનમગ મત પરિયો ભાઇરે, લગનકી અગન બૂરી ભાઇ,
મત પડિયો જરી હો જીવનકી દવા ન કો પાઇ. ટેક૦
લગનહે ઐસી મન ગાઇ
રસિક છેલ વ્રજરાજ કુ ગરબિન સબમી દુખદાઇ લગન ૧

મનુષ્ય જન્મનુ સાર્થક્ય ફક્ત કૃષ્ણ ભક્તિ કરવામાજ છે, એટલે એજ એક મનુષ્યનુ કર્તવ્ય છે એમ જણાવી તેમા ભૂલ કરનારને કવિ શિખામણ આપે છે કે –

" ગફલત ટોટા બડા દિવાના, ક્યો ગફલતમેં પરા
દિવાના ક્યો ટેક૦
કર્મ ફૂટમે જન્મ ગમાયા, કામ દામસે ચિત ના અઘાયા,
સચ્ચા બેની શ્રીકૃષ્ણ ના ગાયા, અચક ઝપેટા આય લગેગા મથ
શીશપર ખડા દિવાના૦ ૧

પ્રભુપ્રાપ્તિમા એક નીનતા જ મુખ્ય છે, એ રીતે ગર્વરહિત–દીન થઈ અનન્ય ભાવે પ્રભુને શરણે જવાથી જ પ્રભુ રાજી થાય છે તેને દષ્ટાંતો સાથે કવિ દીનતાની શ્રેષ્ઠતા દર્શાવે છે પોતે દીનભાવ જ પ્રભુને વિનવે છે કે —

નથી કોઇ સાધનનું રે કામ, એક દીનતા માત્ર રાજી છો;
ગરવગંજન છોજી ઘનશ્યામ, એક દીનતા માત્ર રાજી છો. ટેક૦

રાસ રમંતા ગોપી ગર્વ થયો ત્યારે, હરિ થયા અંતરધાન જોઇ઼ઓ.
શ્રમ કરી ચાલ્યાં કાઇ અર્થ સર્યો નહિ, આવી દીનતા મળ્યા ભગવાન.
એક૦ ૧

× × × ×

સઘળા સાધન અહંકાર બગાડે, અંતરાય મોટા એ જગખ્યાત જોઇ઼ઓ;
સહેજે દયાના પ્રભુની પ્રાપ્તિ કરાવે, એવી દીનતા એક વેદે વાત.
એક૦ ૮.

કવિનો આછજી ભર્યો આર્જવ તો આંખમાંથી પાણી લાવી એવો છે. ખગ પ્રેમનું અને તેથી થતી વિરહવ્યથાનું જ એ પરિણામ છે—

"મહારો કરૂં અહો કેશવરાય રે માયા દળથી મુકાવો;
શરણાગત વત્સલ તણું રે ખરૂં પાળો મારો દાવો. માયા. ટેક.
હૈયાની હોળી કોને કહુ રે, કહું તોહે કામ શું થાય;
આપનો અંતર જાણો છો, હરિ મહાસમર્થ સુખદાય. માયા. ૧.

કવિ કેટલી દીનતાથી પ્રભુને વિનવે છે !:—

"હરિ હું શું કરૂં રે, મારો માયા ના મુકે કેડો ટેક૦
કોટી કલ્પ મુને એણે ભમાવ્યો, ભમું હજુ નહિં છેડો;
મુજથી ના છુટે નવ આપ છોડાવો, મારો કોયે કાળ નીવેડો રે. હરિ૦ ૧
સેવા સમરણ કયમ કરૂં રે, મારો પલક ન છાડે કેડો;
શું ગજું મારૂં જે હું હતી અવિદ્યા, કરૂં ચરણકમળ પર નેડો રે. હરિ૦ ૨

આમ આર્જવ કરી પ્રભુ પાસે અંતે કવિ હરિ સેવાજ માગે છે :—

"હરિ સેવા હરિ સેવા મારૂં હરિ સેવા હરિ સેવા;
મુને હો દેવાધિ દેવા, મારૂ. ટેક.
ઈહ લોકે તથા પરલોકે, રહે એનો એ હેવા;
ધરમ અરથ ને કામ મોક્ષ, તેથી નહી લેવા દેવા. મારૂ. ૧

કવિ ચતુરાઇ ભરેલી રીતે પ્રભુને તેમનાં નામના અર્થથી જ બાંધી લે છે અને તેમને પોતાને તારવો જ પડશે એમ નિશ્ચય પૂર્વક કહી છે ઇદે ડર પણ બતાવે છેઃ—

पतित के पावन हो, अधम उद्धारन हो,
हरि बिठ्ठल बर्द हेतु, नर्क कैसे जाऊंगो ?
सूधो कचु होत तो, काहेकुं में सरनो लेतो ?
अब चाहो साधन नाथ, कहो कहां सें लाऊंगो ?
घरको गुलाम कर्यो, तोहु रहे कर्मभोग ?
परमानंद स्वामिद्वार, दास दुःख पाऊंगो?
रंक जानी दयालु डुबाओगे जो दयानाथ !
एकेलो नहीं डुबुं, केते बदकुं डुबाऊंगो.

અને એ શબ્દોથી જ હું તારવાને માટે સર્વ રીતે લાયક છું, એમ ભાર દઈને કવિ કહે છેઃ—

जो पतितपावन तो मोसों ना पतित कोई,
अधम उधार हो तो मो अधम उधारीए;

जो गरीबके निवाज, नाथ हू गरीब सांचो,
रंकके रक्षक हो तो, मैंहु रंक तारीए;
दीनके जो बंधु हो तो, मोंसो दीन और कोन ?
आरतके त्राता, मेरी आरती निवारीए;
अशरन शरन हो तो, पर्यो शरन तिहारी,
कोई भांती कृष्ण काम, दयाकों तो सारीए

રસિક રંજન.

કાળરૂપ મહેવાસીને મારવાને કવિની પાસે કેવાં હથિયાર છે તે જુઓ -

त्रिभुवन पति तरवार, ढाल धरणीधर धारी,
केशव तीर कमान, बाघ ले कृष्ण कटारी.
धर बखतर बलबीर, नाम भगवतको भाला,
बनवारी बंदुक नाम, भरले गोली गोपाला.
सत संग तुरी चढ, दया धर्म संग जोडले,
काल महेवासी मारनेकु, कर्म किल्ला तोडले.

કવિને વૈષ્ણવતાનો પક્ષપાત છે, પોતે વૈષ્ણવ હોવાનું અભિમાન ધરાવે છે છતાં ખરો વૈષ્ણવ ક્યારે થવાય તે કવિ બહુ સારી રીતે સમજે છે —

"વૈષ્ણવ નથી થયો તું રે, હરિ હરિ હરિજન નથી થયો તું રે,
ભાઈ, સાધુ નથી થયો તું રે, શીદ ગુમાનમાં ઘુમે— હરિજન ટેક.

હરિજન જોઇ હૈયું નવ હરખે, દ્રવે ના હરી ગુણ ગાતાં;
કામ દામ ચટકી નથી છટકી, ક્રોધે લોચન રાતાં. વૈ. ૧
તુજ સંગે કોઇ વૈષ્ણવ થાયે, તો તું વૈષ્ણવ સાચો,
પણ ત્હારા સંગતો રંગ ન લાગે, ત્યાં તું વૈષ્ણવ કાચો. વૈ. ૨

દયારામભાઇ વિવિધ પ્રકારના મનુષ્ય સ્વભાવનાં જેવા કુશળ આલેખન કરે છે. તેવાંજ કુશળ આલેખન એમનાં વર્ણનોમાં જોવામાં આવે છે, એમની વર્ણન કરવાની શક્તિ વિસ્મયકારક છે. વિગતવાર દરેક બાબતને એ ઝીણવટથી વર્ણનમાં લઇ લે છે. "રૂક્મિણી હરણ" માંનું રૂક્મિણીનું સૌન્દર્યવર્ણન વાંચો, "સત્યભામા વિવાહ" માંનું વરયાત્રા કે સત્યભામાનું નવવધુ તરીકેનું વર્ણન વાંચો, અને કવિના ઉપાસ્ય કૃષ્ણ માટેના કાવ્ય સાહિત્યમાંથે સંસારતાનની ન્યૂનતા દર્શાવવા પ્રયત્ન કરો અને ત્હમે તરતજ નિષ્ફળ થશો. સંસ્કૃત કવિઓ જેવાંજ દયારામમાં વરઘોડાનાં વર્ણન છે. અને વરઘોડા જોવા ભાન ભૂલી દોડતી શેરીની સ્ત્રીઓનાં પણ વર્ણનો છેઃ—

"બારી જાળીએ કોઇ અટારીએ, કોઇ ચ્હડી ગોરી ગોખ;
કોઇ છજે, ઝરૂખે, શવટી, શમા ઉભી છે, શોખ,
જય જય વદો નાગ્નજિતી નાથની!
ચાલ્યા સખેલા થઇ ઘણા, સાંતરા નચવે કેકાણ વાટ;
મનમાં નહીં કાંઇ ખરખરો, તન્યાં સહુરે ઉચ્ચાટ; જય॰
કોઇ વધાવતાં મોતીએ, કોઇ હેમ પુષ્પ રસાળ;
રૂપનાં કરી કોઇ નાંખતાં, જય જય ભણે ન્હાના બાળ; જય॰
(નાગ્નજિતી વિવાહ.)

ભોજનરસિક ગુજરાતીઓના જમણવારનું પણ કવિ કેવું આલંકારિક વર્ણન આપે છે?

" દાળ સણગની અકુરી અનુપ છે રે, વસ્તુ ખાટી તીખી કોઇખાર
ઉજ્જવળ પાપડ પીરસ્યા સોહામણા રે જાણે પૂનેમ ચંદ્રાકાર
સુન્દ પીરસ્યો છે કૂર કમોદનો રે, પીળી દ્રમક દાળ તે માંહે
ગોરીના ઘૃત તાનેના છે તર્તનારે, એવો સ્વાદ મળે નહિ ક્યાંહે
મદન સત્રાજિતને સોહેલેરે ! '

**(સત્યભામા વિવાહ)**

કવિની વર્ણન કરવાની શકિતની પરિસીમા "વાગે વાગે વૃંદાવનમા વાંસળી રે !' એ ગરબી આપણને સ્પષ્ટ રીતે બતાવી આપે છે એ ગરબીમાંના નાદસૌન્દર્યનુ પાન પ્રકૃતિ કેવી રસ લીન થઇ કરે છે ?

' તરુની શાખાઓ ઝૂમી રહી રે ! ચરણે નમવાને કાજ !
વલ વૃક્ષ સાથે ઝૂમી રહીરે ! ભાગ્ય અમારા આજ ! વાગે
જમનાનીર ચાલે નહી રે ! મૃગને મન મોહ થાય !
પખી માળામા હાલે નહીરે ! નાદ સુણી ન રહેવાય ! વાગે
વાછરૂ કાન દઇ સાભળે રે ! કરે નહી પયપાન !
ગાયો ગાળા તોડી ત્યા પળેરે ! નાદ સુણવાને કાન ! વાગે

સરખાવો આ સાથે આપણી નવીન કવિતાની સુન્દર પકિતઓ —

" વાગી વીણા, જળથીર થયુ, વ્યોમમા ઇન્દુ થોભ્યો !
ધીરો ધીરો અનિલ સુણતો જો ! ઉમોગાન લોભ્યો !
ને ઉડ઼ે ત્યા સકલ સ્થલ જે ગૂઢ ચૈતન્ય વ્યાપ્યુ;
સગીતે તે ઝળહળી રહ્યુ—શાન્તિનું રાજ્ય સ્થાપ્યુ ! "

( રા નરસિંહરાવ )

સગીતની સર્વ મોહક શકિત દાખવતા બાણ, શેક્સપિયર વગેરે

કાવ્યોની વર્ણનશકિતના જેવાજ ચમત્કાર દયારામભાઇની આ ગરબીઓમા છે

દયારામભાઇની ગઝલો.

દયારામભાઇએ ગુજરાતને સંગીત કાવ્યો ( Lyrics ) જથાબંધ પૂરા પાડયા છે, ગુજરાતી કવિઓમા ગઝલો બનાવનાર સહુથી પહેલા કવિ દયારામજ છે દયારામભાઇની ગઝલો મનમોહક, પ્રેમપીડાથી ભરેલી, લાગણીવાળી છે ગઝલનુ લક્ષણ એ છે કે, જે કાવ્ય પ્રિયા અથવા પ્રિયતમને ઉદ્દેશીને લખાયલુ હોય અને જેમા પ્રેમનુ દર્દ ઉભરાઇ જતુ હોય, તથા વિરહ તાપની જ્વાળા સળગતી હોય, તેમ સંયોગની આતુરતા અતિશય વધી પડી હોય.

" એક ખૂબસુરત ગગરૂ ગુલઝાર સાવરા,
તારીફ કયા કરૂ ઉસીકી હે સબ ભાતસે ભલા, એક૦
હમ નગરકી ડગરમે મેરા ચિત ચુરા ગયા,
કહેતીથી સબ આલમ એ હે ન દકે લના. એક૦
દેખી મુઝે નિધા ભર તબસે એ દુ ખ દેલા,
ચિતવનિમે કછુ ટોના મુજે કરકે વો ગયા. એક૦

અને—

" મદન મોહન પ્યારે મહેબૂબ મેરા હે
દિદાર હુવા જબસે દિયા દિલમે ડેરા હે
ઇશક જખ્મકી મારી ભઇ મેં દિવાની,
કોઈ બેલી નહિ સહેલી શોખી દિલકી યે જાની મદન૦

આમ ભકિતમય શૃંગારની ગઝલો મનમોહક છે. ભકિતનિમિત્ત પોતાની જીભને ઠપકો દેવાની ગઝલ પણ એવી જ સુંદર છે—

" હરદમ કૃષ્ણ કહે શ્રીકૃષ્ણ કહે તું જીભા મેરી,

એહી મતલબકે ખાતર કરતા ખુશામત મેં તેરી. હરદમ૦

દહીં ઔર દૂધ સક્કર દેતાં હું હર વખ્ત તુઝે;
તો ભી હરરોઝ હરિનામ સુનાતી ન મુઝે. હરદમ૦

કરે ગુનગાન ગોવિંદકા તો મુખપરી વે ભલા;
ખોઇ જીંદગાની સારી સોઇ ગુના માફ તેરા;
દયા પ્રીતમ ભૂલે ગત નામ આખર વખ્ત મેરા. હરદમ૦

**કવિની બોધાત્મક કવિતા.**

કવિની બોધાત્મક કવિતા કેવી સરળ ભાવવાળી ને સચોટ અસર કરે એવી છે ! મનુષ્ય જાતિની સેવા કરતાં કરતાં દદ ઉપરાંતનો મૂંગે મોએ તિરસ્કાર અને માર ખાનાર બીચારા અન્યાયપાત્ર થઇ પડેલા ગધેડા અને કૂતરાના અવતારનું ભાવિ ભાખી કવિ કહે છેકેઃ-

" ખર અવતાર થશે હરિ ભૂલે પીઠ લાદશે લ્હારી;
ભૂખ્યો તરસ્યો કોઇ નહિં પુછે શીત વૃષા તપ ભારી;

(વળી) પાછળ માર ધડાધડ પડશે કોઇ એક મંદ ચલાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે ઘરમાં ગોવિંદ ગાતાં !

શ્વાન થઇશ ભગવાનને ભૂલે હંકાઇશ ઘેર ઘેરે;
મળ મૂત્રાદિક ખાનપાન બહુ કષ્ટ સહીશ બહુ પેરે;
કયહું નહિં આદર જન્મ જશે એમ લાત લાકડી ખાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે ઘરમાં ગોવિંદ ગાતાં ?

'' સાચો ઉપદેશ આપતી આવી બોધાત્મક કવિતાઓ આપણા સાહિત્યમાંથી હમણાં વિદાય લે છે તેવા વખતમાં આ કવિતા આપણી કેટલી બધી સેવા કરી શકેએમ છે !

દયારામભાઇની કવિતા ઉપર વિવેચન કરતાં મહૂમ નવલરામભાઇ જેવા વિચારકો, એ કવિતાની સૃષ્ટિમા ચિત્રોનો અભાવ જોઇ ગયા છે એ જરાક વિસ્મયકારક વાત છે દયારામભાઇએ કરેલા વર્ણનો આપી ઉત્તમ ચિત્રકારને આપણે તેના ચિત્રો પાડવાનુ કહીશુ તો તે ચિત્રો ચિત્રકળાના ઉત્તમ નમુના થઇ પડશે આવા આવા ભાવના વર્ણનો ચિત્રમા ઉતારનાર પાશ્ચાત્ય ચિત્રકારોને હફાવે એવા ચિત્રકારો ગુજરાતમા નહીં પણ મારવાડ મેવાડના ગજની ગૃહોમા હજી મોજુદ છે દયારામભાઇનાં ચિત્રો શ્રમસાધ્ય નથી ચિત્રકારને કવિ કરતા વિશેષ શ્રમ લેવો પડે છે. એમનાં આવા શાબ્દિક ચિત્રોમા પાડિલનુ કેવુ થોડુ પ્રદર્શન છે ! એમા કેટલી સરળતા છે ! કેટલું સૌંદર્ય ભર્યું પદલાલિત્ય છે ! ભાવલાલિત્ય અને પદલાલિત્ય હાથમા હાથ રાખી કવિ કેટલી મનોહરતાથી સાકળી નાખે છે !

ન્હાની મ્હોટી કોમળ અને વિવિધ પાખડીઓવાળા ગુલાબના ફૂલ જેવુ દયારામભાઇની કવિતાનુ સુન્દર સ્વરૂપ આપણે યથાશક્તિ જોયું એ સ્વરૂપમા વિશાળતા છે, ઉષ્મા છે, સહૃદયતા છે એમા આપણા દેશે બાધેલુ શાસ્ત્રીય જીવન, એનો વિવેક, અને સામાન્ય બુદ્ધિ છે મનુષ્ય જાતિની એમાં કલ્યાણવાઞ્છનાઓ છે, તીવ્ર માર્મિકતા છે, પવિત્રતા છે, તત્ત્વજ્ઞાન છે, અને શું નથી ? ગુજરાતની પ્રાચીન કવિતાને આદર્શભૂત સ્વરૂપ દાખવી શકે એવી દયારામભાઇની કવિતાનુ સ્વરૂપ છે.

દયારામભાઇની કવિતાના વિષયો એકદેશીય નથી કવિતાએ પોતાના વિષયો સમગ્ર વિશ્વમાથી લેવા જોઇએ સર્વે મહામનુષ્યોના ઉદાર વિચારોને એણે એની ઉદાર ભાષામા ગુથવા જોઇએ. કવિતામા સમાવવાના આવા વિશ્વમાન્ય વિષયોને દયારામભાઇએ એમની સુન્દર કવિતામાં સમાવ્યા છે એમની કવિતા એકલી સુન્દર નથી એમા ઓજસ અને મોહકતા ભરી એ સુન્દરતા એમણે વિશેષ સફળ કરી છે.

દયારામભાઇની કવિતાના દેહના અલંકાર વિષે બોલતાં રા રમણભાઈ લખે છે –

" અલંકાર રચનાની વૃત્તિ બંધાયા પછી ત્હેમણે ( ઓગણીસમા સૈકાના ભક્ત કવિઓએ ) કાંઇ નવીન દિશામાં ગતિ કરી નથી એમ અપવાદ છે–અને તે પ્રાચીન મધ્યસાહિત્યમાંના છે ના થયેલા તે પહેલાથી ઉતરતી પંક્તિએ નબેસે તો કવિ દયારામભાઇની આ કવિતાનો છે તે દરેક બાબતમાં કેવળ પહેલે ચલેજ ચાલનાર નહિ લાલિત્ય, કોમળતા, રસિકતા એ સર્વ ત્હેનામાં અવનવા છે ન્હાના ન્હાના છુટા રસપૂર્ણ કાવ્યો રચવાની રીત ત્હેણે નવી ઉપજાવી છે × "

આવી વૃત્તિની કવિતામાં અલંકારની અતીવ ચારુતા હોય સ્વાભાવિક જ છે.

" ત્હમારા હરિ સાંભળે રે ! અમારા તો એક સ્થળે,
ત્હમો રીઝો આદરશે રે ! અમો રીઝું ચદ્રમણે "

એવા રમણીય અનંકારની બરાબરી પ્રાચીન ગુજરાતી કવિતામાં ભાગ્યે થઇ હશે દયારામભાઇના વર્ણનો વાતુઓના તથા બનાવોના નથી પણ પ્રેમમૂર્તિના છે, અને તેથી ત્હેના વર્ણનપોષક અલંકાર પણ એ વિષયના છે જેમ કે—

" કોટિ કંદર્પને લજાવે એવુ મુખડુ રીઝી પડે છે કળાન્જમિની
સદ્દગુણ સાગર નટવર નાગર બલિહારી હુ એના નામની !
કોટિ આભૂષણનુ એ ભૂષણ સીમા છે એ અભિરામની "

( ગરબી )

કવિના શબ્દાલંકાર કે અર્થાલંકારની ખૂબીઓ આગ એના કાવ્યો

કીરાકણીઓ જેવાં ચકચકિત રાખી અંદરનો ઉન્નત રસ લેવા માટે આમન્ત્રણ કરતી ને હોય એવી છે.

દયારામભાઇની કવિતાનું બળ એમની ભાષા ઉપરની પ્રભુતા છે. સમગ્ર ભરતખંડમાં ફરી આવી એમની ગુજરાતી ભાષા અનેક રીતે નવા સહવાસો ને સંસ્કારો પામી રમવની, મીઠી અને ભૂષણની થઇ છે. આદર્શભૂત ગુજરાતી ભાષા કહેવાઇ એ જોઇએ તેવી સાદી, શુદ્ધ, શાસ્ત્રીય અને સૂચક છે. પ્રૌઢભાવ ધારણ કરતાં છતાંયે પોતાના લોકપ્રિય ગુણોને ત્યાગ્યા વગર એ એવીને એવી રહી શકે છે. કવિનો શબ્દકોષ વિશાળ છે તેવો રસભર્યો છે શબ્દોની રચના, પસંદગીની ઉચિતતા, સરળતા, પ્રૌઢતા અને રસિકતા અનેક દષ્ટિબિન્દુઓથી જોતાં આનંદકારક લાગે છે. એકલા સંસ્કૃત શબ્દોનો, એકલા ફારસી શબ્દોનો, કે ગુજરાતી શબ્દોનો એને પક્ષપાત નથી. પોતાની રચનાને જ્યાં જ્યાં 'ચિત ચોર' કરતી એજ એનો આશય અનાયાસે શબ્દધારાઓદ્વારા ધડ ધડ પડયે જાય છે. શબ્દેશબ્દનું રહસ્ય એણે ધ્યાન પમત્ને બતાવી આપ્યું છે. સ્ત્રી પુરુષોની વિશિષ્ટ ભાષા, એમના લાક્ષણિક શબ્દો, માર્મિક ઉક્તિઓ વગેરે એનુ ભાષાનૈપુણ્ય અને શબ્દનૈપુણ્ય જ્યાં ત્યાં રજુ કરે છે. એનાં વાક્યો, શબ્દસમૂહો, ગુજરાતમાં રૂઢ થઇ ગયા છે. એના ઉગ્ર અનુભવના શબ્દો કે વાક્યો બીજા અનુભવીઓને અનેક અગમચેતીઓ આપવા સમર્થ છે. પ્રેમાગ્નિથી બળતીકે પ્રેમભાષાનો ઉપયોગ કરતી સ્ત્રીઓની ભાષા એ કેવી વિવિધતાથી વાપરી શકે છે!

"ગોખ હૃદય! નિઠુર શું તાણી, તનમા લાગી તાવાવેલી, તમ વગ્ર ગુજ ગોઠ કોને કહીએ?, પ્રેમના પાટવાં, જેગ ઝાંખો પડ્યો, બીકણુ ગોઠયું પણ અંતર ભડકો લાગે રે, વ્હાલા ચદને વેર શું વાટયું આવું રે? પ્રેમપંથમાં કાટો કપટી ન સારો રે, સંતાડી રાખેલા દહાડા જોયુ-

નમા ફૂલાઆ ? ચતર આગે દોડયા ધીંગા મરીએ, ભીતરનો ભડકો પ્રાણુ જ પેખે, ધન્ય ગરીબ બાપડો ખાજે, ગાયાં ચાકા રસગીત, ઘર આગણું કરતી નાતા, નાથ બારી, મ્હોડે મીઠા હૈયે જુદા, ભ્રૂકુટીની નટક, ભાગ્યાની ચટક, માન મુકવું આખ ભરવી, નયન નોતરવા, સેતાન માસુડી, આખલડીનો ચાળો, પીળુ હાલ્યુ કપાસ થયું, તનના ચટક, પગની પેજાર, ગળજાતુ કાજળ કુદાડયુ, લોચન લલચાવવા, જુદા શુ નતન કરવા, ઝાઝા ચિત્ત ચોરણવાળા, પસરાણુ, ગરજ સવાદી, વાતના ખાચા અખણાયક વગેરે વગેરે આવા આવા, શબ્દસમૂહો કે શબ્દો દયારામભાઈએજ જાણે ગુજરાતીઓને શિખવ્યા છે ભાષાના કે શબ્દોના કર્તા કવિ નથી એમ વિવેચનકારો કહે છે એ સત્ય છે ? પણ કવિઓ નવીન ઘટનાઓ કરી કરી જનસમાજમાં એવી તો ચતુરતાથી ગોઠવી દે છે કે તે આગળ જતા સ્થાયી થઇ પડે છે. "ફગ, ફરી-ફર, માગરી, ભુકતાન્યું, શાપ્યા" આવા આવા શબ્દ પ્રયોગો દયારામભાઈના કાવ્યોમા દેખા દે છે તે આપણા આધુનિક કાળ તુજ સુગન છે અતીવ સત્કાર સૂચક જે સસ્કૃત નામો આપણી બાલિકાઓનાં આપણે પાડીએ છીએ, એની શરૂઆત દૂર જોઇ શકતી દયારામભાઈની સરસ્વતી કવિશક્તિએ કરી દીધી છે

" ચન્દ્રભાગા ને ચન્દ્રાવલી રે લોલ !
ચપળતા ચારુ રૂપ પ્રજ્ઞાગરી રે લોલ !

એક તરફથી દયારામભાઈએ હિન્દુસ્તાની 'મહિયારી', 'પનિહારી', 'પનઘટ' જેવા સુન્દર શબ્દો આપણને આપ્યા છે, તો બીજી તરફથી પાટનાને માટે 'સુખાસન' જેવો શબ્દ આપણને આપ્યો છે 'ગટર' ને માટે એ 'નગરગની' શબ્દ વાપરે છે 'ટાઉનહૉલ' ને માટે 'દાણુઘાલી' જેવો પ્રયોગ આપે છે એમના શબ્દોની નકશીદાર કારીગરીમા દીપી ઉઠતા, સુન્દર શબ્દો પ્રિતનડી મારગડો, રાતલડી, પાસલડી એટનડી, હેતનડા, સાહેલડી, ડુસકડા, સોકનડી, ઘુંઘટડો વગેરે આધુનિક સાહિત્યમાં ઉપહાસની સામગ્રી માટે શોધાતા શબ્દો ઔચિત્યાનુસાર વપરાતા કેવા મધુર લાગે છે ?

(દયારામભાઈના આ બીપ કાવ્યમહેરામણમા આપણે જેમ જેમ ઉંડી ડૂબકીઓ મારીશુ તેમ તેમ ત્હેમાથી રસના, અનુભવના, ભાષાના કે શબ્દોના અમોલા મોતી આપણને જડી આવશેજ) જાસફ એડિસનની સમર્થ ભાષા માટે જેમ અગ્રેજીમા કહેવાય છે તેમ દયારામભાઈને માટે આપણે કહી શકીએ કે, શુદ્ધ ગુજરાતી ભાષા ઉપર મજુના મેળવના ઈચ્છનારાઓએ દયારામભાઈની શુદ્ધ મીઠી અને સગીતમય ગુજરાતીનુ સદા પરિશીલન કરવુ

(દયારામભાઈની બુદ્ધિ સુશિક્ષિતતા છે અને પાત્રિત્યાનુસાર એમની કવિતાની શૈલીપણ ત્હેના પ્રતિબિમ્બરૂપ છે એમા ગ્રામ્યતા, ક્લિષ્ટતા, શુષ્કતા કે અસ્ફુટતા માલમ પડતી નથી એની સુઘડતા ભરેલી કવિતા એની સઘળિય અન્ય કવિતામાથી તરત નોખી પડી આવે છે કારણ કે એ રૂપમા સપૂર્ણ છે આલેખનમા સુન્દર ઔચિત્ય છે એમા સગીત છે)

પ્રેમાનની માધુરીમા મીઠાશ લાવનાર ઉત્સાહી કવિ પ્રેમાનદના સર્ગ અથવા અધ્યાયને 'મીઠા' સજ્ઞા વાપરી

કડવુ કે મીઠું ? પ્રાકૃત કડવક ઉપરથી ઉપજેલા 'કડવ' શબ્દને

ભુલાવવા પ્રયત્ન કરે છે. કવિના પૂર્વે થઇ ગયેલા વલ્લભ સંપ્રદાયી કવિઓએ 'મીઠાં' શબ્દ યોજેલો છે. આ શબ્દનો પ્રચાર આપણી ભાષામાં કરવાને એના પ્રત્યેક મીઠા મીઠામાં કવિ પ્રયાસ કરતા રહે છે અને સુંદર ભાષામા પ્રચાર કરવા યોગ્ય શબ્દો ચાલતા કરી પોતાની શકિતનો ઉપયોગ દર્શાવે છે.

**વ્રજભાષાપર કવિનો પ્રેમ.**

કવિએ વ્રજ અને હિંદી ભાષામાં ઘણી કવિતાઓ કરી છે તે ઉત્તર હિંદુસ્તાનની કવિએ ઘણીવાર મુસાફરી કરેલી તેથી હશે, અથવા વ્રજભાષાના કવિઓની સાથે સ્પર્ધા કરવા હશે. પણ કવિને વ્રજભાષા કેમ વધારે પ્રિય હતી તેનું કારણ કવિ પોતેજ કહે છે કે –

" सबभाषाकी स्वामिनी, सुरभाषा जियजानी;
व्रजभूषण सुखभावती, ताहुकी ठकुरानी.
सब भाषातें अधिक हें, व्रज भाषापर हेत;
व्रजभूषण जाकों सदा, मूखभूषण कर लेत.

આમ કવિને તો જેટલું પ્રભુ સાથે સબંધ ધરાવતું હોય તેટલું બધું સારૂં લાગે છે.

દયારામભાઇના મહાન્ અક્ષરદેહના કાવ્યરૂપ અવયવોનું આટલું અવલોકન કરી આપણે સંતોષ માનીશું. એ અક્ષરદેહના પ્રમાણમાં આ અવલોકન વિશેષ વિસ્તારવાળું થઇ શકે, પણ આ ન્હાનકડા પુસ્તકના પ્રમાણમાં આટલું બસ થસે. કાવ્યના અવયવોને કવિએ પદ્યોચિત અને ગદ્યોચિત બન્ને વિષયોના વસ્તુથી ઘડ્યા છે એ આપણને 'આ અવલોકન-

દ્વારા પ્રતીત થયું છે આ અવયવોમાં વિનાસના કવિના હૃદયના, અનુભવના, મનુષ્ય સ્વભાવજ્ઞાનના, એની વિવિધ પ્રકારની શક્તિના વગેરે કેટલાક મર્મસ્થાનરૂપ અંગો તાદશ પ્રતિબિંબિત થાય છે એની કવિતાના સ્વરૂપનું, એની સર્વદેશીય વિષયબહુલતાનું, વિષયગુણગ્રાહીનું, એના રસ-અલંકારનું, એની ભાષાનું, શૈલીનું, એ બધી સફળતાનું અને એના ભવિષ્યનું આટલું વિવેચન કરી હવે આ પ્રકરણ પૂરું કરીશું)

દયારામભાઈની કવિતા વિષે આટલું કહ્યા પછી એ કવિતાની સફળતા વિષે કહેવાનું શું રહે છે? ઉપર પ્રમાણેના વિવિધ પ્રકારના ગ્રહણીય તત્ત્વો એમની કવિતામાં હમેશ વધતા જાય છે અને એને મગરૂર કરતા જાય છે એ કવિતાના ગુણ એ કવિતા જ દર્શાવી આપે છે એના ઉપર વિવેચન કરવાની જરૂર રહેતી નથી એ જેવી આંખને તેવી કાનને અને તેવી જ હૃદયને રમવીન કરી દે છે કવિતા ઉન્નત આત્મા, પુર પ્રકૃતિથી વ્યાપ્ત થયેલા અવકાશમાં ચૈતન્ય અને વિલાસનું પાન કરતો ફરતો ઘૂમે છે અને એના ઉન્નત અનુભવોનો, એની ઉંડી ઉંડી લાગણીઓનો, એની ઉંડી ઉંડી શ્રદ્ધાઓનો, સંગીતમાં આવિર્ભાવ કરી એની બંસરી દ્વારા ગુજરાતને—હિન્દને તે સંભળાવતો જાય છે ગમે તે પૃષ્ઠોમાંથી એ આત્માના સંગીત વાંચો, ગાઓ, સાંભળો કે સંભળાવો, પ્રત્યેકમાં તમને એ રમણીય લાગશે ખરો મહાન્ કવિઆત્માજ માન જે કરી શકે તેવો એવો આત્મા એના સુર સંભળાવતા વાતજ હમેશ તમારા કાને ગુમગુમા કરી પૂરશે )

વાચનાર! દયારામભાઈની આવી કવિતા કેમ સફળ ન થાય? સફળ ન થાય તેને માટે એમાં ન્યૂનતાઓ છે, હશે અને એક પરવલ વગર કોઈ ન્યૂનતા નથી? તારો સમ્મત હોય દયારામભાઈનો

સંપ્રદાય નહીં હોય સહુ સંપ્રદાયોવાળા પોતપોતાના સંપ્રદાયને, અને ત્હેના તત્ત્વજ્ઞાનને સર્વ શ્રેષ્ઠ માને છે, તેમ જગતનો આધ્યાત્મિક ઉદ્ધાર પોતાના જ સંપ્રદાયથી માને છે, દયારામભાઇએ પણ એમ જ માની એમ જ મનાવવા એમના જીવનભરના પ્રયત્નોને રોક્યા છે. સાંપ્રદાયિક મર્યાદા દર્શાવનાર વિશિષ્ટ સત્યો એમના સંપ્રદાયમાં, અન્યમાં હોય છે તેમ, હશે જ. પણ "કવિઓનાં કાવ્યોના જીવન ત્હેમના સાંપ્રદાયિક તત્ત્વજ્ઞાન નથી પણ ત્હેમનામાની બ્રહ્મવર્ચસ્વિની કવિતા છે*" આ દૃષ્ટિએ જોતાં દયારામભાઇની કવિતામાં પ્રોત્સાહક પ્રેરણાઓ છે, નિર્મળ પ્રેમના પ્રવાહો છે સુન્દર સત્યોના અંબાર છે. આને લીધે એ કવિતાનું જીવન સફળ છે ચિરંજીવી રહ્યું છે તેવું નિરંતર રહેશે ગુજરાતે-હિન્દે એનો સત્કાર સ્નેહથી કર્યો છે તેવો એ કર્યા જ કરશે પૂર્વ પશ્ચિમની આધુનિક મહાન્ જીવન પ્રવૃત્તિઓ જે એક નવીન પ્રયાગતીર્થનો ઘાટ બાંધે છે તેવા કાળમાં આ કવિતા કરતાંયે વધારે સમૃદ્ધિવાળી કવિતાઓ કદાચ રચાશે છતાં આ કવિતાઓમાંયે દયારામભાઇની કવિતા પણ ગુજરાતના એક મહાકવિની પ્રસાદી તરીકે વંદાશે એકલું આર્યાવર્ત એને વંદશે નહીં, પણ પીળી આંખો મટી નિરોગી આંખો થશે અજ્ઞાનના અંધાર પાટાઓ છૂટશે દૃષ્ટિઓ વિમળ દેખતી થશે કૃષ્ણ, કૃષ્ણની ભક્તિ અને એના આશયો આપણને પશ્ચિમને સમઝાવતાં આવડશે ત્યારે એ પશ્ચિમમાં પણ આવીજ રીતે વંદાશેજ અને પશ્ચિમ વંદે તેજ વસ્તુઓ નગદ ગણની, એ આપણો દૃષ્ટિકોણ હવે તો બદલાયા છે દુનિયાના સાહિત્યમાં આમ દયારામભાઇની કવિતાનું સ્થાન છે.

વાચનાર! દયારામભાઇના સાક્ષરજીવનની સમાલોચના અહીં પૂરી થાય છે એમના સ્થૂન દેહના જીવનને આપણે જોયું દીર્ઘાયુષી એ સ્થૂળ

* કવિ ન્હાનાલાલ.

જીવનના પ્રમાણમાં આ સાક્ષર જીવન અનેકગણું દીર્ઘાયુષી છે. અને એમાં એમનો અક્ષરદેહ કે અક્ષય્ય કીર્તિદેહ સદા ઝળહળતો રહેવાનો. અને એની પૂજા અનેક હૃદયો ભક્તિભાવથી કરવાનાં. જગતના હિતની પ્રવૃત્તિઓને કરનાર જગહિતકર્તાઓ જગતનાં સારાં અને સાચાં ભૂષણો છે. દયારામભાઈ નિર્વિવાદ રીતે આવા એક જગહિતકર્ત્તા છે—જગહિતકર્ત્તાઓમાં એ ભૂષણરૂપ છે. માનવજીવન કે સાક્ષરજીવનની આથી વિશેષ સાર્થકતા શી હોઈ શકે? અથવા હોવાનો દાવો કરી શકે?

સ્વ. ગોવર્ધનરામભાઈએ "સમાલોચક" માં વર્ષો ઉપર પ્રસિદ્ધ કરેલા "સાક્ષરજીવન" ના લેખમાં સાક્ષરજીવનનાં ભયસ્થાનોની ગણના કરી છે. દયારામભાઈનો પણ એમણે ત્યાં નિર્દેશ કર્યો છે. ગોર્વધનરામભાઈનું દયારામભાઈના જીવનનું નિરીક્ષણ જેવું હોય તેવું હો. સત્યને શોધવું અને તે જગતને દર્શાવવું એ સાક્ષરજનનો પ્રેમધર્મ છે એ સત્ય પ્રકાશ થયે સ્પષ્ટ થશે. જે થવાનું હશે તે આ વિશાળ અને અમિત સંસારમાં યોગ્યકાળે થશેજ, પણ જગન્નાથ કવિની સતતપ્રવાહિની કીર્તિનદીની સાખ જેમ પાવન કારિણી ગંગા નદી પૂરે છે, તેમ દયારામભાઈની પણ આપણા ગુજરાતની મહાનદી રેવા નદી પૂર્યા કરશે—રેવાનદી જેવી કવિની મનોરમ કાવ્યનદી પૂર્યા કરશે. સતત વહેતો રહો કવિની એ પવિત્ર કીર્તિનદીનો પ્રવાહ!





# પ્રકરણ ૧૦ મું.



## ઉપસંહાર

---

(વાચનાર ! દયારામભાઇની સામાજિક યાત્રાનું અને એમના જીવનકાર્યનું અવલોકન અહીં પૂરૂં થાય છે એ પૂરૂં કરતાં કરતાં આપણે એમની એ સમાજયાત્રાનું અને એમના મહાકાર્યનું કૈંક ઉપસંહાર રૂપે દર્શન કરી લઇએ)

(બહુરંગી સંસારના વિશાળ ચોકમાં અનેક યાત્રાળુઓ આવે છે અને જાય છે એમાંના કેટલાક માત્ર સંસારરંગની સામાન્ય સપાટીપરના રંગથી રંગાય છે કેટલાક સ્વર્ગમાંના અપૂર્વ રંગો લવી સમાજને એ રંગોથી રંગે છે સમાજને સ્વર્ગના અપૂર્વ રંગથી રંગનારની સમાજયાત્રા સફળ ગણાય છે અને એમની યાત્રાઓના વૃત્તાંતો સમાજના ઇતિહાસની સાંકળોની પૂરતી કડીઓ તરીકે સ્વીકારી લેવામાં આવે છે. આવા સમારીઓના જીવનના મહાન્ આશયોને સંસારમાં બહુમતિએ અનુમોદન મળ્યે, એમની અક્ષય્ય કીર્તિ, સૂર્યની રોજ રોજ તપતી પ્રતાપલક્ષ્મી જેવી, કે દાધ

આકાશમાં ચન્દ્રની રોજ રોજ ખીલતી ચન્દ્રિકા જેવી, સંસારીઓના જીવનને આનન્દદાયિની પ્રોત્સાહિની અને કલ્યાણકારિણી થતી જાય છે. આવા વિજયવન્ત સંસારીઓમાં દયારામભાઈની પદવી કેવી કહેવાય ?

**દયારામભાઈ** લોકહિતની ગંગાને સંસારમાં લાવી વહેતી મૂકનાર પ્રભુશ્રી ભગીરથ જેવા કોઈ રાજા ન્હોતા. કોઈ રાજાના એ પ્રતાપશાલી પ્રધાન ન્હોતા. જાત ઉપર અનેક આપત્તિઓના વજ્રાઘાત વેઠી લોકજીવનના કલ્યાણયજ્ઞમાં પોતાના જીવનની આહૂતિ આપનાર એ કોઈ લોકમાન્ય રાજનીતિનિપુણ ન્હોતા. એકના રાજપક્ષનું જ કલ્યાણ ઇચ્છતા રાજ્યની હારના જ રસિયા એ કોઈ ઉમરાવ કે ઉમરાવજાદા ન્હોતા. એના એને રણમાં લઈ જઈ એમણે કરેલા વિજય ટંકાર કોઈએ નોંધી રાખ્યા નથી. કરોડોની ઉથલપાથલ કરી જગતના અર્થશાસ્ત્રીઓમાં નામના કરનાર એ કોઈ મ્હોટા વ્યાપારી ન્હોતા. કમાઈ જાણીને અને એ નાણાનો સદુપયોગ કરી જાણનાર એ કોઈ દાનેશ્વરી ન્હોતા. જેવા કે જગડુશાહ જેવા કોઈ દાનેશ્વરી ન્હોતા. આવી આવી પદવીઓ જ માત્ર સંસારીઓમાં મહત્તાની ગણાતી હોય તો એવી કોઈ પદવી માટે દયારામભાઈ દાવો કરી શકે એમ નથી. સરસ્વતીના મંદિરમાં અને શાન્ત મંદિરમાં બેસી સરસ્વતીની સેવા જીવનભર કરે કે પ્રભુમંદિરમાં બેસી પ્રભુભક્તિમાં જીવન વ્યતીત કરે અને ભક્તિને લોકજીવનના સમાનમાં [illegible] કરવા સ્થાન કરે ત્હેને જો કોઈ પ્રકારની નમ્ર પદવી આપવા સંસારીઓ ઉચિત ધારે તો તેની પદવીનો દાવો દયારામભાઈ કરી શકે એમ છે. અને આવી પદવી ન્હાની સૂની નથી જ. આવી પદવી લેવાની લાયકાત ધરાવનારના મહાજનાશ્રમમાંથી મનુષ્યહિતની શ્રી શ્રી પ્રજાઓ જન્મ પામતી નથી. નિર્મળ અને ન્હાના ગૃહસ્થાશ્રમજીવનમાં જેમ જગતહિતકારિણી અનેક વિધ પ્રજાઓ ગર્ભિત રીતે છુપાયલી હોય છે, તેમ આવા જીવનમાંયે હોય છે. આવા જીવનો મનુષ્ય કે

નાં જીવનો જેવાં ક્ષુદ્ર, ક્ષણિક કે સામાન્ય કેમ કહેવાય ! પ્રભુ, પ્રકૃતિ, દેશ-કાળ અને પરિસ્થિતિઓનાં ગહન ઉંડાણોમાં જેનો આત્મા ઉતરી શકે, અને એમાંથી જીવનતત્ત્વોનાં મોતી શોધી લાવી સંસારને ચરણે મૂકી શકે,- એવા મનુષ્યોનાં જીવનો અસામાન્ય છે. અવર્ણનીય છે. આવાં જીવન તે લોકોત્તર જીવન, સાક્ષર જીવન, અમર જીવન કે પ્રભુના આદેશાનુમાર ગાળેલાં જીવન. જગત્કલ્યાણકારક વ્યક્તિઓમાં આવું જીવન ગાળનારાઓનું સ્થાન માનવંતું અને ચિરસ્થાયી હોય અને રહેશે. પ્રભુની માફક માત્ર સ્નેહથીજ પ્રેરાઇ મનુષ્ય બંધુઓની સેવા કરવી, એ સ્નેહ સેવામાં માન-સિક પ્રવૃત્તિઓ રોકવી, વીરોચિત આશયાનુસાર હૃદયના અદ્ભુત વીરરસનું, —પુરુષાર્થના રસનુ—સંસારીઓમાં લ્હાણું કરવુ એનું નામ તે ખરૂં જીવન. ખરી બંધુસેવા, કે ખરી પ્રભુભક્તિ. માનવકીટની એ વિરાટતા !)

(દયારામભાઇના જીવનકાર્યમાં આપણે એમના આવા ઉત્કૃષ્ટજીવ-નનું પ્રતિબિંબ જોઈ શક્યા છીએ; પણ એમના જીવનની સાધનભૂત એમની વ્યક્તિ વિષે તો વિશેષતઃ જાણવાનું આપણને ઓછું મળ્યું છે. એમના ખાનગી જીવન વિષેની આપણે જેવી આશા રાખીએ તેવી વિસ્તૃત હકીકતો, એમના વ્યવહાર ગુણોની હકીકતો, આપણને નહીં જેવી મળી છે. એ હકીકતો આપણે સંપૂર્ણ રીતે જાણત તો એમની વિશેષ વ્યક્તિ ઉપર ભાષ્યરૂપે આલેખાયલો એમનો અક્ષરદેહ આપણને લાગે છે ત્હેના કરતાં વિશેષ રસભર્યો લાગત. એક કવિ તરીકે, એક સ્નેહી તરીકે, એમનો ઇતિહાસ અપૂર્ણ સામગ્રીઓથીજ આલેખવામાં આવે છે અને તે આવે જ; કારણ કે એમની કુટુંબકથાઓ અધુરી જ કથાઓ છે. એમનાં માતાપિતા એમને સૂના સંસારરણમાં એકલા યાત્રા કરવા ઘણાંજ વહેલાં મૂકી ચાલ્યાં ગયાં છે. ભાઇની સ્નેહગંથીઓ પણ એમની બાલ્યાવસ્થામાં જ છૂટી ગઇ છે. પતિધર્મના પ્રેમપ્રદેશમાં એમણે પ્રવેશ જ કર્યો નથી. કડવા અને મીઠી છાયા

વાળા લીમડા જેવા કુટુબના સ્નેહના પૂરક અનુભવો એ આમ કેવી રીતે અનુભવે ? કે એમનાં કવનોમા જાણ્યે અજાણ્યે ઉતારે ? એમના સાસારિક સંબંધીઓમા આમ માત્ર એમની જ્ઞાતિ છે અને ત્હેના તરફ સામાન્ય સમભાવ રાખી સંસારથી એ લેપાયા નથી. સબંધ માત્ર કે સ્નેહ માત્ર એમને એમના લાડીલા કૃષ્ણનો જ છે કૃષ્ણ સાથે સબંધ કે કૃષ્ણ સાથે સ્નેહ એજ એમની જીવનની સ્થાયી અને સતત પ્રવૃત્તિ છે એ સબંધ કે સ્નેહ દર્શાવવા એ કૃષ્ણની લીલા જીવનભર ગાય છે અને એ રીતે એક ભક્તને પ્રિય જીવન ગાળી શ્રીકૃષ્ણનો મ્હા પ્રસાદ પામે છે (એ મહા પ્રસાદનો લાભ એમણે એકનાએ લીધો નથી, પણ લોકોત્તર જ્વલંત સાહિત્યજીવનદ્વારા આપણા પ્રિય ગુજરાત કે હિન્દના સમાજને પણ આપ્યો છે. દયારામ એટલે મહાન્ ગુજરાતી–મહાન્ હિન્દી !

દયારામભાઇનો વ્યક્તિ તરીકેનો જીવન છોડ ખીલતા એમાથી ભક્ત જીવન તરીકેનુ વૃક્ષ થાય છે એ વૃક્ષની ઘનઘોર અને શાન્તિ આપનારી છાયા તળે કેટલા બધા સંસારીઓ વિશ્રામ અર્થે આવે છે ? આપણા દેશના પ્રતિકૂળ રાજકીય વાતાવરણમા ધર્મની પણ અધોગતિ થઇ ગઇ હતી વેદધર્મથી આર્યજીવન એક કાળે વિમુખ થઇ ગયુ અને ત્હેનુ સ્થાન લેવા બૌદ્ધ ધર્મે પ્રયાસ કર્યો એનુ પણ આર્યાવર્ત્તમાથી નિષ્કાસન થયુ ભગવાન્ શંકરાચાર્યે વેદધર્મનો પુનરુદ્ધાર કર્યો પણ કાળે કરીને પાછું લોકજીવન શુષ્ક થવાથી, જીવનની ઉચ્ચ ભાવનાઓ નષ્ટ થવાથી, સામાન્ય કે ધાર્મિક શિક્ષણના અભાવથી, એમના જ્ઞાનની તીવ્ર, નિર્મળ અને મીઠી ધારાઓ ઝીલવા લોકજીવન જે સમયમા અસમર્થ નીવડ્યુ, તેના સમયમા રાષ્ટ્રીય જીવનની ભાવનાઓ પણ છિન્ન ભિન્ન થયા વગર કેમ રહી શકે ? પક્ષાઘાત પામેલા આવા લોકજીવનના ચેતન માટે પ્રભુએ પોતાની પરમ કૃપાની પરમોની એક રીતે યોજના કરી રાખી અને ભક્તોને એની સુપ્રત કરી.

ભક્તો આ પ્રમાણે લોકજીવનના નિયામક અને નેતાઓ બન્યા. ધર્મોપદેશ દ્વારા એમણે લોકજીવનમાં ધાર્મિક અમૃત સિંચન કરવાનું ચાલુ રાખ્યું. લોકનેતાનું કાર્ય આમ ભક્તોદ્વારા ચાલુ રહ્યું. ભક્તો આમ લોકસેવકો થયા અને પહેરગીરોની માફક જાગતા રહી લોકજીવનની એમણે ચોકી કરી. ગુજરાતના ભક્તો એટલે ગુજરાતના કવિઓ. આપણા ગુજરાતના પ્રાચીન કવિઓએ આમ ગુજરાતીઓની સેવા કરી છે અને દયારામભાઈ એમાંના એક મહાકવિ છે.

મધ્ય–અર્વાચીન–રાષ્ટ્રીય જીવન ગાળના આપણા દેશ ઉપર આ વર્ગે કેટલો ઉપકાર કર્યો છે? સાચું છે કે આપણા હાલના જીવનની આવશ્યકતાઓ વધી ગઈ છે. એમને પહોંચી વળે એવું આ ભક્તોનું કાર્ય, વિચાર હોય એવી આશા આપણે ન જ રાખી શકીએ. છતાં એમણે શું ઓછું કર્યું છે? રાષ્ટ્રીય જીવન એમણે કેટલું પોષ્યું છે? રાષ્ટ્રીય જીવનના આત્મારૂપ ઐક્યની વૃદ્ધિ માટેના જ એમના ઉપદેશો હતા. લોક જીવનની નાડી જોઈ લઈ એને પચે એવું પૌરાણિક પથ્ય સાહિત્ય એમણે ઉત્પન્ન કર્યું, અને એમની ભક્તિને લીધે એ લોકમાન્ય અને લોકભોગ્ય પણ થયું. પરંતુ લોકોમાં પ્રચલિત થયેલા મનુષ્ય મનુષ્ય વચ્ચેના કૃત્રિમ ભેદો ભક્તિના પ્રભાવશાળી સહૃદયતા આગળ અજાણ્યે ઓગળી ગયા. નીચ કે ઉચ્ચ, બ્રાહ્મણ કે શૂદ્ર, પુરુષ કે સ્ત્રી, એ સર્વે ભક્તિનદીના સર્વેને સ્વાગત આપતા ઓવારા ઉપર એકત્ર થઈ જળપાન કરવા લાગ્યા. જ્ઞાતિ જ્ઞાતિની ભૂમિઓ વચ્ચે આડા થઈ પડેલા ભેદના અખાતો ખસી જતાં એ ભૂમિઓ સંધાઈ ગઈ. ધાર્મિક સહિષ્ણુતાનો પ્રજામાં સત્કાર થયો અને મુસલમાન પારસી આદિ પરધર્મીઓ પણ દેશબંધુઓ ભેગા ભક્તિનદીના સહિયારા ઓવારે જળપાન કરવા આવ્યા. દયારામભાઈના ભક્તજીવને આપણને ઘણી વાની નાકમેર કરી બતાવી છે એ આપણે જોયું છે.

આપણા દેશની કહેવાતી પરસ્પર પ્રતિકૂળ કોમો એમના શ્રોતા મંડળમાં ભેગી થઈ છે. આર્યથી ઇતર કોમોની ભાષાને 'મ્લેચ્છ' 'યાવની' કહી એના ઉચ્ચાર માત્રથી 'ભંદ્રભદ્રો'ની માફક આપણા મહાકવિ ભડકયા નથી. મુસલમાન કોમને રૂચિકર થઇ પડે એવો કૃષ્ણનો ઇશ્ક એમણે એ કોમની મીઠી અને વિલાસીની ભાષામાં ગાયો છે. ગુજરાતીઓમાં ગઝલનું સાહિત્ય પ્રથમ એમણે જ હિન્દિદ્વારા દાખલ કર્યું છે. ભક્તોના જીવન કાર્ય આપણા સમગ્ર દેશને આમ ઉપકારક થયા છે, આપણી માતૃભાષાની ખીલવણી પણ આ ભક્તોને ઉપકારી છે. અને આપણે જોયું છે તેમ ગુજરાતી ભાષાના વિકાસક્રમમાં દયારામભાઇનો પણ નોંધો ને સંગીન હિસ્સો છે. ભક્તો આ પ્રમાણે પ્રભુ અને લોકોની વચ્ચે રહી લોક-કલ્યાણનો માર્ગ સરળ કરતા જાય છે. એ લોકોના સેવકો છે. લોકોના સેવકો મટી લોકોના શેઠ કે રાજ્યકર્તા થઇ જનાર સ્વાર્થી ભક્તો અધમ કોટિના છે. સનાતન સત્યોવાળા ધાર્મિક પ્રદેશોમાં બાઝી ગયેલાં જાળાં કુહાડી નાંખી સાફસુફ કરી નાંખ્યા વગર પોતાના જ નવીન પંથો કુહાડનાર ભક્તો પણ આવી અધમ કોટિના છે. વિચક્ષણ દયારામભાઇને આવી સર્વે સ્થિતિ સુગ્રાત હતી. અને આપણે જોયું છે તેમ એમણે સ્વાર્થ-કે સત્તાની જાળો પાથરવાના પ્રયાસો કર્યા નથી. તેમ નવીન પંથ કુહાડ-વાની વાતને પણ હસી કુહાડી છે. દયારામભાઇ એક ટેકીલા સાચા ભક્ત હતા. તુલસીદાસની રામભક્તિ જેવી એમની કૃષ્ણભક્તિ ટેકીલી ને જાજરમાન છે. વડોદરાના મોટા દક્ષિણી શ્રીમંત મૈરાળે એમને ગણુ-પતિનાં પદ જોડી આપવા વિજ્ઞપ્તિ કરી હતી. ટેકીલા ભક્તે તેની સાફ ના પાડી છે. દયારામભાઇ આમ એક આદર્શ ભક્ત થઇ ગયા અને લોકોમાં ભક્ત તરીકેની એમની નામના ચાલુ રહેવાની.

દયારામભાઇના ભક્તજીવનના વૃક્ષના ફળફૂલને આપણે એમનું

સાક્ષરજીવન કહીશું. પ્રાચીન ગુર્જર સાક્ષરોમાં એમનું સ્થાન અદ્વિતીય છે. સાક્ષરજીવનના એમના ચિરંજીવી અંશોવાળા લેખોની ખરી શક્તિ આપણે જોઇ છે. એમના વિશાળ વાંચનની, વાચનને પચાવવાની, પોતાનું કરી નવીન અને સુન્દર રીતે એને લેખનમાં ઉતારવાની એમની અમાપ શક્તિ પણ આપણે જોઈ છે. સાહિત્યવીરના અડગ જીવનવ્રત જેવું એમનું જીવનવ્રત એમણે અચૂક સંપૂર્ણતાથી પાળ્યું છે. ઉગ્ર જીવનવ્રતના પ્રતાપે કાવ્યદેવીની એમના ઉપર મહાકૃપા ઉતરે છે. રસિક કળાઓમાં પ્રમુખપદ ભોગવતી કાવ્યકળા એમની પોતાની સ્નેહભરી સહચારિણી થઇ રહી હતી. એમની ગરબીઓની વિરલ શ્રેષ્ઠતા માટે બે મત થયા નથી અને થશે પણ નહીં. સાંપ્રદાયિક સાહિત્યમાં જેઓ સર્વદેશીય સબળ અને સુન્દર સાહિત્યનું દર્શન કરી શકે છે ત્હેમને એમનું ગરબીથી ઇતર સાહિત્ય પણ સરખે અંશે શ્રેષ્ઠ લાગ્યું છે. દયારામભાઇ પ્રાચીન ગુજરાતના એક મહાન્ કવિ છે. આપણા વિદ્વાનોએ એમને અન્ય દેશના મહાકવિઓ સાથે સરખાવ્યા છે.× એમની કાવ્યફૂલવાડીમાં વિહરવા અનેક આકર્ષાયા છે અને આકર્ષાશે. એ ફૂલોની બારમાસી લીલીવાડીના રસમાળાને કોઇ એક કળાવિધાયક કવિ

× "સારી કવિતા લખે તે બધા કવિ" એવી વ્યાખ્યાનો સ્વીકાર કરીએ તો દયારામ બેશક ઉંચા વર્ગનો કવિ ગણી શકાય; પણ ત્હેના આન્તર જીવનની સર્વોપરિ પ્રવૃત્તિ અથવા ત્હેના હૃદયાન્તરના મૂળ પ્રવાહની સતતતાપરથી નિર્ણય કરીએ, તો તે કવિ નહીં પણ આશક ઉ–ભક્ત છે. આપણા સમકાલીન અને સુપ્રસિદ્ધ સ્વર્ગવાસી કલાપીના સંબંધમાં તે કવિ કે સ્નેહી એ ચર્ચા જુદા જુદા લેખકોએ જુદા જુદા દષ્ટિબિંદુથી ઘણીકવાર કરેલી છે. અને છતાં એનો નિર્ણય જાણે ઘણાને માટે હજી અપૂર્ણ રહેલો છે. કવિતા જેની આશક તે કવિ; કાલિદાસ, શેક્સપીઅર, શેલી; ટેનિસન, પ્રેમાનંદ અને દલપતરામ સુદ્ધાં, અલબત્ત

તરીકે, તો કોઇ સ્નેહી તરીકે યાદ રાખશે. ભક્તિરસમનાં રસિયાં ભક્તહૃદયો એમને મહાભક્ત તરીકે સંભાર્યા કરશે. ભાષાભક્તો એમની મીઠી મીઠી સંગીતભર્યા સુરવાળી ગુજરાતીમાં ભભકી ઉઠેની ભાષા વાંચી એમને જીવનભર ભૂલી શકશે નહી. એમની વાણીની મોંઘી મીરાશ રસિક ગુજ-

---

કવિ છે. કેમકે કવિતા એ ત્હેમની મનોરમા-પ્રિયતમા છે. ‘ કવિતા ’ એ કળાની દેવી છે, અને ત્હેની ખાતર તેઓ લગભગ બધું સમર્પણ કરવાને તૈયાર છે. નરસિંહ, મીરાં, દયારામ, કલાપી કે પ્રેમનું દર્દી કોઇપણ જીગર એ દેવીની ખાતર પોતે હૃદયથી સ્વીકારેલો પ્રેમજીવનનો ધર્મમાર્ગ એક તસુપણ, કદાપી છોડી શકે નહી. આવો મૂળતત્ત્વોનો તફાવત બહુ સ્પષ્ટ છે. ત્યારે દયારામ અને કલાપી પ્રભૃતિને કવિમાં ગણવાનો આગ્રહ શા માટે ? ત્હેમને કવિ નહીં પણ આશક઼ ગણવા એ સકારણ વાજબી લાગે છે. એમનાં હૃદયને, એમના જીવનને-ખુદ એમને કવિ કહેવાથી શું આપણે ગેરઇન્સાફ કરતા નથી ? જિગરના લોહીથી લખેલા એમના અસ્ખલિત હૃદયોદ્‌ગારમાં પાંડિત્યનું પ્રદર્શન નહી પણ સ્નેહનું સ્વાભાવિક દર્દ અને વિરહનું ક્રન્દન ખુદ્દનું છે. કળાના પૂજારીની પેઠે તે બહારથી નહીં પણ અંદરથી ( from within ) બોલનાર છે એ આપણે વિચારી શકીએ. કવિ પ્રકૃતિમા ખેલતું, પ્રકૃતિથી ખીલતું અને પ્રકૃતિને પોષતું પ્રાણી છે, આશક અથવા ભક્ત પ્રકૃતિને વશ વર્તનાર નહીં, પણ ત્હેને જીતવાને મથનાર ત્હેની સામે થનાર છે. મઝહબ્બગર અક્લ પરસ્તી એ કવિના અંતરંગમા પ્રધાન છે. ઇશ્ક પરસ્તી વગર આશકમાં બીજું તત્ત્વ વહેતુ નથી. છતાં કવિતાને આત્મજ્ઞાનના અર્થમાં જોઇએ તો પ્રેમભક્તિ ગાનાર હરેક આશક, કુદરતી આલંકારિક કળાવિધાયક કરતાં ઉચા દરજ્જાનો શાયર અને ઉમદા જિન્દગાનીનો આદમી (Nobler soul), છે. ( રા. સાગરકૃત ગુજરાતી ગઝલિસ્તાન. )

રાતીઓને સદા મુગ્ધ રાખ્યા કરશે. ગુજરાતી ભાષા, ગુજરાતી કવિતા અને ગુજરાતી સાહિત્ય દયારામભાઇની અમરતા પ્રાણ પેરે સદા સાચવી રાખશે. દયારામભાઇ એટલે ગુજરાતની કાવ્યદેવીના માનીતા મધુર કંઠાળા ગાયક અને ઉપાસક! દયારામભાઇ એટલે સંસાર જીવનનું તત્ત્વ શોધી આપનાર તત્ત્વજ્ઞાની! દયારામભાઇ એટલે શું નહીં?)

આખરે પણ દયારામભાઈની ખરી કિંમત ગુજરાતમાં–વિદ્વાનોમાં–સાહિત્ય રસિકોમાં અંકાતી જાય છે એ સુભાગ્યની વાત છે. અમદાવાદની "ગુજરાત વર્નાક્યુલર સોસાયટી" એ પોતાના "નગરશેઠ પ્રેમાભાઇ હૉલ" માં એ કવિવરની મોટા કદની સુંદર છબી બનાવીને મરહુમ દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઇ M. A. L L. B ના મુબારક હસ્તે ખુલ્લી મુકી છે. એ છબી ખુલ્લી મુકવાના કાર્યમાં કવિના ગુણલુબ્ધ રા. ભોળાનાથભાઇ બાપાલાલે ભગીરથ પ્રયત્ન કર્યો હતો અને કવિના નિંદકોને પરાસ્ત કરી તેમની છબી ખુલ્લી મુકાવવા સફળતા મેળવી હતી. કવિશ્રીના સ્મારક માટેની સભાઓમાં કવિના કાવ્યરસની મુક્ત કંઠે પ્રશંસા થાય છે. મહૂંમ નાગર કવિ હર્ષદરાયે એવી એક સભામાં કવિનાં વખાણ કરતાં હિંદીમાં કહ્યું હતું કે:—

छप्पो.

सरस सरल अरु शुद्ध, शांतिमद अति आल्हादक,
प्रफुलित चित हितकरन, प्रेममूर्ति प्रतिपादक;
सुभग अर्थ सब पूर्ण, उक्ति नायिका भेद वर,
कृष्णचरित गुनकथन, भक्तिमहिमा अरू नीतिवर;
पुनि विविध जगत व्यवहारको, हर्षद रस दर्शित कियो,
प्रिय दयाराम अस कविनको, धन्य धन्य जगमें जियो.

( सवैयो. )

कंजनते अति कोमलता, मृदु पुष्पनके मकरंद समाना,
शीतलता शत चंद समान, सुमिष्ट सुधा सम सत्व पिछाना;
गंग तरंग समान सुहर्षद, अंगहि अंग प्रमोद बढाना,
पेखहु एक दयो कवि काव्य सो, बांचतही इतने गुन माना.

( कवित. )

चाहे वनवासि हो उपासी हो निरासी जन,
प्रेमके पियासी चाहे, वेदको अभ्यासी हो;
कहे हरसिद्ध दुःखद्वंद्व अधिकासी जाको,
त्रिविधिको फासी चाहे, और उपहासी हो;
विषय विलासी हो, विलासी निष प्रासी कोउ,
ज्ञानहीन जंगलको, वासी चाहे खासी हो;
होवे अभिलासी, दयारामकी ल्वासी सून,
काव्य प्रमुदासी लगे, न कहु उदासी हो.

આમ દિવસે દિવસે કવિની કિંમત જનસમાજમાં અંકાતી જાય છે. કવિનાં ઉત્તમ ઉત્તમ કાવ્યો ધીરે ધીરે બહાર આવતાં જાય છે અને હવે વિદ્વાનો પણ તેના ઉપર વારી જવા લાગ્યા છે. કવિનાં કાવ્યોને માટે રા. જગજીવનદાસ દયાળજી મોદીના જ શબ્દોમાં કહીશું કે—

"દયારામભાઇનું ગમે તે કાવ્ય લઇએ અને તે જેટલીવાર વાંચીએ તેટલીવાર કંઇ કંઇ આનંદ થયા વગર રહેતો નથી. રસિક હૃદયને એમાંથી

રસાસ્વાદ મળ્યા જ કરે છે. શુષ્કતા કે જુગુપ્સા તો એમાં જણાતાં જ નથી. શબ્દમાધુર્ય અને પદલાલિત્ય તો કવિ દયારામભાઈનું જ એમ કહ્યા વગર ચાલે એમ નથી. જે માણસે શ્રદ્ધાપૂર્વક એક વખત દયારામભાઈના રસસ્રોતમાં અવગાહન કર્યું હશે, તેને પછી બીજી કાવ્યસરિતાનું સેવન કરવાની જરૂર પડે એમ નથી. ગુજરાતમાં રસની રેલછેલ ઉડાવનાર તો કવિ દયારામ જ. કવિ દયારામની કવિતામાં એક પણ શુષ્ક શબ્દ, એક પણ કર્ણકટુ શબ્દ, એક પણ નિરભિપ્રાય શબ્દ, એકપણ નિરર્થક શબ્દ કે એક પણ ફક્ત પાદપૂરણને માટે જ મૂકેલો શબ્દ માલમ પડશે નહિ. દયારામભાઈની વાણી નવરસવાહિની છે. પ્રથમ એમ જ કહેવામાં અને માનવામાં આવતું હતુ કે, દયારામભાઈએ ફક્ત શૃંગારજ લખ્યો છે અને તેથી દયારામ શૃંગારી એટલે અનીતિમાન કવિ છે. પરંતુ વખતના વહેવા સાથે દયારામભાઈનાં એક પછી એક નવાં નવાં કાવ્યો બહાર પડતાં ગયાં અને ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, દીનતા, આર્જવ વગેરેનાં કાવ્યો લોકોની દષ્ટિએ આવતાં ગયાં, તેમ તેમ લોકોની એ ભાવના બદલાતી ગઇ, અને બિચારા દયારામભાઇને છેલ કવિ ગણી કાઢેલો તે માન્યતા સુધરતી ગઇ. ખરેખરૂં તે દયારામભાઇ ઠરેલ, પ્રૌઢ અને વિદ્વાન કવિ છે, એમની ભાષા સંસ્કારી છે, પ્રયોગો વિદ્વત્તા ભરેલા છે, અને વિચારો ઉન્નત છે. દયારામભાઇ જે વિષય લે છે તેને સર્વાંશે પૂરેપૂરો ઇન્સાફ આપે છે. એમની વર્ણન શૈલી તાદશ ચિત્ર ખડું કરનારી છે, પ્રતિપાદન શક્તિ અલૌકિક છે, અને વિવિધદ્દષ્ટાંતોથી સિદ્ધાંતને સ્થાપિત કરવાની શક્તિ અદ્દભુત છે. એકને એક વાતને લંબાવવા છતાં તેમાં પિષ્ટપેષણ, પુનરુક્તિ કે શુષ્કતા જણાતાં નથી. એમની કોઇ પણ કવિતા તાણીતુશીને બેસાડેલી, શબ્દો શોધી શોધીને ગોઠવેલી, કે શબ્દાડંબરની અને વિ-

આવે એવી નથી દયારામભાઈની કવિતામા વિચારે ઉભરાઇ જાય છે અને શબ્દો તેની વાણીમા પ્રવેશ પામવાને અહમહમિકા કરી મૂકે છે. દયારામભાઇ તેમાથી ઉત્તમમા ઉત્તમ નંગો વીણી વીણીને ઉચકી લે છે. એમને શબ્દોની પસદગી કરવી પડતી નથી પણ સુંદર શબ્દો સુદર સ્થાને આપોઆપ ગોઠવાઇ જાય છે "

વાચક ! આવા દયારામભાઇ અને એમની કાવ્યવાણી ત્હારા અને ત્હારા ભાવિ ગુર્જર બધુઓના કેટલા બધા પૂજ્યભાવને પાત્ર રહેશે ? તુ પણ અમારી સાથે પૂજ્ય ભાવના સંગીતમાં લાગે પડતો સુર પૂરશે કે " ધન્ય હો ત્હમને ઓ રસસિદ્ધ કવિરાજ ! ધન્ય હો ત્હમને ઓ જીવન પર્યન્તના ભક્તિરસમા તલ્લીન રહેનાર ભકતરાજ ! ધન્ય હો ત્હમને ઓ જીવનતત્ત્વના ઉપદેશક તત્ત્વજ્ઞ ! અમારી ગરવી ગુર્જરભૂમિ ત્હમારી સદા ઋણી રહી ત્હમને ધન્યવાદ દેતી રહો ! પ્રાચીન અર્વાચીન કે થનાર અમારા કવિવરોમા ત્હમારૂં માનવતુ સ્થાન સદા તપતું રહો ! ત્હમને ફરી ફરી અનેક વાર નમન હો ! ત્હમારી દિવ્ય કવિતાદેવીના રસભર કાવ્યશબ્દો અમારી આગળ કોઇ અનંત મહાસગીત ગાયા કરો ! ગાયા કરો અને ત્હમારૂં અતૃપ્ત રાખનાર કાવ્યામૃત અમને પાયા કરો !

પ્રિય વાચક ! ગુણવંત ભક્ત કવિની ગુણગીતા ગાતા કોને તૃપ્તિ થઇ છે કે આપણને થાય ? શી રીતે ગુણવંતનો ઋણભાર આપણે ઓછો કરીશુ ? અનેક વાર નમન હો એ ગુણવંતને !



# कविकृत आशिर्वाद,

## राग रिकतो.

चिरजीओ सुखी रहो तुम सकल हरिजन, ॥
आनद मगल असड हरिमें रहोनी मन्न. ॥ चिर० ॥१॥
भक्ति प्रेम आसक्ति व्यसन श्रीव्रजेश, ॥
गुरु भगवदी भाव सदा दु ख कदा न लेश. ॥ चिर० ॥२॥
करम काल माया भय जनम मरन जाओ,
शुभ मति रहो सतत मन कुपथ कबु न धाओ॥चिर०॥३॥
सद्गुन सतसग सदा रहो पुरन काम, ॥
एही आशिस देत सदा **दास दयाराम**॥चिर० ॥४॥

---

# પરિશિષ્ટ ૧ લું.



## ભક્ત કવિશ્રી દયારામભાઇનું ગદ્ય લખાણ.

કવિશ્રીએ "શ્રી હરિહરાદિ સ્વરૂપ તારતમ્ય" નામે ગદ્યગ્રંથ પણ લખેલો છે. તેમાંથી થોડોક ઉતારો નીચે આપ્યો છે. તે તેમના વખતની ગદ્ય લેખન શૈલી જાણવાને માટે ભાષાશાસ્ત્રીઓને ઉપયોગી થઈ પડશે.

"શ્રી હરિ તો સરવેશ્વર છે. સર્વજ્ઞ છે. અવિસ્મય છે. પરિપૂર્ણ છે. સ્વયંભૂ છે. અનાદિ છે. સર્વના કર્તા મૂળ પુરુષ છે. સર્વના શાસ્તા છે. સૂર્યરૂપ છે. માયા કાળાતીત છે. આદિ પૂજ્ય છે. સર્વ પૂજ્ય છે. સર્વ શિરોમણિ છે. સર્વને શરણ આપવા યોગ્ય છે. અનંત કોટિ બ્રહ્માંડના નાયક છે. અદ્વિતીય છે. સર્વના સ્વામી છે સર્વના દુઃખભયભંજન છે સ્વયં પ્રકાશ છે. નિર્ભય છે. અદ્ભુત છે. અનુપમ છે જેની માયાએ સર્વને મોહ પમાડ્યું છે ને સર્વ વસ્તુ કીધી છે. તે માયાના કરતા પોતે છે ઇત્યાદિ અનેક લક્ષણના ભરેલા શ્રી હરિ છે. એ જે કહ્યા તે લક્ષણ શ્રી કૃષ્ણ અધિકારમણવિના ગેય શિવાદિકમાં નથી. ત્યારે બરોબર શી પેરે કહેવાય. તે જુઓ કે શ્રીહરિએ ધ્રુવાદિકને વરદાન આપ્યા છે. તે સદા સર્વદા નિત્ય છે. કોઇ થકી ભંજાય નહીં કોઇ થકી ઉચ્છેદ થાય નહીં. ને શિવજીનાં વરદાન આપ્યા સદા રહેતાં નથી ને જુઓ કે રાવણને, બાણાસુરને, ત્રિપુરાસુરને, ભસ્માંગદાદિકને આપ્યા તે ભગવાને છેદી નાખ્યા."

# પરિશિષ્ટ ૨ જું.

## દયારામભાઇનું વંશવૃક્ષ.

- રાઘવજી
  - ગોકળજી
    - નરભેરામ
      - આનંદરામ
        - વલ્લભરામ
          - લક્ષ્મીરામ
            - માધવરામ
              - ...
          - બાપુજી
            - લાભરામ
              - હિંમતલાલ
                - દીકરી–સુભદ્રા.
                - દીકરી–કમળા.
            - ગિરધરલાલ
              - દીકરી–કુંદન
              - દીકરી–ચની
        - પ્રભુરામ
          - દયારામ (૧૮૩૩)
          - ગંગાજી
    - ગોવિંદરામ
  - શંકરજી
    - ...

ટીપ–દયારામભાઇનાં માતા રાજકોર ઉર્ફે મહાલક્ષ્મી અને બાપુજીની માતા દેવબા એ બે સગી બ્હેનો.

# પરિશિષ્ટ ૩ જું.

—(૦)—

## દયારામભાઇના સદ્ગુરુ શ્રીવલ્લભલાલજી મહારાજનું વંશવૃક્ષ.

| આચાર્યના નામ | પ્રાકટ્ય |
|---|---|
| (૧) શ્રીમદ્વલ્લભાચાર્યજી (શ્રી આચાર્યજી મહાપ્રભુજી) | સંવત ૧૫૩૫ ચૈત્રવદી ૧૧ (વ્રજદેશના પુનમિયા માસપ્રમાણે) |
| (૨) શ્રીગોસાંઇજી (શ્રીવિઠ્ઠલેશાચાર્યજી) | સંવત ૧૫૭૨ માગસર વદી ૯ |
| (૩) ટિકાયત (તિલકાયત) શ્રીગિરિધરજી. | સંવત ૧૫૯૭ કાર્તિક સુદી ૧૨ |
| (૪) શ્રીદામોદરજી | સંવત ૧૬૩૨ શ્રાવણ સુદી ૧૫ |
| (૫) શ્રીવિઠ્ઠલરાયજી | સંવત ૧૬૫૭ શ્રાવણ સુદી ૧૪ |
| (૬) શ્રીવલ્લભજી | સંવત ૧૭૦૭ શ્રાવણ સુદી ૧૦ |
| (૭) શ્રીમુરલીધરજી | સંવત ૧૭૩૧ આષાઢ સુદી ૧૧ |
| (૮) શ્રીપુરુષોત્તમજી | સંવત ૧૭૫૨ કાર્તિક વદી ૬ |
| (૯) શ્રીવલ્લભલાલજી મહારાજ (દયારામભાઇના શ્રીમત્સદ્ગુરુ) | સંવત ૧૭૮૮ જ્યેષ્ટ સુદી ૪ |
| (૧૦) શ્રીવિઠ્ઠલરાયજી મહારાજ (ઉપનામ શ્રીબાવાજી) (ગાદીઉપર ગોદ લીધેલા) | |

# પરિશિષ્ટ ૪ થું.

---

## ભક્ત કવિશ્રી દયારામભાઈના જન્માક્ષર.

॥ श्रीगणेशायनम , ॥ सजयतिसिंधुरवदनो, देवोयत्पाद-पंकजस्मरण ॥ वासरमणिरिवतमसा राशिनाशयतुविघ्नानाम् ॥ १ ॥ स्वस्तिश्रीमन्नृपविक्रमार्क राज्यसमयातीत् सवत् १८३३ आषाढादि-संवत् १८३४ श्रीमन्नृपति शालिवाहन कृतशाके १६९९ प्रवर्तमान्ये नर्मदाया उत्तरभागे किलकनामसवत्सरे दक्षिणायनगते-श्रीसूर्ये उत्तरगोलावलंबिते श्रीगगनचक्रचूडामणौ शरदऋतौ शुभकारि भाद्रपदमासेशुभेश्रीघवल्पक्षे ११ घटि २०,५६ सह १२ जन्मतिथौ मदवासरे उत्तराषाढा घटि २०,१८ पर श्रवण जन्मनक्षत्रे शोभन घटि ६,३० पर अतिगज जन्मयोगे तात्कालिके ववकर्णे मकरराशिस्थितेचंद्रे कपियोनौ देवगणे वैश्यवर्ण मार्जारवर्गे अतनार्[illegible] स्थिते फणिराज अल्पमाग युजाया भूमिहसके श्रीकन्यासन्नाशिग-ताशा ० ग्वमादिपचागशुद्धावत्रदिनेश्रीसूर्योदयाद्गतघटिका ४१ पलानि ६२ समये वृषभलग्न वहमानाया अस्याशुभग्रह निरिक्षिते कल्याणनतिवेलाया श्रीवैष्ण वधर्मपरायण साठोदरानागर ग्रहस्थ विप्रजातौ अवटंक भट्ट प्रभुराम नरभेरामग्रहे-भार्योभयकुलशुद्धा सौ० राजकोरकस्य दक्षिणकुक्षे पुत्ररत्नमजीजनत-मकरराशौपरि-जन्मनाम परमातापित्रो उल्लापनेयथारुचिकर तेनदयारामइति श्रीमतानामाभिधान लोकव्यवहारेप्रसिद्धम्

॥ अथ श्रीमताजन्मलग्नमिदम् ॥ ॥ अथश्रीमता राशिचक्रमिदम् ॥





# પરિશિષ્ટ ૧ મું.



## દયારામભાઇના પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ ગ્રંથો અને લેખોની યાદી.

### અ

| | |
|---|---|
| અજામિલાખ્યાન | અન્યાશ્રયમર્દન |
| અકળચરિત્રચંદ્રિકા | અનુભવમંજરી અથવા આનંદમંજરી |
| અષ્ટ પટરાણી વિવાહ | અકળગત ( અકળકળા ) |
| અપરાધક્ષમાસ્તોત્ર | ઓખાહરણ |
| અનન્યચંદ્રિકા | અનન્યદ્રઢાશ્રય |
| અનુભવાનંદમાળા | એકાદશીની કથા |
| અક્ષરાતીત પુરૂષોત્તમ નિર્ણય. | અઘાસુરવધકાવ્ય |
| આનંદ લહરી | અક્ષરબ્રહ્મધામ નિર્ણય |
| અસમર્પિત વસ્તુની બાધકતા | અસમર્પિત ખાનપાનની બાધકતા |

### ઇ

| | |
|---|---|
| ઇશ્વરનિરીક્ષણ | ઇશ્વરતાપ્રતિપાદક |

### ઉ

| | |
|---|---|
| ઉત્તરાર્દ્ધપરીક્ષા પ્રદીપ | ઉર્ધ્વપુંડ્ર તિલકમુદ્રાપ્રતિપાદન |

### ક

| | |
|---|---|
| કલેશકુઠાર (હિંદી) | કાળજ્ઞાન સારાંશ |
| કૌતુકરત્નાવલિ (હિંદી) | કમળલીલા |
| કૃપાઆસુ | શ્રીકૃષ્ણ બાળચરિત્ર |

| | |
|---|---|
| કઠિન કાવ્યાર્થ દીપિકા | શ્રીકૃષ્ણ ઉપવીત |
| શ્રીકૃષ્ણજન્મખંડ | શ્રીકૃષ્ણનામ ચંદ્રકળા |
| શ્રીકૃષ્ણરમાનુભવ | શ્રીકૃષ્ણનામાવળી |
| શ્રીકૃષ્ણનામચિંતામણિ | શ્રીકૃષ્ણસ્તવનચંદ્રિકા. |
| શ્રીકૃષ્ણનામામૃતધારા. | શ્રીકૃષ્ણસ્તવનમાધુરી. |
| શ્રીકૃષ્ણનામચંદ્રકળા ( હિંદી ) | શ્રીકૃષ્ણનામામૃતધ્વનિ લઘુ ( હિંદી ) |
| શ્રીકૃષ્ણનામામૃત બૃહત ( હિંદી ) | શ્રીકૃષ્ણનામચંદ્રિકા ( હિંદી ) |
| શ્રીકૃષ્ણનામરત્નમાલિકા ( હિંદી ) | શ્રીકૃષ્ણનામમાહાત્મ્યમાર્તંડ (હિંદી) |
| શ્રીકૃષ્ણનામરત્નાષ્ટક ( સંસ્કૃત ) | શ્રીકૃષ્ણનામરત્નાવલી (સંસ્કૃત ), |
| શ્રીકૃષ્ણનામમાહાત્મ્ય મંજરી | શ્રીકૃષ્ણનામામૃત ધ્વનિઓ બૃહત |
| શ્રીકૃષ્ણકીર્તનપીયુષલહરી | શ્રીકૃષ્ણનામામૃત |
| શ્રીકૃષ્ણસ્તવન પિયુષ (હિંદી) | શ્રીકૃષ્ણનામમાહાત્મ્ય સંશય છેદક(હિંદી) |
| શ્રીકૃષ્ણભક્ત ચરિત ચંદ્રિકા (હિંદી) | શ્રીકૃષ્ણનખશીખ સ્વરૂપ,સ્તવન માધુરી |
| શ્રીકૃષ્ણનામ પ્રભાવ બત્રીસી | શ્રીકૃષ્ણસર્વસ્વ ધન ધવલ |
| શ્રીકૃષ્ણનામ માહાત્મ્ય માધુરી | શ્રીકૃષ્ણસ્તવનામૃત (હિંદી) |
| શ્રીકૃષ્ણસ્તવન મંજરી | શ્રીકૃષ્ણઅષ્ટોતર શતનામ ચિંતામણિ |
| શ્રીકૃષ્ણસ્વરૂપ સ્તવન માધુરી | શ્રીકૃષ્ણદિવ્ય સહસ્ત્રનામ |
| કુંવરબાઇનું મોસાળું | |

ગ

| | |
|---|---|
| શ્રી ગીતા માહાત્મ્ય | શ્રી ગુરૂદેવ ચંદ્રિકા |
| શ્રી ગીતા તાત્પર્ય | શ્રી ગુરૂ પ્રભાવચંદ્રિકા |
| ગુરૂ શિષ્યસંવાદ | ગુરૂ પૂર્વાર્ધ બહુ શિષ્ય ઉત્તરાર્ધ (હિંદી) |
| શ્રી ગોપીજન અષ્ટોતર શતનામ | શ્રી ગુરૂપ્રતાપ ચંદ્રિકા |

ચ

| | |
|---|---|
| ચિંતાચૂર્ણિકા | ચાતુર ચિત્તવિલાસ |

ત

| | |
|---|---|
| તિલકનિર્ણય | તુલસીની પ્રમાદીમાળા નિર્ણય. |

દ

| | |
|---|---|
| દશમ લીલા | દ્રૌપદીનો ધાવો (મરાઠી) |
| દ્વિદલાત્મક સાર રહસ્ય. | દશમસ્કંધની અનુક્રમણિકા |
| દશમ લીલાની અનુક્રમણિકા | દુઃસંગ બાધક દીપક |
| દ્વાશ્રય ગ્રંથ | |

ધ

| | |
|---|---|
| ધર્મી સિદ્ધાંત | ધર્મનું સૂક્ષ્મ સ્વરૂપ |

ન

| | |
|---|---|
| શ્રી નાથજીનું વર્ણન | નૃસિંહ મહેતાની હુંડી (મરાઠી) |
| નૃસિંહ મહેતાની હારમાળા | નામામૃતધારા |
| નામચિંતામણિ (હિંદી) | નામમહિમા |
| નામપ્રભાવ બત્રીસી | નામમાહાત્મ્ય |
| નવનીત લીલા | નાગ્નજતી વિવાહ |

પ

| | |
|---|---|
| પ્રેમરસગીતા | પ્રબોધબાવની |
| પ્રશ્નોત્તર માળા | પુષ્ટિપથ રહસ્ય |
| પરીક્ષા પ્રદીપ | પિંગળસાર (હિંદી) |
| પુષ્ટિપથ સાર મણીદામ (હિંદી) | પુષ્ટિભક્ત રૂપ માલિકા |
| પત્રલીલા | પ્રમેય પંચાંગ |

આસ્તાવિક પીયુષ ચંદ્રિકા (હિંદી)
પરમાનંદાલય
પુષ્ટિમાર્ગની દુર્લભતા
પ્રેમપ્રશંસા
પુષ્ટિમંત્રાર્થ રહસ્ય
પુષ્ટિભક્તિ ભક્ત વત્સલતા
પ્રશ્નોત્તર માલિકા બૃહત્ ભાગ૧-૧૬ (ગદ્યગ્રંથ)
પ્રમેય પચાંગ તથા સ્વાંતઃકરણ-. સમાધાન. (હિન્દી)
પુરૂષોત્તમ પંચાંગ.
શ્રી પુરૂષોત્તમ મેવામાર પ્રબોધ
શ્રી પુરૂષોત્તમ પુષ્ટનામ
શ્રી પુરૂષોત્તમ માહાત્મ્ય (પુરૂષોતમ માસની કથા)
પ્રસ્તાર્ય ચંદ્રિકા (હિંદી)
પ્રકટોપાસના પ્રબોધ
પુરૂષોત્તમ પ્રભાવચંદ્રિકા
પુષ્ટિસમાજ કલ્પદ્રુમ ચિંતામણિ
પ્રશ્નોત્તર માલિકા લઘુ
પ્રમેય પંચાંગ ગ્રંથ (હિંદી)
પ્રશ્નોત્તર વિચાર (ગદ્યગ્રથ)
પ્રગટોપાસના ભક્તિ.
પ્રશ્નોત્તરી
પ્રશ્નોત્તર સંગ્રહ
પ્રમાણસાહિત્ય રત્નાકર
પુરૂષોત્તમ અષ્ટોત્તર શતનામ
પ્રમેય પંસાવની પૂરવણીસહ સ્વાંતઃકરણ સમાધાન.

## ફ

ફલાત્મક ભક્તિ.

## બ

બ્રાહ્મણ ભક્ત વિવાદ નાટક
બોડાણાનું આખ્યાન
બાનાધારી અંતર્નિષ્ટ સંવાદ

## ભ

ભગવદ્ગીતા માહાત્મ્ય (પદ્મપુરાણોક્ત)
ભગવદ્ગીતા માહાત્મ્ય ગદ્યમાં
ભગવદ્ગીતા માહાત્મ્ય વારાહ પુરાણોક્ત

ભક્તિદદાર્વ
ભગવદ્ ભક્તોત્કર્ષતા હિંદી
ભગવદ્ભક્તોત્કર્ષતા.
ભક્તિવિધાનગ્રંથ (હિન્દી)
ભ્રાન્તિભંજન
શ્રીભાગવતાનુક્રમણિકા (હિંદી)
ભક્તિસિંધુ
ભક્તિ સુધાતરંગિણી
ભક્તામૃતસિંચની
ભક્તમાહાત્મ્ય
ભગવત્પ્રસાદપ્રભાવ
ભગવદ્ગીતા પદ્યબદ્ધ
ભક્તિજીવન
ભાગવત નિર્ણય દીપિકા
ભગવદ્ભક્તોત્કર્ષતા (હિંદી)
ભક્તિપોષણ
ભક્તાધીનતા
ભક્તવેષ
શ્રીભગવન્નામ માહાત્મ્ય (હિન્દી)
શ્રીમદ્ભાગવત સંપૂર્ણ પદ્યમાં
ભક્તાનંદમાળા
ભક્તિપ્રકાશ
ભક્તિપ્રગણસિદ્ધિસાર
ભગવત્ ઉત્કર્ષતા
શ્રીભાગવત માહાત્મ્ય (હિંદી)
ભગવન્નામ મહામંત્ર
ભક્તિપ્રકાશ કલ્પદ્રુમ
ભાગવતાનુક્રમણિકા સાર

## મ

મનમતિસંવાદ નાટક
માયામતખંડન તથા શુદ્ધાદ્વૈત પ્રતિપાદન (હિંદી)
મંગળાનંદ માળા (હિંદી)
મનશુદ્ધિસુમંગ સંવાદ.
મંગળરૂપ વર્ણન
માળાતિલકમુદ્રાદિ વિધાનચંદ્રિકા
મોહમર્દન
મુરલીલીલા
માનસિક સેવાસિદ્ધાંત
મૂર્ખ લક્ષણાવલિ
માનલીલા
મંગળ ગોકુળલીલા વર્ણન
શ્રીમદ્વલ્લભ વિઠ્ઠલ મંગળ ચરિત્ર

## ર

રાસ પંચાધ્યાયી
રસિકરંજન (હિંદી)

# પરિશિષ્ટ ૬ ઠું.

## કવિશ્રી દયારામભાઇ અને વ્યાસ માધવરામનો પત્રવ્યવહાર.

### કવિ ઉપર અમદાવાદના વ્યાસ માધવરામે લખેલો પત્ર.

સ્વસ્ત શ્રી પુરી દર્ભાવતી રે લોન
રેવા સ્નાન જતા માર્ગ માહે આવતી રે લોન
ત્યાંહા વાસ વસે વૈષ્ણવ શિરોમણી રે લોન
કૃપાપાત્ર પુષ્ટિદાન શિર વલ્લભ ધણી રે લોન
કાવ્ય ગ્રંથ શાસ્ત્રાદને જાણે ઘણુ રે લોન
ચતુરશિરામણી સત્સંગ મૂકે નહિ ક્ષણુ રે લોન
એતન મારગ ગ્રંથમા વિખ્યાત છો રે લોલ
કૃષ્ણ સેવા મમના નાખ્યાત છો રે લોલ
જુગલ સ્વરૂપ કીદાસ ત તમો છો મની રે લોન
પ્રીતમ પ્યારી, બીજુ ગમતુ નહિ રે લોન
દયારામ અભિધાનને હુ લખુ રે લોલ
વસુ વેગળો પણ હુ તમો વખુ રે લોલ
નગર રાજને લૌકિક વાસ છુ રે લોન.
માધવ અભિધાન તમારો દાસ છુ રે લોલ
નામધારી જદુનાથજીને વર્ણ છુ રે લોન.
દેહ યોગે શ્રી વિપ્રની વર્ણ છુ રે લોલ
ભગવત સ્મરણ માઉ અંગીકૃત કરો રે લોન
દૃષ્ટિ દોષ હોય તે મનમા ના ધરો રે લોન.

સમાચાર એક માહરો જાણજો રે લોલ
વિયોગી વિને મન આણજો રે લોલ.
સર્વ- બોને તેહેનુ દુખ મા આણીયે રે લોલ.

છો પરમાર્થી તે મુક્તાને તાણીયે રે લોલ.
મહારુ મન હાવે હાથ ક્યારે આવશે રે લોલ ?
તમ સરખા વિના બીજો તે કોણ લાવશે રે લોલ ?
માટે કાગળ લખીને કરુ હુ વિનંતી રે લોલ
મન નાખ્યાનુ સામર્થ્ય મુજમા નથી રે લોલ
કહેશો સાધન કરો, લખ્યા છે જે વેદમા રે લોલ

તે તો કઠણ પડયુ સમજ્યા નહિ ભેદમા રે લોલ
ધર્મ શાસ્ત્ર તણો વિવેક તો રહેતો નથી રે લોલ.
ન્યાયશાસ્ત્ર આદે ગ્રંથ તો જોવા કથી રે લોલ

બ્રહ્મજ્ઞાનનો તો પાર નથી આવતો રે લોલ
જ્ઞાની હશે ખરા, પણ મે નથી ભાવતો રે લોલ,
કહેશો સેવા કરો ગુરુના ઉપદેશથી રે લોલ
તે તો સાધ્ય કૃપાને શુ થાય વેશથી રે લોલ ?
કહેશો મંત્ર જપો આરે એ ટાહરો રે લોલ

હરિ સાન્નિધ્ય જના ઉપાય છે ખરો રે લોલ
એટેલુ જાણીને તે હુ ઉભો જપુ રે લોલ.
પણ મન તરે વિષયથી તેમા હુ તપુ રે લોલ.
એહેનુ સાધન ઉપાય કાઇ દાખીયે રે લોલ.
રક રકંકે કરુણા હૃદય લાવીયે રે લોલ.
હજુ સ દેહ એક ગયો કે વળી રે લોલ

ભગવદમાયા સદુથી હો વળી નથી રે લોલ ?
કે માહારો સુરભાગ એહેવો હશે રે લોલ ?
કે સાચ કરી ધર્મ વહાલો જગે રે લોલ ?

નામ પ્રતાપ નથી જણાતો કરો રે લોલ.
કે હજુ મારા મનમા નથી વસ્યો રે લોલ.
નામ જપે છે જગત સર્વ સગી રે લોલ

# પરિશિષ્ટ ૬ ઠું.

## કવિશ્રી દયારામભાઇ અને વ્યાસ માધવરામનો પત્રવ્યવહાર.

### કવિ ઉપર અમદાવાદના વ્યાસ માધવરામે લખેલો પત્ર.

—:✿:—

સ્વસ્ત શ્રી પુરી ડભાનની રે લોલ.
રેવા સ્નાન જતા માર્ગ માંહે આવતી રે લોલ.
ત્યાહાં વાસ વસે વૈષ્ણવ શિરોમણી રે લોલ.
કૃપાપાત્ર પુષ્ટિદાન ગિર વલ્લભ ધણી રે લોલ.
કાવ્ય ગ્રંથ શાસ્ત્રનાદને જાણો ઘણું રે લોલ.
ચતુરશિરોમણી સતસંગ મુકે નહિ ક્ષણું રે લોલ.
એતંન મારગ ગ્રંથમાં વિખ્યાત છો રે લોલ.
કૃષ્ણ સેવા મર્મના આખ્યાત છો રે લોલ.
જુગલ સ્વરૂપ ક્રીડાસકત તમો છો સહી રે લોલ
પ્રીતમ પ્યારી, બીજું ગમતું નહિ રે લોલ.
દયારામ અભિધાનને હું લખું રે લોલ.
વસું વેગળો પણ છું તમો વખુ રે લોલ.
નગર રાજને લૌકિક વામ છુ રે લોલ.
માધવ અભિધાન તમારો દાસ છું રે લોલ.
નામધારી જદુનાથજીને શર્ણ છુ રે લોલ.
દેહ યોગે કરી વિપ્રની વર્ણ છુ રે લોલ.
ભગવત સ્મરણ મારૂં અંગીકૃત કરો રે લોલ.
દૈહિક દોષ હોય તે મનમાં ના ધરો રે લોલ.

સમાચાર એક માહરો જાણજે રે લોન
વિચારી વિવેક મન આણજે રે લોન
આનંદ બોલે તેહેનું દુ ખ મા આણીયે રે લોલ.

છો પરમાર્થી તે બુદ્ધતાને તાણીયે રે લોલ.
મહા, મન હાવે હાથ આવે આવશે રે લોલ?
તમે સરખા વિના બીજો તે કોણ લાવશે રે લોન?

માટે કાગળ લખીને કરૂ છુ વિનતી રે લોન
મન વાળ્યાનુ સામર્થ્ય મુમા નથી રે લોન
કહેશો સાધન કરો, લખ્યા છે જે વેદમા રે લોલ

તે તો કઠણ પડયુ સમજાય નહિ ભેદમા રે લોન
ધર્મ શાસ્ત્ર તણો વિવેક તો રહેનો નથી રે લોન.
ન્યાયશાસ્ત્ર આદે ગ્રંથ તો જોયા કથી રે લોન

બ્રહ્મજ્ઞાનનો તો પાર નથી આવતો રે લોન.
જ્ઞાની હશે ખરા, પણ કો નથી લાવતો રે લોન,
કહેો સેના કરો ગુરૂના ઉપદેશથી ર લોન
તે તો સાધ્ય રૂપાને શુ થાય વેશથી રે લોન?
કહેશો મન જપો આદે અષ્ટાક્ષરો રે લોન

હરિ માન્નિ ર જવા ઉપાય છે ખરો રે લોલ
એહેવુ જાણીને તે હુ ઉભો જપુ ર લોન
પણ મન તપે વિષયથી તેમા હુ તપુ રે લોન.
એહેનુ સાધન ઉપાય કાઇ જાણીયે રે લોન
ર - ર-દે કરૂણા હૃદય લાવીને રે લોન - - -
હજુ સ દેહ એક રહ્યો છે વળી રે લોલ

ભગવદમાયા સઉથી હો વળી વળી રે નાન?
કે માહારો સરકાર એહેવો હો રે લોન?
કે મગ કી ધર્મ વળી જાગે રે લોલ?

નામ પ્રતાપ નથી જણાતો કરશે રે લોલ.
કે હજુ મારા મનમા નથી વસ્યો રે લોન.
નામ જપે છે જગત સર્વ મળી રે લોલ

વૈષ્ણવ જાત્યમાં તો વર્ણ સહુકો ભળી રે લોલ.
તેમાં ફારફેર કાંઇ જડતો નથી રે લોલ.
આપણા જોયામાં કોઇ પાર પડતો નથી રે લોલ.

જુઓ આગે અજામેલ નામે ઓધર્યો રે લોલ.
પાપ પર્વત તે એક નામે જર્યો રે લોલ.
અરધે નામે તરી ગઇ ગણિકા રે લોલ.

હરિનામ હુતાશનકણિકા રે લોલ.
આધુનિક કાળમાં હું એહેવું ચાહું છું રે લોલ.
મારા મંનને ધીરજ આપી વાહું છું રે લોલ.

સાધન સાધ્ય હોય તો કૃતિ અવધિ લખો રે લોલ.
કૃપા સાધ્ય હોય તો કરાવો શંકા રે લોલ.
કૃતિ સાધ્ય વાત લખીને જ તાવીયે રે લોલ.

કૃપા સાધ્ય હોય તો કૃપાથી ચેનાવીયે રે લોલ.
ભૂતળ કહેવાનું સ્થાનક એક છો તમો રે લોલ.
માટે બાળક બુધ્યે બરબડી લખું અમો રે લોલ.

બરબડાટ સમજનાર તમો છો ખરા રે લોલ:
બીજા હશે પણ મહુ માયાને વર્યા રે લોલ.
જ્ઞાન સહિત કપટ રહિત મૂર્તિ પારખી રે લોલ.

એહેવો નિશ્ચે કરી દાસે વિનતી લખી રે લોલ.
મારે અંતર નિશ્ચે જે અમથી સધે રે લોલ.
શ્રુતિ સ્મૃતિ જોઇ-કર્યો હોયે રૂદે રે લોલ.
બઈ પાળીને તે દાસને ફરમાવીયે રે લોલ.

દોષ જોયા હોય તોય સમાવીયે રે લોલ.
છો હરિજન હરિ સનમુખ વર્જ્યા રે લોલ.
માટે શીખવો હરિ વશ થાય તે કળા રે લોલ.
સંત તરૂવરની રીત્ય તમો ગાઇ છે રે લોલ.
તેજ રીત્ય તમો પણ સાહી છે રે લોલ.

માટે કરગરીને કેટલુંક વર્ણવું રે લોલ.
હું ચાતક ને તમો અરણુ રે લોલ.
માટે શીઘ્ર જવાપ પાછો વાળજો રે લોલ.
તંનના તાપ માહારા ટાળજો રે લોલ.
તમો લખનાં વાર રખે કરો રે લોલ.
તમારૂં હસુ ને અમરિ મરો રે લોલ.
એ વાતમાં તો પુન્ય થાશે ખરૂં રે લોલ.
માહારૂં સામર્થ્ય નથી જે ઉપમા ધરૂં રે લોલ.
શેષ શારદાને શંકર જાણે નહી રે લોલ.
જીવ શંકા કરે તેહ કો માને નહી રે લોલ
અવસર જાય છે તે ફરી નથી આવતો રે લોલ.
લક્ષ ચોરાસીમાં નથી ફાવતો રે લોલ.
માટે યત્ન કરી જતન કરાવજો રે લોલ.
સુના હૃદેહમા હરિ પધરાવજો રે લોલ.
એ પાડ ગોસ્વામી ભૂલશે નહીં રે લોલ.
તમારી વાણી વડે જીવ તરશે કંઇ રે લોલ.
ભક્ત દેહ ધરે છે પર ઉપગારને રે લોલ.
પશુવત હોય તેહેને કરે પારને રે લોલ.
હરિદિન માસ કૃષ્ણપક્ષની તિથિ રે લોલ.
ઋષિ ગણુના ગુરૂવારે વિનતી કથી રે લોલ.

## કવિએ લખેલો ઉત્તર

સ્વસ્ત શ્રી સુભગ સ્થાન ગજનમ છે રે લોલ
ત્યાંહાં શ્રી નટવરજી આર ત્યાંહીં સગમ છે રે લોલ,
મ ધવરામ વ્યાસ તે સ્થળે નિવાસ છે રે લોલ .

તથા કૃપા વિના સાધન સહુ જાણજે રે લોલ.
કૃષ્ણ કૃપા યુકત સફલતા પ્રમાણજો રે લોલ.
સૌભરી મથ્યા; ન આવ્યું મન હાથમાં રે લોલ.
મચ્છ સંગ જોઇ ચલ્યા લખ્યું ગાથમાં રે લોલ.
પાચી રતી મોહની વિધિ ચળ્યા નહી રે લોલ.
પુત્રી પૂંઠ ધાયા વિકલ થઇ ખસ્યા તહીં રે લોલ.
ઉચિત હતું તે તજ્યું અનુચિત કર્યું રે લોલ.
અનુમાન કરી જુઓ અજીત મન શ્યું રે લોલ.
શંકર ઇંદ્ર ચંદ્ર નારદ પરાશર ઋષિ રે લોલ.
ઇત્યાદિ મોહોટા સમર્થ; બાજી કરી રે લોલ ?
તદપિ મન વશ્ય રહ્યું નથી વિચારજો લોલ.
જેહેને થયું તેહેને કૃપાબળ ધારજો લોલ.
કેહેશો કૃપા વડે સીધી સર્વ કહી કથી લોલ.
કૃપા સરલ છે શું ? મોહોટાને મળતી નથી લોલ.
તે પણ વાત સત્ય, દુર્લભ તો છે ઘણી રે લોલ.
તેહેનો એક છે ઉપાય જો આવે બણી રે લોલ.
સાચી દીનતા વડે સિદ્ધ શ્રી હરિ રે લોલ.
અવર કરયાથી નહી જ. માનજો ખરી રે લોલ.
ગોપી જનની કથા સુણીને સંદેહ ટળ્યા રે લોલ.
અભિમાનથી વિયોગ કે નથી મળ્યા રે લોલ.
દૈન્ય આવ્યે સદ્ય પ્રભુની કૃપા લહે રે લોલ.
કૃષ્ણકૃપા થતાં તુચ્છ કસ્યું ના રહે રે લોલ.
કેહેશો દીનતા આવ્યાનો પણ ઉપાય શો રે લોલ.
સતસંગ કર્યે દીનતાને પામશો રે લોલ.
કહેશો સતસંગ પણ કયાથી કહાડીયે રે લોલ.

તેહેનો પણ ઉપાય સરસ છે દેખાડીયે રે લોલ.
કૃષ્ણ નામ જ સતસંગ કલીને વિષે રે લોલ.
એ વિના સદોષ કર્મ કર્યાં દીસે રે લોલ.
જ્ઞાન કઠિણ, સમંગ્રણ સાધન રચ્યું રે લોલ.
એ માંન વીધનભર્યું ન્યાય ગુણાકરે લહ્યું રે લોલ.
એક કાળે શિવ આરાધકને હોય છે રે લોલ.
તદપિ સ્વરૂપાનંદ છે ને દ્વૈત ખોય છે રે લોલ.
કૃષ્ણસેવા તો ફળ છે સર્વ તણું રે લોલ.
ગુરૂકૃપાબળે બણે કરણ તો ઘણું રે લોલ.
પંચ વર્ણ તથા અષ્ટ સકળ સાર છે રે લોલ.
ભટકતે મને પણ જપતાં બેડો પાર છે રે લોલ.
ચિત્ત ભટકતુ ને ભોજન જે કીજીયે લોલ.
સ્વાદ છોછો, તદપિ ઉદર ભરી લીજીયે રે લોલ.
મન થિર થવા શોચ રખે રાખના રે લોલ.
સદા કાળ રહેજો કૃષ્ણનામ ભાખતા રે લોલ.
કૃષ્ણ જપતાં મન એની મેળે લાગશે રે લોલ.
કદે શુધ થતાં હરિ ઉર પધારશે રે લોલ.
નામે કરે શુચિ થશે સ્વલ્પ કાળમાં રે લોલ.
વાસના બળેથી કરજો મન ગોપાળમાં રે લોલ.
કર્મકાળાદિ બળ પ્રપન્ન પર નથી રે લોલ.
સર્વ ઇચ્છા હરિનામને કહું કથી રે લોલ.
સંસ્કારતું કથન ઇંહાં છે કશું રે લોલ ?
ગુરૂ દ્વારા શર્ણું મલ્યું, કૃષ્ણે મન વસ્યું રે લોલ.
સંસ્કાર કરયો હતો મવમામને રે લોલ ?
શર્ણમાત્રે આપ તુલ્ય કર્યો દામને રે લોલ.

વિધિ ને નિષેધ અડે યુગ્મ સૃષ્ટિને રે લોલ
પુષ્ટિસૃષ્ટિ ચાહે કૃષ્ણકૃપાદષ્ટિને રે લોલ.
દુરાચારી અતિશે તદપિ ધંન છે રે લોલ.
જો છે એક કૃષ્ણ ટેક જન અનન્ય છે રે લોલ.
સર્વ સાધન સૌ ધર્મથી સમર્થ છે રે લોલ.
કૃષ્ણ વિમુખ છતાં સકળ યત્ન વ્યર્થ છે રે લોલ.
ચમત્કાર જોવા ઇચ્છો છો નામના રે લોલ.
એ વિચાર પુષ્ટિમષ્ટિને ન કામના રે લોલ.
અવિશ્વાસ અખિલ બાધ તણું રૂપ છે રે લોલ.
શુદ્ધ પ્રતીતિ આવી તે ફળસ્વરૂપ છે રે લોલ
ઇંદ્રજીતનું બ્રહ્માસ્ત્ર વ્યર્થ થઇ ગયુ રે લોલ.
નીર સ્વાતી વિશ્વાસે ચાતકે લયું રે લોલ.
વળી સર્વનો સિદ્ધાંત થોડામાં કહુ રે લોલ
ગુરૂ ગ્રંથાદિક દ્વારા જે હુ લહું રે લોલ
અનન્યપતિવ્રતધર્મ સાર સર્વનો રે લોલ,
ભક્તદ્રોહ અન્યાશ્રય, અભાવ ગર્વનો રે લોલ,
હરિગુરૂ સંત એકતા,-આધીનતા રે લોલ.
સર્વદેહી ઉપર દયા સહીત દીનતા રે લોલ,
અનાયાસ લાભથી સંતોષ રાખવો રે લોલ,
વૈષ્ણવ ધર્મ લોભ સારૂ ક્યહું ન દાખવો રે લોલ,
દુષ્ટ સંગ થકી સર્પ તુલ્ય નાસવું રે લોલ,
એક કૃષ્ણ વિના ફળમતિથી ત્રાસવું રે લોલ,
એ પ્રમાણે શિક્ષા આચરણમાં આવશે રે લોલ,
**દયાપ્રિતમ કૃષ્ણ નિજ નિકટ બોલાવશે રે લોલ.**

એમા લેખક પત્ર લખ્યા સાલ વિ સં. ૧૮૮૬ ચૈત્ર વદ ૭ ભાનુવાર આપી છે.

---

# પરિશિષ્ટ ૭ મું.

— ० —

## કવિશ્રી દયારામભાઇનું મૃત્યુપત્ર.

### શ્રીમદનમોહનો જયતી.

ની વૈષ્ણવ ભટ દયારામ પ્રભુરામ જત અમારૂ જે ભનીત છે તેને બેટ ભાટ તથા પરચના નાવરવાની વીગત અમોએ આંન હોશ ગાગીથી કરી છે તેની વિગત

ઉ

શ્રી બેટ — આનુ.

૫૦] શ્રીનાથજીની ભેટના

૧૫૦] અમારા ગુરુ શ્રીવલ્લભજી મહારાજની ગાદીએ શ્રી ગ્રીકમગએજી મહારાજ.

૮૦] શ્રી મદનમોહનજી ગેવ તેને

| | |
|---|---|
| ૫૦] વેનડા | ૧૨] ડબોહના ચોસાના લાગાના. |
| ૧૩] સામગ્રીના ગેકડા | ૫] અમાના પસાએતાના દાબના રૂ. ૧૧. |
| ૬૩] | ૧૭] |

૮૦]

આભુષણ તથા વાસણ સુધા

૧૨] સમરપણીના મડાણના

૨૫] બાઇ રતને માહારૂ ામકાજ કરૂ ને ચાકરી કરી તેને.

૨૦૧] અમારી ઉતરક્રીયાના ગારમા, મરગ્મી, મનછરી, પજેતના તથા શ્રાધ તથા મનછરી સુધાંના ચાડાદમા અમારા થોકમા માધવ છે તે તથા બાપુ મે જણ મલીને કરે ને અમે જે થોકમા છીએ તે થોકમા ક્રીયા કરે નાડા ડુલેર સુધા એ રૂપૈયા રૂ ૨૦૧] છેન્તે રે ણુરને હાથે ખરચાએ તેની વીગત.

૧ ભાઇ રણછોડભાઇ વૈશ્નવ નવાડી ગજાગામ સુત.

૧ મેતા શ્રીકમદાસ હરકેનદાસ

૧ વૈષ્ણવ સુંદરભાઈ માગભેત કોપન્થ
૧ કંસારા ભુખણદાસ હરખજી.
૧ પરી ,દામોદર ભગતીદાસ.
૧ મેતા સુરેંદરરામ રઘનાથદાસ.

શ્રી મદન મોહનજી વૈષ્ણવ જમનાબાઈને સાથે પધરાવ્યા છે તે વના આભુષણ તથા વાસણની વીગત.

| | |
|---|---|
| ૧ હેમનો ગળસુવો ૧ રૂ ૧૧) નો આશરે | ૧ કટારી ૧ હેમના મણકાની. |
| ૧ વેણુજી ૧ રૂપાની | ૧ કટોરી ૧ રૂપાની કીંમત રૂ. ૮ ) ની. |
| ૨ ત્રાંબાનું બેડું ૧ | ૧ ત્રાંબાની થાળી ૧. |
| ૩ ત્રાંબાની લોટી ૩. | ૧ ત્રભાણી ૧. |
| ૧ ત્રાંબાની ઝારી ૧. | ૧ ચદનહાર ૧ હેમનો |
| ૧ કટી મેખલા ૧ હેમની. | ૧ મોતીની માળા ૧ એ સરી કીંમત રૂ. ૬). |
| ૧ રૂપાની ઝારી ૧ કીંમત ૭ રૂ. ની. | |
| ૧ કટોરી નં. ૧ રૂપાની કીં ૨॥ ની | ૨ લોટા ૨ પીતળના |
| ૧ ત્રાંબાનો ધાણીઓ નં ૧૨ ૬ને આશરે | ૧ લોટી ૧ જમોના જળી પીતળની. |
| ૨ તપેલીઓ ૨ ત્રાંબાની | ૧ પીતળનો વાડકો ૧ |
| ૧ ત્રાંબાનો દાબડો ૧ ઢાંકણ સુધાં | ૨ ત્રાંબાની કાશદી ૧તા આબખોરા |
| ૩ ત્રાંબાના લોટા ૩ | ૧ કલ્લીની વાડકી ૧ |
| ૨ કરવા ૨ ત્રાંબાના | ૧ કલ્લીનો વાડકો ૧ |
| ૨ ત્રાંબાની દાબડી ૨ | ૧ કાંસાનું ગરિયુ ૧ |
| ૨ ચદની ૨ ત્રાંબાની | ૨ કાંસાની વાડકી ૨ |
| ૩ આરતી તા. ઘંટા તથા ધુપદાનું | |

એણી વીગતે શ્રી ,ઠાકોરજીના આભુષણ તથા વાસણ તથા રૂ ૫૦ રોકડા અંકે પચાસ પુરા જમનાબાઈને ઠાકોરજી જોડે આપ્યું છે તે સર્વે તેના ઠાકોરજી પધારે ત્યાંવાસણ તથા આભુષણ જાએ રૂપૈયા નહી.એ વીગતે લખ્યું છે તે કરવુ પડે પણ અમને ભગવત્ આપની થાસ પછી અમોને આરામ થાએ તારે અમો બધુ વાપરીએ તેમાનો અમોને બાધ નહી. સવત ૧૮૯૮ ના માગશર વદી ૧૩ ને રવીવાર.

| | |
|---|---|
| ૧ અત્ર ભતુ | ૧ અત્ર માખ |
| ૧ વૈષ્ણવ ન્યાલકર પ્રભુરામ | ૧ વૈષ્ણવ ગણુછોડજી રાજારામ માખ |
| ઉપર લખ્યા પ્રમાણે મઠી | ૧ મેતા ત્રીકમ હરજીવણદાસ માખ |
| | ૧ ઠમાગ ભૂખણ હરખજીની માખ |
| | ૧ ભટ બાપુ વલ્લભરામ નાખ |
| | ૧ મહેતા સુરજરામ રઘનાથદાસ માખ |
| | ૧ પરી દામોદરદાસ ભગતીદાસ સાખ |
| | ૧ પરી કેસુરદાસ ગમદાસ માખ |

દઆદ ભાઈ ન્યાલકરભાઈની મમક્ષ મનત ૧૮૯૮ પોસ સુદ ૧

મજાન બેન બેનજીને — દ્રોનો રોપનો ગોરને

લુગડા માધવને — મકગતી બાપુના દીકરાને

પદ ૧ ભાઇ માનને — પદ ૧ ન઼ાજીની દીકરીને

પાણીનુ ગેરેક મુગતાને — પદ ૧ ભગવાનની દીકરીને

ઉમા માહેસ્વર બેન ગધીને.

તારીજ

સનજા લુગડા પદ વિગેરે

મજાતની નીગત—

| | |
|---|---|
| ૧॥ પનગડી ૧ | લુગડા |
| ૨) ગેરેક | ૭) પાઘડી ૧ |
| ૦॥। ઉનીકુ | ન॥। દોપટો ૧ |
| ૦)≡ દીવી | ૦॥ જોડા ૧ |
| ૨) પાગી | ૬) ધોતીઉ ૧ |
| ૧) પાકેટ | ૧) અંગરખુ ૧ |
| ૨॥। તનાઈ | ૧૧) પદ ૬ વીગેરે |
| ૧। ચાદરો ૨ | થાલી ૧, લોટો, નાગો |
| ૦॥ ગાનમસુરીઆ | ૩) ઉમા માહેસ્વર તા ડગની |
| ૦)– પડાઉઆ | ૧૨) ખેહેડાના |
| ૦॥ જોડા | ૩) ડગની |

# પરિશિષ્ટ ૮ મું.

## ભક્તકવિશ્રી દયારામભાઇનાં જીવનસૂત્રો.

कबहु कृष्ण इच्छा बिना, डोले नहीं इक पात;
यही दृढ चित्त राखियो, लक्षबातकी बात.

ક્લેશકુઠાર.

ભજનવિના વાત સર્વ જાણજે વૃથા,
મૂકી કુથલી સાભળને કેશવની કથા;
આત્મઘાતી તુ જ તારો ન થા, ન થા.
દયાના પ્રીતમવિના ગતિ નથી સર્વથા.

પ્રકીર્ણપદ.

વિશ્વ સકલ છે હરિનું રૂપજી, એકાશે વ્યાપક વ્રજભૂપજી,
કર્તા હર્તા પોષક સ્વામીજી, સહુ ઘટવાસી અંતર્યામીજી
માટે કોઇનો દ્રોહ ન કરવોજી, હરિ દુ:ખાશે એ ભય ધરવોજી,
જે તે રીતે કોઇ તનુધારીજી, સુખી કરતાં ખુશી કુંજબિહારીજી.
સઘળે સરખી પ્રીત ન સારીજી, ટેકની ભક્તિ પ્રભુ અતિ પ્યારીજી
અળગા અન્યાશ્રિત ભગવતજી, વ્યભિચારિણીથી પ્રેમ ન કાંતજી
તજી સુદૃઢ શ્રીહરિની સેવાજી, કરે ઉપાસન દેવી દેવાજી,
તે જેમ તરસ્યો ગંગ અનુપજી, તજીને તીરે ખોદે કૂપજી.
સુર પૂજે મૂકી જગદીશજી, તજી કામદુધા દોહે મહિષજી,
કહે નિગમાગમ એ ફરીનેજી, ભજો સદા સહુ હરિનેજી
શિખ સમુચ્ચય કહુ સુણુ મારજી જેથી રીઝે નંદકુમારજી,
લાખ શિખની કહું એક શિક્ષાજી, કૃષ્ણ સેવવા વૈષ્ણવી દીક્ષાજી.
દૃઢ શરણાગતિ દૃઢ વિશ્વાસજી, હરિ ગુરુ વૈષ્ણવ સાચુ દાસજી,

પ્રેમતનું દુઃખ જોઈયે, નીચ નજર ના કરીયેજી;
પાછળથી પસ્તાવો ઉપજે, હાંસીથી તો ડરિયે  શિક્ષા શાણુને૦ ૪
ધનુ દ્રવ્યકિને ખરચ ન કરીયે, દાઝી ના સહિયે દુઃખજી,
જેવી સંપત તેવુ ભોજન, સદા પામિયે સુખ.  શિક્ષા શાણુને૦ ૮
આપ વખાણુ અવરની નિંદા, પર પત્નીસું હાસ્યજી,
મતિ ભાપણુ કટુ જીભ ચલાવે, મ્હોટમપણુનો નાશ. શિક્ષા શાણુને૦ ૧૦
સુખ આવે છાકી નવ જઇએ, દુઃખ આવે નવ ડરીયેજી,
આપણુથી અધિકાને જોઇને, ગરવ કલેશને હરિયે.  શિક્ષા શાણુને૦ ૧૧
લાખ ગમાવી સાખ રાખજો, સાખે મળશે લાખજી,
લાખ ખરચતા સાખ નવ મળે, સાખ ગયે સહુ ખાખ. શિક્ષાશાણુને૦ ૧૬
જેથી પ્રીત વધ્યાની ઇચ્છા, તે ઘર ત્રાણુથી ડરીયેજી,
વિવાદ ધનલેહેવાર પરોક્ષે, વામા વાત ના કરિયે  શિક્ષા શાણુને૦ ૨૦
કૃષ્ણુવિના કોઇ થકી કદાપિ, જાર પ્રીત ના કરીયેજી,
ગળે પડી છુટે નહી કેમે, પાપ તાપ પચી મરીયે  શિક્ષા શાણુને૦ ૨૨
જે જે વાતે મીઠુ કડવુ, આપણુને જેમ લાગેજી,
તેજ પ્રમાણે સમજી લેવુ, સહુને સુખ દુઃખ જાગે.  શિક્ષા શાણુને૦ ૩૫

( ચાતુરીનો ગરબો )

મોહોટાનુ વચન સુખધામ, કૃતિ રીતે કરિયે,
તે કરે ચાહાય તે કામ, આપણુ તો મરિયે. મોટા૦  ટેક૦

× × ×

તારો અમુલખ અવસર જાયરે ગોવિંદ ગારે,
મૂરખ તૂ સમજે નહી, આયુષ ઓછુ થાય,
જ્યમ સરોવરની માછલી, સમજે નહી સલિલ સુકાયરે  ગોવિંદગારે ૧૦
તેનુ તે ભાસે તુને, ભોર અપોર શરીર,

વઢી જાતું જાણે નહીં, જેમ નદીઓનું નીરરે. ગોવિંદ ગારે૦ ૨

× × ×

ચિત તું શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે.
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુખ, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને૦ ૬

× × ×

શામ સેવીયે ગોવિંદ ગાઇયે, કોરી કથનીથી શું થાય. શામ૦

× × ×

હરિ તુને પ્રસન ને કેમ થાયે, તાહરા મનનું કપટ ન જાય;

× × ×

નામ સાર છે રે નામ સાર છે, જીવ્હા જપોની શ્રીકૃષ્ણનામ સાર છે,
દામ ન લાગે ને હાડ ના લાગે જાવું પડે નહીં વંન;
ખાતાં પીતાં ખુશી કરતાં, તપવું ના પડે તંન. નામ૦ ૧
સકળ ધરમ સકળ સાધન, નામેથી સફળ થાય;

× × +

## આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

૧ નારાયણદાસ પરમાનંદદાસ શાહ ... ... ડભોઇ.
૨ બાજીદાસ કૃષ્ણદાસ કીર્તનીઆ, ઠે. ભુલેશ્વર નવામંદિર, મુંબઇ.
૩ મોટામંદિરની હવેલીમાં, ભુલેશ્વર, ... ... મુંબઇ.
૪ મોહનલાલ મનસુખરામ બુકસેલર ઠે. લેહેરીપુરા. ... વડોદરા.
૫ લ'લુભાઇ છગનલાલ દેસાઇ; ખતરી પોળ... અમદાવાદ.
૬ શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય. ... ... ...નડીઆદ.
૭ શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય. ... ... ... ધંધુકા.
૮ શ્રી દ્વારકાંનાથજીના મંદિરમાં ... ... ... પાટણ.
૯ શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય. ... ... ... દાહોદ
એ સિવાય મુંબઇ, સુરત અમદાવાદ, વડોદરા, ભાવનગર, રાજકોટ,

# શ્રી દયારામંકૃત કાવ્યમણિમાલા ભાગ ૨ જો.

આ સંગ્રહમાં કવિશ્રી દયારામભાઇનાં ઉત્તમોત્તમ મહાન્ કાવ્યોને સ્થાન આપ્યું છે અને ગ્રંથની નીચે સમજાવવા માટે ઉપયોગી ટિપ્પણનો પણ સમાવેશ કર્યો છે.

**રસિકવલ્લભ**–ઉપનિષદ્, ગીતા, બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્ભાગવત એ પ્રસ્થાન ચતુષ્ટયમાં વારંવાર પ્રતિપાદન કરવામાં આવેલા વેદાંતના અત્યંત ગહન વિષયોને રસિક અને સરલ ભાષામાં જો કોઇએ ગુંથ્યા હોય તો તે કવિશ્રી દયારામભાઇ જ છે. આ ગ્રંથમાં વેદાંતના સિદ્ધાંતોને દૃષ્ટાંતો સાથે એવી ભાષામાં સ્પષ્ટ કરવામાં આવ્યા છે કે વાંચકોને તેથી મુદ્દલે કંટાળો ઉપજે જ નહિ. વેદાંતનો શુદ્ધ અર્થ નહિ સમજનારા ઇતર મતોનું હાસ્યરસિક ભાષામાં કરવામાં આવેલું ખંડન વિદ્વાન્ વાચક વર્ગને રમુજ સાથે આશ્ચર્યચકિત કરી નાંખીને કવિશ્રીની વિશાલ વિચારશકિતનો ખ્યાલ આપે છે. માટેજ મુબાઇ યુનિવર્સિટીએ આ ગ્રંથ એમ્. એ. માં ટેક્સ બુક તરીકે ગખેલો છે. વૈષ્ણવોને તો તે અતિ ઉપયોગી છે.

**બ્રાહ્મણભક્ત સંવાદ**—બ્રાહ્મણ શ્રેષ્ઠ કે ભક્ત? ઘણા લોકોને તે વિષે સંકલ્પ વિકલ્પો થયા કરે છે, આ પ્રશ્નને કવિશ્રીએ શાસ્ત્ર અને યુકિતથી એવી રીતે ચર્ચ્યો છે કે, એકવાર આ ગ્રંથનું મનન કર્યા પછી ઉપરના પ્રશ્ન વિષે કાંઇ સંશય રહેતો નથી. સંવાદ ઘણોજ રમુજી અને વાંચવાલાયક છે.

**પુષ્ટિપથ રહસ્ય**—પુષ્ટિમાર્ગનાં અલૌકિક રહસ્યોનો ભંડાર આ ગ્રંથમા ભર્યો છે પુષ્ટિમાર્ગના મર્મજ્ઞોને અને પ્રભુસ્નેહથી પરિચિત હૃદયોને આ ગ્રંથમાં વર્ણવેલા અનુભવના સિદ્ધાંતો હૃદયંગમ થઇ પડશે એમાં કાંઇ પણ સંશય નથી. કોઇ પણ ગ્રંથમાં આવુ પુષ્ટિમાર્ગનું સુંદર રહસ્ય સરલ ગુર્જર કવિતામાં દૃષ્ટિગોચર થતું નથી. પુષ્ટિમાર્ગના પ્રેમીઓએ એકવાર અવશ્ય આ ગ્રંથનું મનન કરવુંજ જોઇએ.

**પ્ર:–નારાયણદાસ પરમાનંદદાસ શાહ, ડભોઇવાળા,**

ડભોઇ (ગુજરાત).

# ભક્તકવિ શ્રીદયારામભાઈનું આંતરજીવન.

લેખક—મૂલચંદ તુલસીદાસ તેલીવાળા, બી. એ. એલએલ બી.
સ્વ. ગોકુળજી ઝાલા વેદાન્ત પ્રાઇઝમેન.
વકીલ, હાઇકોર્ટ—મુંબઇ.

આ ગ્રંથમાં કવિશ્રીનું આંતર જીવન આલેખવામાં આવ્યું કવિશ્રીના બાહ્ય સ્થૂલ જીવન કરતા એઓશ્રીનું આંતર અલૌકિક ચિરસ્મરણીય જીવન કોઇ ઓરજ રસથી રેલાયલું નજરે પડશે. ભગવદ્ભક્તિ મૂર્તિમંત કવિશ્રીનું હૃદય જે તેઓની વાણીમાં જળહળી રહ્યું છે તે શુદ્ધ ચિત્ર આ ગ્રંથમાં નજરે પડશે. વર્ષોનો અનુભવ, મહાન્ આચા અને મહાનુભવીઓનો સમાગમ, શાસ્ત્રોનું શ્રવણ મનન આદિના પરિણ પ્રભુનું સ્વરૂપ, જગતનું સ્વરૂપ, જીવનું સ્વરૂપ, જીવોનું કર્તવ્ય, વ્યવહા જ્ઞાન, અક્ષરધામ, સૃષ્ટિની ઉત્પત્તિ, વિનતિ, મૂર્તિ, અનન્યાશ્ર સાધન, દીનતા, ભક્તિ, શરણાગતિ, મોક્ષવિષય, તત્ત્વજ્ઞાન વગેરે મહ ગહન પ્રશ્નોની ગુંચો કવિશ્રીએ કેટલી સરળતાથી તેમજ રસિકતાથી ઉ છે, તેનો અનુભવ આ ગ્રંથ કરાવશે.

વળી આ ગ્રંથ **કવિશ્રીની નીતિ, શૃંગારરસ, વૈષ્ણવ ગુર્જર સાહિત્યમાં કવિનું સ્થાન, કાવ્યોના વિભાગ, અ દેહનું અવલોકન, અનુભવવિષય,** અને ઉપસંહાર વિગેરે અ વિષયોથી ભરપૂર છે. કહો કે કવિશ્રીના અક્ષર દેહનો ખરો ચિત તો આ ગ્રંથમાંજ દૃષ્ટિગોચર થશે. કવિશ્રીના કાવ્યોનો અભ્યાસ દૃષ્ટિએ કરવો જોઇએ, કવિશ્રીના આંતરજીવનનો એમનાં કાવ્યોમાં સાક્ષાત્કાર થાય છે, વગેરે બાબતો જેવી આ ગ્રંથમા જણાશે બીજા કોઇ પણ ગ્રંથમાં નહિ દેખાય. આ વાતની ખાતરી વાચકો અવશ્ય થશે, એમ અમારી દૃઢ માન્યતા છે. અગાઉથી થનાર ગ્રા પ્રકાશકને લખવું.

પ્રકાશક:—નારાયણદાસ પરમાનંદદાસ શાહ.ડભોઇવાળા,
મુ. ડભોઇ. (ગુજરા